# સવિતા કૃત કવિતા.

રચનાર
ત્રિ. સવિતાનારાયણ ગણપતિનારાયણ.

દોહરો.
"પ્રભુપ્રેરિત જૈસી મતી, તૈસી કિય કવિતાઈ;
જૈસે વિચરત વાસકન, જિતહિ પવન લે જાઈ."

મુંબઈ:
ગુજરાતી પ્રિંટિંગ પ્રેસ.



૧૮૮૫

## જનાબે આલી શેખ બહાવદીનભાઈ

## સંસ્થાન જુનાગઢના વજીરસાહેબ.

આપ નામદારે, સોરઠસરકારના વજીરસાહેબના માનવંતા અહોદ્દાપર બિરાજી અને સરકારશ્રીને યોગ્ય સલાહ આપી દેશમાં સુખસંપત્તિ વૃદ્ધિ પામે એવી રાજ્યનીતિથી પ્રજાપ્રીતિ સંપાદન કરી છે. જુનાગઢમાં માનવંતા સ્વર્ગવાસી નવાબસાહેબશ્રી ૭ મહાબતખાનજીના સ્મરણમાટે આપે પોતાને ખરચે 'મહાબત મદ્રેસા' નામની એક વિદ્યાશાળાનો આરંભ કર્યો છે, જુનાગઢની પડોશમાં આવેલા જગતપ્રસિદ્ધ ગિરિનાર પર્વતપર અને તેની પાસે આવેલા 'દાતાર' નામના ડુંગરપર જળાશય, મુસાફરખાનાં તથા વાવ કુવાઓ વગેરે બંધાવી આપે પોતાનું નામ અમર કર્યું છે, સોરઠ પ્રજામાંનો કોઇ પણ વિદ્યાર્થી વિદ્યાકળામાં કુશળ થવા વિલાયત જાય તેને વાર્ષિક બે હજાર રૂપીઆની સ્કાલરશિપ આપવા આપે ઠરાવ કર્યો છે અને તખ્તેસ્તનશીન નવાબ સાહેબ મહાબતખાનજીનું નામ વિદ્યાભાગ સાથે અમર રાખવાને એક "ફેલોશિપ" યુનિવર્સિટીના સંબંધમાં કહાડવા નિર્ણય કર્યો છે; તેમજ બીજાં પણ સારાં કાર્યો કરવા આપ ઇચ્છો છો; તથા જુનાગઢમાં વસનારા રાજકાજમાં આગળ પડી મોટો ભાગ લેનાર મારા જ્ઞાતિ જે નાગર તેમના હિતાર્થે અનેક પ્રકારે ઉત્તેજન આપો છો, એ આપ નામદારના સુગુણોના સ્મરણાર્થે આ પુસ્તક આપને

અર્પણ કરૂં છું.

# પ્રસ્તાવના.

આ પુસ્તકમાંની કેટલીએક કવિતા આગળ છપાઇ ગયલી તથા કેટલીએક નવી પણ છે. મારા કેટલાએક મિત્રો આગળ એ કવિતાઓ ગાઇ સંભળાવી, ત્યારે તેમણે એ બધી કવિતાનો સંગ્રહ એક પુસ્તકરૂપે પ્રગટ કરવા મને ભલામણ કરી તે ઉપરથી આ ગ્રંથ હાલમાં છપાવી બાહાર પાડયોછે.

મેં કવિતાને મારી ઉપજીવિકાનું સાધન કર્યું નથી, તેમજ લોકો મને કવિ કહે એવા હેતુથી નહિ, પણ કવિતામાંજ મારા મનને ખરેખરો આનંદ જડી આવ્યાથી અવકાશની વખતે આ ગ્રંથનો મોટો ભાગ રચેલો તેમજ કેટલીએક કવિતા મારા મિત્રો વગેરેની ભલામણ તથા સૂચના ઉપરથી પણ રચેલી છે.

ભરૂચમાં જ્યારે હું રેલવેખાતામાં નોકરીપર હતો ત્યારે વ્રજ ભાષાના કવિતાગ્રંથોનો અભ્યાસ અયોધ્યાવાસી દ્વિજકુલભૂષણ કવિવર બિસેસરની પાસ મેં કર્યો હતો અને ત્યાર પછી થોડેજ દિવસે "ભરૂચ સમાચાર"ના એડીટર મી. સરૂપચંદ દલીચંદના શિલા છાપખાનામાં એક નાહાની ગુજરાતી કવિતાની ચોપડી છપાવી બાહાર પાડી હતી. ત્યાર પછી મુંબઈમાં પણ બે ત્રણ કવિતાનાં પુસ્તકો રચી છપાવ્યાં હતાં.

મને ગુજરાતી કરતાં વ્રજ ભાષાની કવિતા વધારે પસંદ હોવાથી મેં ઘણીએક કવિતા એ ભાષામાં રચી રાખી છે. તે ઉપર તે ભાષા જાણનાર કોઈ પ્રસિદ્ધ કવિનો અભિપ્રાય મેળવવાનું જ્યાંસુધી બની ન આવે ત્યાંસુધી તે કવિતા છપાવી પ્રસિદ્ધ કરવી હું ઘટિત વિચારતો નથી.

આપણી ભાષામાં વર્ણમેળ તથા માત્રામેળ છંદોમાં અર્થાત્ પિંગળપદ્ધતિ પ્રમાણેની, દશીઓમાં તથા હાલમાં ગવૈયાઓ ગાયછે એવી રાગરાગણીઓમાં જોડેલી એવી ત્રિવિધ પ્રકારની કવિતાઓ જોવામાં આવે છે. વર્ણમેળ છંદો જેવા કે ભુજંગી, વસંતતિલકા, દ્રુતવિલંબિત તથા પ્રમિતાક્ષરા વગેરેમાં ડભોઇનો રતનેશ્વર મેઘજી નામનો કવિ જે સંવત ૧૭૪૯ માં હતો, તેણે "આત્મવિચારચંદ્રોદય" નામનો આખો ગ્રંથ ગૂર્જર ભાષામાં રચેલો છે. દોહરા, ચોપાઈ, છપ્પા વગેરે જેવા માત્રામેળ છંદોમાં સામળ વગેરેએ કવિતા રચી છે, દશીઓમાં પ્રેમાનંદ વગેરેએ અને રાગરાગણીઓમાં આપણા ગૂજરાતી જયદેવ દયારામભાઇએ શૃંગારરસભરિત કવિતા રચી છે; જે આખી ગૂજરાતમાં ગવાય છે. આ ગ્રંથમાં એવી ત્રણે પ્રકારની કવિતાઓ છે.

આ ગ્રંથનાં આઠ અંગ એટલે ભાગ કરવામાં આવ્યા છે. એમાં ઇશ્વરભક્તિ, વૈરાગ્ય, નીતિ, પ્રીતિ, સ્વદેશપ્રીતિ અને તેવાજ બીજા અનેક ઉત્તમ બોધદાયક અને મનોરંજક વિષયો છે. એમાં જે ભાગ ભાષાંતરરૂપ છે તેમાંના વિચાર વગેરેમાં કાંઈ દોષરૂપ અથવા વાંધા જેવું કોઇને જણાય તો તેનો જવાબ આપવાનું હું માથે લેતો નથી. અંગ ત્રીજામાંની એક ગરબી તથા ગાયનમાળાનાં બે ગાયનો ભાષાંતરરૂપ છે એમ જણાવવાનું ગફલતમાં રહી ગયું છે.

કવિ સામળદાસે પોતાના ગ્રંથની નાયકાઓ તથા ઉપનાયકાઓનું વર્ણન કરતાં "એવી નહિ ભૂતલ ભામની" જેવાં કાંઇ સેંકડોને એકદમ સરટીફીકેટો આપી દીધાં છે, તેવું અતિશયોક્તિ રૂપ આ ગ્રંથમાં કાંઇ જોવામાં આવે તો એશિયાખંડના કવિઓની એ રીત તરફ તિરસ્કાર ધરાવતાં શીખેલા અને

વિલાયતી ત્રાજવે દેશી કવિતાનું તોલન કરવા ઉભા થનારા આધુનિક વિદ્વજ્જનોએ ક્ષમા કરવી.

આ ગ્રંથમાં કાંઇ પણ દોષ નથી એમ હું કેહેતો નથી. એમાં અનેક દોષ હશે તેમાં કાંઇ સંશય નથી. તેવા દોષ ઉપર દૃષ્ટિ ન રાખતાં હંસક્ષીરન્યાયે વિદ્વજ્જનો તરફથી વ-ર્ણાણુક કરવામાં આવશે એવી આશા રાખુંછું.



# અનુક્રમણિકા.

## અંગ ૧ લું.

## ઇશ્વરભક્તિ અને વૈરાગ્ય.

## અંગ ૪ થું.



## અંગ ૫ મું.

પૃષ્ઠ.

# અંગ ૬ ઠું.

મનોહરમાળા.

# અંગ ૭ મું.

## ૧ પ્રસિદ્ધ પુરૂષો.



# અંગ ૮ મું.

## ૧ વિવિધ વિષય.

# શુદ્ધિપત્રક.

| પૃષ્ટ. | લીટી. | અશુદ્ધ. | શુદ્ધ. |
|---|---|---|---|
| ૨ | ૨૧ | સદા | સદાય |
| ૮ | ૧૭ | સુછંદે | સુછંદ |
| ૮૭ | ૨ | કહુકી | કુહુકી |
| ૧૧૨ | ૨૧ | સિદ્દિવ | સિદ્ધિ |
| ૧૧૬ | ૩ | વડે કીર્ત્તિ | વડે કરિ કીર્ત્તિ |
| ૧૧૬ | ૧૯ | શ્રુભ | શુભ |
| ૧૧૯ | ૨૦ | અતરમાંહિ | અંતરમાંહિ |
| ૧૫૧ | ૨૨ | સવ | સવે |
| ૧૫૭ | ૯ | વ્હેમ રૂડી | વ્હેમરૂપી |
| ૧૫૯ | ૯ | શ્રૃંગાર | શૃંગાર |
| ૧૭૨ | ૨૧ | સહુ | બહુ |
| ૧૭૩ | ૧૫ | કેઈ | કોઇ |
| ૧૮૬ | ૮ | લલટ | લલાટ |
| ૧૮૮ | ૨૧ | ચલે | ચાલે |
| ૧૯૦ | ૪ | દાતાત | દાતાતણા |
| ૧૯૧ | ૧૯ | સાજનો | સાંજનો |
| ૨૧૦ | ૧૯ | શેભ્યો | શોભ્યો |
| ૨૧૩ | ૨૨ | હિદુસ્તાન | હિંદુસ્તાન |
| ૨૨૮ | ૮ | ફુળ | ફુળ |

# સવિતાકૃત કવિતા.

## અંગ ૧ લું.

### ૧ ઇશ્વરભક્તિ અને વૈરાગ્ય

પૃથ્વીછંદ.

સ્મરૂં પ્રથમ પ્રેમથી સકલ સિદ્ધિદાતા હરિ,
હરી સકલ વિઘ્ન જે સુમતિ સર્વદા દે ખરી;
કરી અતિ મદાંધ આ વિષયરૂપ તે સંહરી,
દિયે સહજ મુક્તિ તે ભજું હું ઇશિ ભાવે કરી. ૧

ભુજંગીછંદ

પુરા પ્રેમથી ઓ પ્રભૂ પ્રાણનાથ,
ધરે તૂંવિના ભક્તનો કોણ હાથ?
મને આસરો તાહરો એક મોટો,
ગણૂં તેવિના અન્ય આધાર ખોટો. ૨

તોટકછંદ

પ્રભુ દીનદયાળ કૃપાળ હરી,
મમ અંતરમાં તવ ભક્તિ ભરી;
તુજ દાસ સદા મુજને કરજે,
વિનતી હરિ કાન તું એ ધરજે. ૩

### વસંતતિલકાછંદ

આકાશ, પૃથ્વિ, જળ, તેજ, અનીલ આદી,
તારી કૃતી નિરખતાં અતિસે અનાદી;
આશ્ચર્ય પામિ ઉર હર્ષથકી ફુલે છે,
શિક્ષા રૂડી અહિ અતી મનડૂં ખુલેછે. ૪

### મોતિદામછંદ

સદા મુનિ, સિદ્ધ રટે તુજ નામ,
લહી તુજને પ્રભુ પૂરણકામ;
ગણૂં તુજ કેમ કરી ગુણગ્રામ,
મહા મતિમંદ કજાત હરામ. ૫

### ચામરછંદ

નિત્ય છે નહીં અનિત્ય સર્વ આ પ્રપંચ છે,
અભ્રછાંયના સમો કરેલ સર્વ સંચ છે;
એમ જાણિ આણિ ભાવ અંતરે હું શ્રીહરી,
નામ અષ્ટ જામ તાહરૂં જપૂં ફરીફરી. ૬

### નારાચછંદ

દયાળુ દેવ દીનબંધુ ધ્યાન તાહરૂં ધરૂં,
વિનંતિ પ્રેમભાવનાથકી હું એટલી કરૂં;
વિપત્તિ આપ વિશ્વનાથ મૂજને કૃપા કરી,
સ્મરૂં સદા નામ જેથિ તાહરૂં ફરીફરી. ૭

### માલિનીછંદ

ગિરિ, વન , સરિતા ને સાગરો આદિ જોઇ,
કુમતિ મનતણી મેં શ્રીહરી સ્હેજ ખોઇ;
તુજ કૃતિ અતિ ન્યારી ભાળિને ભર્મ છોડી,
પ્રભુ જગપ્રતિપાળૂ પ્રીત તૂંસાથ જોડી. ૮.

### દ્રુતવિલંવિત

સબળ શત્રુ મળ્યા ખટ વાટમાં,
પડિ ગયો અસુ આ ગભરાટમાં;

કર તું દુષ્ટથિ મુક્ત કૃપાકરા,
બરદપાળક નાથ દિગંબરા. ૯.

## મંદાક્રાંતાછંદ

શ્વાસોશ્વાસે સ્મરણ કરતાં ઇશ તારૂં કૃપાળૂ ,
ભાસે મિથ્યા જગત સહુને સત્ય હું સૂખ ભાળૂં ;
ખોટી ખોટી ખટપટ અને જક્તજંજાળ ભારી,
આથી કીધી હરખ અતિથી ઓથ મેં તારિ ધારી. ૧૦

## અશ્વધાટીછંદ

ધારી વિચારિ મતિ હારી મહામુનિની મારી ત્યહાં ક્યમ મતી,
ત્હારિ ખળારિ દુખહારી હરી અકળ ન્યારી કળે કળ અતી ;
ભારિ નિવારિ ભય સારી મહર્થે ન વિસારી દઇ જગપતી,
વારી અજા બરદધારી ઉતારિ રિશ તારી તું દે સદગતી. ૧૧

## પદ્મરાગછંદ-દંડકવૃત્ત.

જય જય જગદેવ તૂં સેવના તાહરી શુદ્ધ ભાવે કરી મેં કરી આજસૂધી નહીં ને ભમ્યો આમ ને તેમ હૂં સ્વાર્થને સાધવા લોભ ને લાલચે જગ્તમાં, ધરમ કરમ ભૂલિને મોહમાં ઝૂલિને લોકને ધૂતવા ઠામઠામે મચી ધૂર્તવિદ્યા કરી ફંદ ફાવ્યા રચી સર્વમાં થઈ પડયો સત્ય પ્રેમી મહાભક્તમાં; સિત કચ શિર આવિ ઊભા રહ્યા જે જરા રાણિના દૂત તે ભાળતાં કાળજે ત્રાસ વ્યાપેછ ને લાજથી શીશ નીચૂં કરી જોઊંછું કોઈ શાતા દિયે દોડિને, અજર અમર નાથ મેં હાથ તારો ગ્રહયો આ સમે હેતથી તાર કે માર હૂં તૂજ આધીન છૂં ક્યાંહ દૂજે સ્થળે જાઊં હું શ્રીહરી સૂખદાતા તને છોડિને. ૧૨.

## વિબુધવંદિતાછંદ.

તવ કૃપાવડે શ્રી હરી સહૂ,
સુખ મળે અહીં શૂં મુખે કહૂં;
તવ કૃપાવિના શ્રીહરી સહૂ,
દુખ પિડે અહીં પ્રાણિને બહૂ. ૧૩.

### શિખરિણીછંદ.

કૃપાસિંધૂ મારી, અરજ ઉરમાંહી તું ધરજે,
ગણી તારો સાચો, ભગત ભવનાં દુઃખ હરજે;
કિધાં કર્મો જે મેં, કુમતિ મતિમંદે મન ધરી,
વિસારી તે સર્વે, સુમતિ અતિ દેજે અઘ હરી. ૧૪.

### હરિણપ્લુતછંદ.

મહિમા તુજ કોણ કળી શકે,
મનવિષે મમતા મુરખા ધરે;
ચલાય નહીં કદિ અદ્રિ તે,
પિપિલિકા શ્રમથી મથિજે મરે. ૧૫.

### દોધકછંદ.

તું ભવસંકટ ભકતનું ટાળે,
પૂરણ પ્રેમશું લાડ તું પાળે;
એવી મહેશ્વર છે તુજ માયા,
કેમ લહૂં જડ હૂં જગરાયા. ૧૬.

### સ્વાગતાછંદ.

દીનબંધુ જગપાળક સ્વામી,
વિશ્વનાથ હરિ અંતરજામી;
કોટિકોટિ મુજ દોષ વિસારી,
પ્રેમભક્તિ શુભ દે સુખકારી. ૧૧.

### પદ્ધછંદ.

ન મદ દેહતણો ધરે હરિ કરિ સુખદ તુજ ભજન,
નજ ભવાટવિ આથડે પ્રભુ તુજ ભગતજન સજન;
ન જસ દંભિતણો કથે કદિ શુભ વિસરિ જઇ વજન,
નજ વડાઇ કહે મુખે નિજ સતત કરિ મન દમન.—૧૮.

### માળા છંદ

અજર અમર અજ પ્રભુ જગનાયક,
સકળ દુરિતહર સહુ સુખદાયક;

જનમમરણભય હર ભિડભંજન,
ચરણશરણ લહિ ભગત નિરંજન. ૧૯.

ઇંદ્રવજ્રાછંદ

મારી અવિદ્યા હરિ તૂં નિવારી,
દેજે પદાબ્જે રતિ સૂખકારી;
જાચૂં છઊં એટલું વિશ્વનાથ,
દે તું મને જાણીકરી અનાથ ૨૦.

કેકનીશારદાછંદ

ક્યાંયકી આવિયો, જાવું છે ક્યાં વળી,
કેમ આવ્યો અહીં તેહનો સાર;
શોધિ જોતાં મને શ્રીહરી આ સમે,
કેમ અજ્ઞાનિને લાધશે પાર;
લોભ, તૃષ્ણાતણાં બંધને બાંધિયો,
કેમ છૂટૂં કહો વિશ્વકર્ત્તાર;
હે હરી હેતથી હાથ ઝાલી કરી,
દાસ જાણી હવે દીનને તાર. ૨૧.

ઉપેંદ્રવજ્રાછંદ

કુતર્ક કાઢી કરિ ખૂશ થાયે,
પ્રપંચ પાખંડથકી કમાયે;
અનેકનૂં કાળજું નિત્ય કાપે,
રખે તું તેનો હરિ સંગ આપે. ૨૨

હંસછંદ

મતવાદમાં મચિ વાદ વ્યર્થ જનો કરે
ભરમાય અર્થ ન એક અંતરનો સરે;
જગદીશ જે કૃતિ સર્વથી તુજ ન્યારિ છે,
સહુ ઠામ તે અતિ ભક્તને સુખકારિ છે. ૨૩.

શાર્દૂલવિક્રીડિતછંદ

ખોટાં શાસ્ત્ર ભણી કરી ભટકતા ભૂલ્યા ભમેછે નરો,
ખોટા તર્ક કરી ન દે જગતને સદ્બોધ તે તો ખરો;

ગોટા વાળિ ભમાવિ મૂઢ જનને બેશે ન હામે ઠરી,
સોટા તે જમદૂતના સહિ તને સંભારશે શ્રીહરી  ૨૪.

### મનહરછંદ,

દિનકરમાંહિ અતિ ઉષ્ણતા ભરેલી તેથી,
તેની ઉપમા તે તને કેમ કરી દીજિયે;
સાગરની દીજિયે તો તેહની ખારાસતણો,
પ્રથમ વિચાર કેમ ચિત્તમાં ન લીજિયે;
ગિરિતણી ઉપમા કો કવિજન કલપે તો,
જડતા વિચારી કેમ અંતરમાં રીઝિયે;
તારૂં ઉપમાન આન મળતું નથી તો કેમ,
અનન્વયાલંકાર આ ઠામ નવ કીજિયે. ૨૫.

### વૈકુંઠધામાછંદ

આજપર્યંત માયાતણે પાંજરે કલ્પનાપક્ષિણી જે પુરાઇ હતી,
તેહને તેથકી મુક્ત થૈ ઓ હરી ઊપજી એક અદ્ભુત છે એ મતી
કે ચિદાકાશના ચંદ્રમાંથી સુધા જૈ પિયૂં પ્રેમથી મગ્ન થાઊં અતી,
દીનના નાથ હૂં હાથ જોડી કહૂં આપજે એટલી તેહને તૂં ગતી. ૨૬

### રથોદ્ધતાછંદ

આદિ, મધ્ય અવસાનમાં સહી,
વક્રતા મગણમાંજ છે રહી;
તેમ મૂજ મતિમાંહિ છે ખરી,
તેહને કર પરી તું શ્રીહરી. ૨૭.

### શાલિનીછંદ

સાધૂકેરો સંગ તૂં નિત્ય આપી,
સર્વે મારાં કષ્ટ ને વિઘ્ન કાપી;
શ્રદ્ધા મારી નિર્મળી રાખ રામ,
તારી ભક્તિમાંહિ તૂં પૂર્ણકામ. ૨૮.

### કુસુમવિચિત્રાછંદ

ધનદ સરીખો ધનપતિ થાયે,
સકળ જનોમાં વળિ વખણાયે;
પણ તુજ આજ્ઞા કદિ નર લોપે,
નરક પડે તે હરિ તુજ કોપે. ૨૯.

### ચર્ચરીછંદ

સાધુને દુખ દુષ્ટને સુખ સૂમને ધન આપિયું,
ન્યાયનું શિદ તેં પ્રભૂ શુભ વેણ એમ ઉથાપિયું;
રંક હું તુજ મર્મ એ અતિ ગૂઢ કેમ લહી શકૂં,
વ્યર્થ શબ્દ મુખેથકી અભિમાનમાં શિદને બકૂં. ૩૦.

### ગોપછંદ

દુઃખ સાધુ તો ખમેછ ઝાઝું જકતમાંહિ,
ઇશ સુખ આપશે તું સ્વર્ગમાં શું આહિ;
કે કરેછે તૂં કસોટિ પ્રેમની કૃપાળ,
એ લહું અગમ્ય મર્મ કેમ જકતપાળ. ૩૧.

### સ્ત્રગ્ધરાછંદ.

તારે આને ધુતારા વળિ ઠગ કપટી લોકને ધુતિ જાયે,
નાના પંથો, મતો ને અવર વળિ બહુ ઢોંગ પાખંડ થાયે;
ભોળા લોકો ભમાઈ અધિક ભરમમાં તેહ ઠામે ઠગાયે,
સાચી દેજે દયાલૂ અતિ શુભ મતિ તૂં તેમને જકતરાયે. ૩૩

### ઈંદ્રવિજયછંદ.

રે જગજીવન તું મુજ જીવન દૃષ્ટિથકી ન રહીશ તું ન્યારો,
પ્રેમતણા અતિ મંત્ર પવિત્ર વિચિત્રતણો તું પઢાવનહારો;
સુંદર આનનચંદ્ર મને દરસાવ દયાકર આજ તું તારો,
આતુરતા ધરિ અંતરમાં અસુ આકુળવ્યાકુળ થાય છે મારો. ૩૩.

### અર્ણછંદ–દંડકવૃત્ત.

સુખદુખ સહુ આવશે તે સહૂં ધૈર્યથી દોષ શો હૂં દર્ઊં તૂ-
જને શ્રી હરી ક્રોધમાં? ફરતિ ફરતિ છાંયડી છે અહીં વિશ્વમાં એજ

આવ્યૂં ખરૂં જ્ઞાનિ સંતોતણા શોધમાં; સરસ મરમ એજ છે એમ જાણી કરી આશ મેં આ સમે તાહરી રાખિ છે ટેકમાં, સફળ સરવ કામના માહરી તૂં કરી ટાળ તું પાપની વાસના માગુંછું હું. ક્ષમા. ૩૪.

### ઘનાક્ષરીછંદ.

પૃથિવિ, પવન, જળ અગનિ, આકાશમાંહિ,
ભરપૂર ભરેલો સકળ થળ ભાસેછે;
અજર, અમર, અજ, અનંત, અપાર હરિ,
જ્યોતિરૂપે ઝગમગ સર્વદા પ્રકાશેછે;
રૂપ ને આકાર નહીં આયુધ, આગાર તેમ,
એમ વેદશાસ્ત્ર તે વખાણ તૂજ વાસેછે;
ચિન્તન અચિન્ત્ય તૂજ સહુ સુખદાયક તે,
ચિત્તમાં કર્યાથી ઘોર તિમિર તે નાશેછે. ૩૫.

### પ્રમાણિકાછંદ.

કુછંદ છાંડિ નીતિથી,
પઢે સુછંદે પ્રીતિથી;
સુબુદ્ધિ એવિ આપજે,
કૃપાળુ કષ્ટ કાપજે. ૩૬.

---

### વિબુધવંદિતાછંદ.

સકળ વિશ્વના નાથ શ્રી હરી,
મલિન વાસના ટાળ માહરી;
અધિક બુદ્ધિ તું શુદ્ધ આપજે,
પ્રભુ કૃપા કરી કષ્ટ કાપજે. ૧

નવ કદી કરી ભક્તિ ભાવથી,
તવ કથા સુણી નાજ કાનથી;
ભજન ના કર્યું તેમ તાહરૂં,
હરિ ભલું થશે કેમ માહરૂં. ૨

બહુ બહુ કુડાં કર્મ મેં કિધાં,
ધન ધુતીકરી પારકાં લિધાં ;
ગરિબરંકને દુઃખ આપિયાં,
તરૂ સુધર્મનાં તેહ કાપિયાં. ૩

અધિક લોભ ને લાલચે ફરી,
ફિકર ના ધરી ચિત્તમાં કશી ;
કથન કંઈ કુડાં મેં મુખે કર્યાં,
વચન નીતિનાં સર્વ વીસર્યાં. ૪

કરવડે કરી ધર્મ ના કર્યો,
પણ અધર્મનો કોથળો ભર્યો ;
જગતનાથ હૂં ના ડર્યો જરી,
લુણહરામિ મેં તુજશું કરી. ૫

ચરણથી કદી ચાલિ ના ગયો,
પ્રભુ સુપંથમાં દૂર તો રહ્યો ;
ચરણ પાપને પંથ તો ધર્યો,
દિલવિષે નહીં તેથકી ડર્યો. ૬

છળ, પ્રપંચ ને ધૂર્ત્ત કામમાં,
નવ મુકી કદી ઓછ હામમાં ;
અધમ જાતનો પ્રાણિ હું ખરો,
પ્રભુ તુંથી રહ્યો સર્વદા પરો. ૭

કર ગમે તને તે હરી હવે,
અહિં બળુંછુંહું શોકને દવે ;
દુખથિ છૂટકો નાથજી કર,
અરજ દાસની દીલમાં ધર. ૮

### આર્યા–ગીતિ.

જય જય શ્રી અવિનાશી, આ અવસર આશ છે મને તારી,
મામર દાસતણાં તૂં, સંકટ સરવે મટાડ દુખહારી. ૧
સગપણ તારૂં સાચૂં, તેવણ બીજૂં દિસે સરવ કાચૂં ;
માટે સદા મગનમાં, તુજ પ્રેમળ ભક્તિથી કયમ ન રાચૂં. ૨.

આધાં અહિનાં થાએ, અવિલંબે જવ ભરાય નિજ ડાચું ;
દુઃખસમે દુર થાએ, માટે તુજ શુભ કૃપા મુખે જાચું. ૩.
સંકટસમયે થાએ, સાથી જે, તેહને તજી જેહ ;
પ્રીત અવરશું જોડે, મૂર્ખશિરોમણિ ખરેખરો તેહ. ૪.
જે જે કરૂણાળૂ તેં, મુજપર કીધા અનેક ઉપકાર ;
તે વિશ્વનાથ વિસરી, કેમ કૃતઘ્ની બનૂં હું આ વાર. ૫.
પેટભરા પાખંડી, સાધી નિજ સ્વાર્થ જેહ તરછોડે ;
તે ખળ જનની તોડી, જોડી પ્રીતી ખરીજ તુજજોડે. ૬.
સુખ થાઓ દુખ થાઓ, જે થાએ તે દઇશ હૂં થાવા ;
પણ પ્રભુજી તુજને તે, હાવાં દઊં કેમ છોડીને જાવા. ૭.
પાલવ તુજ પકડયો છે, તું તારૂં બર્દ પાળ જગપાળ ;
દાસ ગણાયો તારો, લેજે હરિ તૂં સદાય સંભાળ. ૮.

### કુંડળિયો.

ભજજે જન ભાવે સદા, ધરણીધર કિરતાર ;
જેથી ઝટપટ તૂં તરે, આ ભવસાગર પાર ;
આ ભવસાગર પાર, યાર કરવો બહુ ભારી ;
ક્યાસ કરી જો આજ, વાત ચિત એહ વિચારી ;
કહે સવિતો અંતરે, ભક્તિમાળા તૂં સજજે ;
ટળશે ભવના તાપ, સદા ભાવે જન ભજજે. ૧.

### છપ્પો.

આદનિરંજન ઈશ, શીશ નામૂં તુજ ચરણે ;
કરૂણાકર જગપાળ, રાખ મુજને તુજ શરણે ;
પરમ મુક્તિદાતાર, સકળ જગકેરા સ્વામી ;
મને દાસને આશ, ત્હારી સર્વાંતરજામી ;
જય દુષ્ટવિદારણ સુખકરણ, મતિ અતિ નિર્મળ આપજે ;
દિલ દાઝ ધરી સવિતાતણાં, કષ્ટ સર્વદા કાપજે. ૧.

### પદ ૧ લું.

ભાવથકી નિત ભજિયે, પ્રભુને, ભાવ થકી નિત ભજિયે.—ટેક.
વિષયવાસના સહુ દુખકારણ,
સમજી તેને તજીયે-પ્રભૂને, ભાવથકી.—૧.

સુખદુઃખાદિક ધર્મ દેહના,
અંતર એમ સમજિયે-પ્રભુને, ભાવથકી.—૨.
ભજનપ્રતાપે સાધન સાચું,
સ્વર્ગતણું તો સજિયે પ્રભુને-ભાવથકી.—૩.

### પદ ૨ જું.

સમરણ તે તુજ સાચૂં, પ્રભુજી, સમરણ તે તુજ સાચૂં.—ટેક.
અવનીતલમાં એહવિનાનું,
બાકી સરવે કાચૂં-પ્રભુજી, સમરણ તે તુજ.—૧.
તવ પદકમળવિના કરૂણાકર,
મનમાં શાથી રાચૂં-પ્રભુજી, સમરણ તે તુજ.—૨.
તવ કૃપાવિણ દીન દાસ હું,
અન્ય કશૂં નવ જાચૂં-પ્રભુજી, સમરણ તે તુજ.—૩.

### પદ-૩ જું.

સંકટ સરવે ટાળ, પ્રભુ મુજ, સંકટ સરવે ટાળ.—ટેક.
ત્રિવિધ તાપથી પામર પ્રાણી,
પીડાયો બહુ કાળ-પ્રભુ મુજ, સંકટ સરવે.—૧
આ અવસર અવિનાશી મારી,
કોણ કરે સંભાળ?-પ્રભુ મુજ, સંકટ સરવે.—૨.
એક આસરો મુજને તારો,
સાચો દીનદયાળ-પ્રભુ મુજ, સંકટ સરવે.—૩.
પ્રેમ ધરી હરિ હાથ ઝાલ તું,
સમજી નાનું બાળ-પ્રભુ મુજ, સંકટ સરવે.—૪.

### પદ-૪ થું.

કયમ પામૂં ભવ પાર, પ્રભુ હૂં, કયમ પામૂ ભવ પાર.—ટેક.
કામી, ક્રોધી, લોભી, લંપટ,
અઘટિત કૃત કરનાર-પ્રભુ હું, કયમ.—૧.
ધન, જોબનનો ગર્વ ઘણેરો,

ધરિયો મન મોઝાર-પ્રભુ હું, કયમ.—૨.
પાપતણે પંથે પરવરિયો,
સમજ્યો નવ કંઇ સાર-પ્રભુ હું, કયમ.—૩.

કોણ અવર છે તારણહારો,
તુજવણ જગદાધાર ?-પ્રભુ હું, કયમ.—૪.

### પદ ૫ મું.

લાગો મુજને છંદ, હરિ તુજ, લાગો મુજને છંદ.—ટેક.
મુજ અંતરથી ટળો સર્વદા,
માયાકૃત સહુ ફંદ-હરિ તુજ, લાગો મુજને.—૧.
તન મનકેરા વિનાશ પામો,
દારૂણ દુખના વૃંદ-હરિ તુજ, લાગો મુજને.—૨.
નિર્મળ મન થઇ મળો તેહને,
નિત નૂતન આનંદ-હરિ તુજ, લાગો મુજને.—૩.
રસના રાત્રદિવસ તુજ પ્રેમે,
નામ રટો સુખકંદ-હરિ તુજ, લાગો મુજને.—૪.

### પદ-૬ ઠું.

આપ સદા સતસંગ, હરિ તૂં, આપ સદા સતસંગ.—ટેક.
દુર્જન છે બહુ બહુ દુખદાયક,
જેવા હોય ભુજંગ-હરિ તૂં, આપ સદા.—૧.
વિસરી કૃતઉપકાર કૃતઘ્નો,
વાળે ઉલટા ખંગ-હરિ તૂં, આપ સદા.—૨.
ખળ જનની સંગતમાં હળતાં,
લાગે તેવો રંગ-હરિ તૂં, આપ સદા.—૩.
સજ્જન છે સહુને સુખદાયક,
મળતાં વધે ઉમંગ-હરિ તૂં, આપ સદા.—૪.
નીતિભક્તિનાં જેના યોગે,
મળે અમૂલખ નંગ-હરિ તૂં, આપ સદા.—૫.

### પદ. ૭ મું.

હરિનૂં ચિન્તન કરિયે, ભાવે, હરિનૂં ચિન્તન કરિયે. હરિનૂં.–ટેક.
સત્ય સાર અંતરમાં સમઝી,
ઢોંગ સદા પરહરિયે; ભાવે, હરિનૂં. ૧.
જેહ કુકર્મે કરે હરિ કોપે,
તેહ કરતાં ડરિયે; ભાવે, હરિનૂં.—૨.
કર્ત્તા છોડી અધિક કર્મનૂં,
મોટમ મન નવ ધરિયે; ભાવે, હરિનૂં.—૩.
કહે સવિતો વિશ્વાધીપતિને,
ભજિ ભવસાગર તરિયે; ભાવે, હરિનૂં.—૪.

### પ્રભાતિયું.

આજ જગદીશ રિશ આ સમે છોડિને,
ભકતને ભાવથી ભક્તિ આપો ;
દીન વાણી વદૂં તાત તે સૂણિને,
માહરાં કોટિ સંકષ્ટ કાપો.—આજ જગદીશ. ૧.
કૂડ કરમે કરી આજસૂધી ખરે,
પાપનાં માટલાં ખૂબ ભરિયાં ;
ડરિ જરી દીલમાં ભજન ભગવાનનાં,
ભાવથી કો દિ મેં નાજ કરિયાં.—આજ જગદીશ. ૨.
અવલ ઉપકાર તુજ ભૂલિ ભવસાગરે,
આમ ને તેમ અથડાઈ ફરિયો ;
દેહ મનખાતણો હેતુ નહિ હેતથી,
પ્રેત થઇ ચિત્તમાં લેશ ધરિયો.—આજ જગદીશ. ૩.
દીનના નાથ એક રામનૂં નામ સહુ,
પતિતપાવન ખરે જગત જાણે ;
ભક્તજન ભક્તિની ધૂનમાં રાતદિન,
ભજન કરિ મૂખ નિત્યે વખાણે.—આજ જગદીશ. ૪.
ગર્વરૂપી કુડા મધપાને કરી,
મૂખથી છાકિ બોલ્યો હું વાણી ;

કો દિ સુકૃત્ય કરિ જરિ નહીં મંનમાં,
હિતતણી સાચ મેં શીખ આણી.—આજ જગદીશ. ૫.
દાસના દાસ સવિતાતણી અર્જ ઉર,
આણિ સંકષ્ટ આ વાર હરજે;
નાંહિ જગદેવ તુજ સેવ ભૂલૂં કદી,
સત્ય વાણી તું મુજ કર્ણ ધરજે.—આજ જગદીશ. ૬.

પદ.

દયાળૂ દેવ દયા કરી આજ,
રાખો દીન દાસતણી કંઇ લાજ;
માગૂં મૂખ એટલૂં ઓ! અવિનાશ,
પાડો મૂજ અંતરની પૂરી આશ. દયાળૂ. ૧.
તમારા નિત્ય ભુલી ઉપકાર,
કૃતઘ્ની છેક થયો કીરતાર;
ભરયા મેં પાપતણા ભંડાર,
જપ્યા ના પળ પણ જુગદાધાર. દયાળૂ. ૨.
સાચા છો એક સચ્ચિદાનંદ,
દોહેલાં કષ્ટ કરોછ નિકંદ;
હરામી દુષ્ટને દોછો દંડ,
તોયે હૂં પાપી રચૂંછૂં ફંદ. દયાળૂ. ૩.
હવે લઉં કેમ કરી કલ્યાણ,
ખોદી મેં કર્મકપટની ખાણ;
વાળ્યો મેં નિત્ય નિતીનો ઘાણ,
ચુકાવૂં કેમ તમારૂં દાણ. દયાળૂ. ૪.
કરી મેં ગર્વ મુંછે કર દીધા,
સુબોધના સાર વિચારી ન લીધા;
હિણાં મેં કર્મ બહૂ બહૂ કીધાં,
કદી મેં દાન ન દીનને દીધાં. દયાળૂ. ૫,
એવાં જે દુષ્ટ કરયાં મેં કાજ,
તમે પ્રભૂ માફ કરો મહારાજ;

લાવી મૂજ ભક્તતણી દિલ દાઝ,
ભૂડાં હવે કર્મ કરૂં હૂં નાજ. દયાળૂ. ૬.

પદ.

જય જગપાળ દયાળ હરી તૂં,
અમને સુમતિ દે કરૂણા કરી તૂં. જય જગ.—ટેક.

જેથી હમે ત્હારૂં ચિન્તન રોજે,
કરિયે ઊલટથી મગન રહી મોજે. જય જગ. ૧.

સૂરજ, ચંદ્ર ગગનના તારા,
અદભૂત એ છે ચમત્કાર ત્હારા. જય જગ. ૨.

ભોગવિયે સૂખ અહિં તુજ નામે,
ઠરિયે નિરાંતે પછે સ્વર્ગ ઠામે. જય જગ. ૩.

પદ.

દુખહર સુખકર કૃપાળ,
સમર મન સદાયે. દુખહર.—ટેક.

જગકર કરૂણાનિધાન,
ભજ જન મન રાખી ભાન,
નિશદિન કરિ ગૂણગાન, જેથિ ભય પળાયે. દુખ. ૧.

અઘનિકંદ જગતવંદ્ય,
વંદ સકળ છાંડિ ફંદ,
કાપે કુડ કુમતિવૃંદ, જડથકિ જગરાયે. દુખહર. ૨.

અજર, અમર, અજ, ઉદાર,
અકળ સકળ કળ અપાર,
મુનિમતિગતિ રતિ ન પાર, પામે, પણ ગાયે. દુખ. ૩.

વિશ્વપાળ દિનદયાળ,
શાંતિકરણ સરવ કાળ,
લહિ તું ત્રિવિધ તાપ ટાળ, સમજિને મનમાંયે. દુખ. ૪.

### હિંડી-મરાઠી ચાલની.

ભજો ત્રિભુવનપતિ સર્વ પૂર્ણ ભાવે,
અવર કામે નહિ તેહવિના આવે ;
કૃપાસિંધૂ છે ભક્તદુઃખહારી,
દિયે શાતા તે વિઘ્ન સહુ નિવારી.' ૧.
નાથ કોટી બ્રહ્માંડનો મનાયે,
અરૂપીનું નવ રૂપ કળ્યું જાયે ;
રહયો વ્યાપી છે તોય સર્વ ઠામ,
નથી વસવાને એક અમુક ધામ. ૨.
કિધી રચના આ વિશ્વકેરિ જેણે,
મણા તેમાં રાખીછ કશી તેણે ;
કરિ પ્રેમે કરૂણાનિ વૃષ્ટિ ભારી,
જવું કયાંહાં તે ઈશિને વિસારી. ૩.
લોભ, તૃષ્ણાના પાશ સર્વ તોડી,
જપો જીભે જગદીશ જીવ જોડી ;
મળે જેથી વસવાને સ્વર્ગઠામ,
રમશે એવો દેવેશ અષ્ટ જામ. ૪.

### દોહરો.

શિવસુતવાહનઅરિઅરી, તત્પતિસુતસુત જેહ ;
તત્પત્નિજનનિપદકમલ, મમ મનમધુકર રેહ. ૧.

### પદ.

જય જય સરસ્વતી સુખકરણી,
મૈયા તૂં છે અશરણશરણી. જયજય.—ટેક.
મયુરાસનપર આપ બિરાજે,
વીણાપુસ્તકધરણી ;
અકળ સકળ શુભ બુદ્ધી ત્હારી,
કેમ શકૂં હૂં વરણી. મૈયા તૂંછે અશરણ. ૧.
વરદાયક જગમાત અનોપમ,
ભક્તતણાં દુખહરણી ;

જગજજનેતા જગજગ વ્યાપક,
એવી અભરાભરણી. મૈયા તું છે અશરણ૦ ૨.

આદનિરંજન અકળ સ્વરૂપી,
આદ્ય સચરાચરણી ;
બ્રહ્મસુતા સવિતાને વાણી,
દે અમૃતરસઝરણી. મૈયા તું છે અશરણ૦ ૩.

## આરતી.

જય જય ભવભયભંજનિ તારક મમ માતા,
મહિષાસુરમર્દિનિ કર મુજને સુખશાતા ;
નિશદિન ભાવે નમન કરીને તવ ચરણે,
દીનદયાળી દાસ રહૂં હૂં તુજ શરણે. ૧.

અબ્જાત્મજ, ઉમિયાપતિ, અહિપતિ ધ્યાન ધરે,
ભક્તહૃદયવાસિનિ સંકટનગ ચૂર્ણ કરે ;
વિશ્વતણી ઉત્પત્તિ, સ્થિતિ, લય તુજ હાથ,
તુજવણ નવ હું આશ, ધરૂં ભક્ત અનાથ. ૨

દુષ્ટનિકંદિનિ, વિશ્વવિનોદિનિ જગદેવી,
સુરિનર, મુનિવર સહુએ તુજને છે સેવી ;
શેષ સહસ્ર જિભે કરિ તવ ગુણકથન કરે,
કરૂણાવટિ તુજવણ આ ભવદુખ કોણ હરે.—૩.

ઘટઘટવ્યાપક તેજ અવીચળ તે ત્હારૂં,
રૂપ રસાળૂં નિરખી ઠર્યું આ તન મ્હારૂં ;
કામ, ક્રોધ, મદબંધન મુજ નાખો તોડી,
દેવી દાસ સવીતો વિનવે કર જોડી.—૪.

---

# ધેનુકવધ.

## પ્રબંધ.

મથુરાપુરિના, ભૂપતિ કંસે, ખબર જાણિ કે, નંદકુમારે,
મ્હારી ભગિની, મારિ પૂતના, વળી અઘાસુર, અને બકાસુર,
જબરજસ્ત, રાક્ષસ જે મોટા, મૂજતરફના, તે સરવેને,
તેણે મારયા, તેથી અતિશય, ખિન્ન હૃદયમાં, થઇકરીને,
વદયો સભામાં, કોણ આજ છે, મૂજ તરફનો, વીર મર્દ જે,
જઇકરીને, નંદકુંવરનો, પ્રાણ લેઇને, પાછો આવે,
એવાં વચનો, રાય મૂખનાં, સુણી કરીને, અતિ બળવંતો,
ધેનુક નામે, રાક્ષસ બોલ્યો, સુણો રાયજી, તમ આજ્ઞાથી,
જઇકરીને, નંદકુવરને, સહજ મારિને, પાછો આવૂં;
એમ કહીને, નીજ મૂછપર, તાવ દેઇને, ખુબ ઝડપથી,
તાલવૃક્ષનાં, વનમાં પોતે, જે ઠેકાણે, રામકૃષ્ણ સહુ,
ગ્વાળ બાળ ને, ગાય લેઇ ને, ફળને કારણ, આવ્યા હતા,
ત્યહાં દોડતો, જાણે હોયે, મેઘગર્જના, એ પરકારે,
કાન ફોડતો, નાદ કરંતો, આવી ઊભો, ગ્વાળબાળની,
સમીપ પોતે, જેઓ તેને, જોતાં વારજ, પ્રાણ લેઇને,
ત્યાંથી નાઠા, વળી અસુર તે, ચાર વાંસને, જઇ અંતરે,
ત્યાંથી પાછો, કુદતો કુદતો, મુખે ભૂંકતો, આવી કૃષ્ણની,
સામે ઉભો, ચીસ પાડતો, જેથી આખૂં, વૃક્ષવંન તે,
ગાજી ઉઠયું, તેના મુખનો, નાદ ભયંકર, સુણી કરીને,
રામ ડરીને, દસ ડગલાં જઇ, દૂરજ ઊભા, પછે કૃષ્ણપર,
ક્રોધદ્રષ્ટિએ, જોઇ કરીને, અસુરે ઉરમાં, એમ ધારયું કે,
કંસ ભુપાળે, મને મોકલ્યો, આ બાળકને, મારિ નાખવા,
એના સરખૂં, સ્હેલ કામ તે, શીઘ્ર કરીને, એને ઘાલી,
મારિ ડાઢમાં, કંસરાયની, જઇ સભામાં, માન પામું ખુબ,
એમ વિચારી, આસપાસ ખુબ, પ્રદક્ષણા કરિ, પાગ પાછલા,
અસુર ઊંચલી, પાટુ મારવા, જાય જેટલે, ગેડિ તેટલે,

ફેરવિ જોરે, પગમાં મારી, પછી પ્રભૂએ, તેથી પાછો,
દૂર જઇને, જોર ભેર ખુબ, અસુર દોડતો, વક્ર દ્રષ્ટિએ,
ધસી કૃષ્ણપર, પાટુ મારવા, પગો ઊંચલ્યા, તેવામાં બે,
ઝડપ કરીને, પગો પાછલા, સાહિ કરીને, ચક્કર ભમ્મર,
શિરપછવાડે, ફેરવિ કરિને, જેમ પોતિયૂં, ઉજળૂં કરવા,
પથ્થર ઉપર, ઝીકે તેમજ, તાલવૃક્ષનાં, થડની સાથે,
પટક્યો તેથી, પ્રાણ પાપિના, રમી ગયા ત્યાં, અને વૃક્ષનાં,
ફળોતણી થઇ, વૃષ્ટિ પૃથ્વિપર, તેને આવી, ગ્વાળબાળકે,
વિણી લઇને , કરયાં એકઠાં, મોરલીકેરો, નાદ કરંતા,
રમતા રમતા, હરિચરિત્રનાં, વખાણ કરતા, વૃંદાવનમાં,
આવી પોંતા; એવા એવા, અસુર દુષ્ટ જે, પુષ્ટ શરીરના,
ભ્રષ્ટ બુદ્ધિના, તે સરવેને, સંહારીકરિ, ભકતજંનની,
ભીડ ભાંજવા, નરકાંતક, નરહરી પ્રગટિયા, તેની લીલા,
અગાધ અવિચળ, અંતર જાણી, મુખે વખાણી,
આ પરસંગે, સાચે ભાવે, સહુજન મુખથી ગાઓ, ગાઓ, ગાઓ. ૧

**અરીલછંદ.**

જય શંકર જગપાળ, કૃપાળ વિશંભરા ,
દીનાનાથ દયાળ, ભજૂં સુખસાગરા ;
દે ભકતીરસ બાપ, પાપ માફી કરી ;
કરૂણાકર કિરતાર, ભમૂં હૂં ના ફરી. ૧

---

## મનબોધષોડશી.

**દલછંદ.**

માન મનમોર શિખ મ્હારિ શાણી,
રામહરિ રામહરિ કાઢ વાણી ;
તેનિ કરૂણારૂપ તું મેઘ ભાળી,
રાચ કર નૃત્ય નિજ ભર્મ ટાળી. ૧

## દોહરા.

રે ! મન સંશય સહુ તજી, નિત ભજ શ્રીભગવાન ;
ભવબંધનથી છોડવા, સમરથ નથિ કો આન. ૧
રે ! મન ચંચલતા તજી, સંતસમાગમ રોજ ;
કરજે ડરિ હરિથી સદા, પડશે મોટી મોજ. ૨
રે ! મન પંખી જો ફસ્યૂં, ભૂલી માયાજાળ ;
તો તેમાંથી છૂટકો, કહે ત્હારો કો કાળ ? ૩
રે ! મનમૃગ માયાતણાં, વ્યર્થ ઝાંઝવાં જોઈ;
દોડેછે શિદ તેભણી, આખર રેશે રોઈ. ૪
રે ! મન ભવ કાંટાતણી, ઝાડી ખચિત વિચાર ;
વિના વિચારે જો પડયું, થશે ખરાબી યાર. ૫
રે ! મન કામ કુકામનો, કીધાવિના વિચાર ;
ભટકેછે ભ્રમમાં સદા, શિદને હીણ ગમાર. ૬
રે ! મન હરિના રંગથી, જો તૂં નવ રંગાય ;
અખિલાનંદતણો તને, કયમ કરિ અનુભવ થાય. ૭
રે ! મન તુજને જે સમે, મળે જેહવો સંગ ;
પકડી લે ઝટ લેઇને, તરત તેહવો રંગ. ૮
રે ! મન આ શા તાહરા, ઘડી ઘડીના ઢંગ ;
પળમાં કંઇ પળમાં બિજા, એમ જૂજવા રંગ. ૯
રે ! મન નીતી તૂજને, ભાવે નહીં લગાર ;
પરિણામે ફળ માઠું છે, એજ સમજ નિરધાર. ૧૦
રે ! મન ગતિ ત્હારીતણો, લાધે મને ન પાર ;
ચૌદ લોકમાંહી ફરે, થાકે નહીં લગાર. ૧૧
રે ! મન પાંગળું તૂં છતે, લાગે મને નવાઈ;
પવનથકી પણ વેગની, મેળવિ કયાં અધિકાઇ. ૧૨
રે ! મન સદગુરૂવચનરૂપ, તીરથકી વીંધાય ;
સત મારગ છોડી કરી, આડે પંથ ન જાય. ૧૩
રે ! મન તેથી સમજજે, તૂં ત્હારૂં કલ્યાણ ;
ખોટૂં કહેતો હોઉં તો, મુને રામની આણ. ૧૪

રે ! મન શિક્ષા તુજને, લાગે કડવી જોય ;
પાછળથી સુખ જે મળે, તેની સીમ ન તોય. ૧૫
રે ! મન થિર ઠામે ઠરી, લે સદ્ગુરૂનો બોધ ;
ભક્તિભાવ દ્રઢ તૂં ધરી, સત સુખ અહિં તહિં શોધ. ૧૬

---

## વૈરાગ્ય.

### ગરબી.

જીવ—જાઊંછૂં જાઊંછૂં, જાઊંછું,
કાયા ત્હારો ત્યાગ કરીને જાઊંછૂં. ટેક.
ત્હારીસંગે હજી પ્રીત બાંધીને,
રેવા ઘણેરો ચાહુંછૂં. કાયા ત્હારો. ૧
મારૂં ધારયૂં હવે નથીજ થાતૂં,
દુષ્ટનો તાણ્યો તણાઊંછૂં. કાયા ત્હારો. ૨
અતિ ભયાનક રૂપ દેખીને,
ભયભીત ચિત્ત અતી થાઊંછૂં. કાયા ત્હારો. ૩
જોબનમાં હૂં ચેતી ન ચાલ્યો,
ગોથાં હવે ખૂબ ખાઊંછૂં. કાયા ત્હારો. ૪
જે જે કૂડાં મેં કર્મો કરયાં તે,
સંભારિને લજવાઊંછૂં. કાયા ત્હારો. ૫
ઘોરી હવે નથી મારગ સૂઝતો,
આડેતેડે અથડાઊંછૂ. કાયા ત્હારો. ૬
હવે વહલે તો બુરી થશે એ,
ત્રાસથકી ગભરાઊંછૂં. કાયા ત્હારો. ૭
સાચી સવીતાનિ શિક્ષા ન માનિ તેથી,
નર્કભણી ઘસડાઊંછૂં. કાયા ત્હારો. ૮

### ગરબી.

કાયા—શૂં કરૂં, શૂં કરૂં, શૂં કરૂં રે,
પ્રાણનાથ, હવે હું શૂં કરૂં. શૂં કરૂં. ટેક.

તમ વિનાની અહીં જગતમાં,
રહી શું કર્મ કુટું માહરૂંરે. પ્રાણનાથ. ૧
તમવડે સૂખભોગ કીધા તે,
આવે સમે કેમ વીસરૂંરે. પ્રાણનાથ. ૨
જે તે ઉપાયથી રહો મૂજ સંગે,
એટલું જાચૂંછ માગી માફ હૂંરે. પ્રાણનાથ. ૩
તમે કહો તે લાંચ આપીને,
ભરિયે એ દુષ્ટતણૂં ડોઝરૂંરે. પ્રાણનાથ. ૪
ઉઠવાની હવે આય નથી મને,
કેમ કરીને કયાં વીચરૂંરે. પ્રાણનાથ. ૫
જેણે આપણુની પ્રીતીનો આણ્યો,
અંત તેને હું કરગરૂંરે. પ્રાણનાથ. ૬
પાંચે તમારી પુત્રી વિલાપો,
કરી રડેછ કહૂં ખરૂંરે. પ્રાણનાથ. ૭
સર્વે સૂખોનો ત્યાગ કરી હવે,
સતી થવાને સંચરૂંરે. પ્રાણનાથ. ૮
એમ કહી પછી કાયે ચીતામાં,
સવીતા સમક્ષ ઝંપલાયવૂંરે. પ્રાણનાથ. ૯

## કવીત.

અરે! અભિમાની મહા મૂરખ તૂં મારી શીખ,
તારા હિતતણી લહિ મનમાં વિચારજે;
છોકરાં છકેલ કદી તુજને વખાણે તોય,
સુજ્ઞ જન નિંદશે એ નિશ્ચે ઉર ધારજે;
લંપટ માયાતણા ગુલામ ખળ કામી નીચ,
જ્ઞાનીજન થવાતણી આશ તૂં વિસારજે;
કાળતણી ચિપટીમાં ચાંચણુ પડેજ સ્હેજ,
ચોળાઈ જઇશ હરિ ભજિ સુખ સારજે. ૧
ફુલાસે ફુલાઇ વળિ ભૂલમાં ભમાઈ કરિ,
મૂઢ રખે મંનથી અયોગ્ય મોજ માણતો;

સાબુ ચોળિ સ્નાન કરે ઊજળાં સુવસ્ત્ર ધરે,
પાર પડયો એવું રખે અંતરમાં જાણતો;
વાંકિ વાંકિ મૂંછપર હાથ ફેરવિને ચાલે,
ત્હારા મનમાંહીં રખે મગરૂરી આણતો;
ફૂફડપણૂં એ, તૂજ થપ્પડ મારીને કાળ,
વીસરાવિ દેશે કાંઈ નાંખિ નર્કખાણ તો. ૨
ધરમ વિસારિ કરી કરમ કુડાં અપાર,
કરતાં ન મૂઢ મનમાંહીં જરી લાજિયો;
માત તાત આદિકની શીખ ઝેર જેવિ જાણી,
સૂણતાંનિ વાર ક્રોધ કરી ખૂબ ગાજિયો;
બાળપણમાંહિ જેણે પ્રાણથી અધિક પ્યારો,
જાણિને ઊછેરયો તે સંભારિને ન દાઝિયો;
અતડો ફરેછે પણ ક્રોધિ કાળરિપુતણો,
ડંકો તુજ શીર ચેત પલકમાં વાજિયો. ૩

પદ.

ગુપ્ત નીજ ધર્મનીતિ તેં ન જાણી,
અધિક તેથકી પરાઇ તો વખાણી,
નીજ તાત માતતણી, નીજ સગા ભ્રાતતણી,
નીજ ઇષ્ટ મિત્રતણી, લાજ નાજ આણી આણી;
તેં ન જાણી. ટેક.
તું તુજ મંનથકી થયો શાસ્ત્રવાદી,
તેમાં બુદ્ધિ ત્હારી પ્હોંચિ નથી જાડી,
અભીમાનતણી થઇછિ તને બાદી,
મ કર એમ તૂં, મ કર એમ, અસંખ્યાત, ઊતપાત.
દિવસ રાત, સમજ વાત, તું ભલિ ભાત, તૂજ ભ્રાત,
સનેપાત, મટે એવિ વેદવાણીવાણી; તેં ન જાણી. ગુપ્ત. ૧
રહયો વ્યોમસમો જેહ બધે વ્યાપી,
અલગ તેથકી દિસેછ તે તથાપી,
એહ અકળ મર્મ સમજ હીણ પાપી,
ત્રિવિધ તાપની, તાપતણી ઝાળ, કાળફાળ, સરવ ટાળ,

તું ઘટમાળ, મોહજાળ, જગત બાળ, વિશ્વપાળ, અતિ કૃપાળ,
વળિ મયાળ, સમર સમર રંક પ્રાણી પ્રાણી; તેં ન જાણી. ગુમ. ૨

દ્વૈતભાવરૂપ બેડિ તોડિ નાંખી,
જ્ઞાન શર્કરાતણો તું સ્વાદ ચાખી,
ભાસ ભાળ જક્ત શુદ્ધ ચિત્ત રાખી,

સત્ય બોધનો, સત્ય બોધતણો સાર, ઊર ધાર, તજી ખાર,
વારવાર, કરિ પુકાર, કહૂં યાર, વિશ્વકાર, ભજ ગમાર,
અબ્ધિ પાર, થવા માનિ શીખ શાણી શાણી; તેં ન જાણી. ગુમ. ૩

વિના જ્ઞાન મુક્તિધામ કો ન પામે,
વિના જ્ઞાન જક્તતાપ કો ન વામે,
મ ભુલ ભર્મમાં તું રાખ ચિત્ત ઠામે,

આત્મજ્ઞાનમાં, આત્મજ્ઞાનમાં, ચિત પ્રોય, અધિક સોય,
તું સુખ જોય, ભેદ ખોય, પાપ ધોય, મુક્તિ હોય,
જાૂઠ ન્હોય, એજ સત્ય સાર, ઉર તું લે તાણી તાણી;
તેં ન જાણી. ગુમ. ૪

## પદ.

ઝટપટ ભજ ભગવાન, જિવડા, ઝટપટ ભજ ભગવાન. ટેક,

આ ક્ષણભંગુર દેહતણું તું,
કરતો નવ અભિમાન. જિવડા, ૧
તજ ખટપટ રટ નામ હરીનું,
હોય તને જો સાન. જિવડા. ૨
વિષયરસમાં છેક ગરક થઈ,
કેમ ભુલ્યો તનભાન. જિવડા. ૩
જેહ વૃથા ઘટિકા ગઈ વીતી,
નાવે ફરી નાદાન. જિવડા. ૪
જો હમણાં ચિત ચેતિ ન ચાલ્યો,
પુઠે થઈશ હેરાન. જિવડા. ૫
ભવબંધનથી છુટવા કારણ,
ગાનિ ગોવિંદગુણગાન. જિવડા. ૬

## જીવને શિક્ષા.

### લાવણી.

ગા નિરાકાર તક મળે ફરી નહિ આવી,
સંસાર સમજ દુખરૂપ જ્ઞાન ઉર લાવી. ટેક.
તું અલખ નિરંજન ભજ ઘટઘટનો વાસી,
મુખ માગ સરસ મુક્તિ દે તને તો ખાસી ;
છે અજર અમર કિરતાર એક અવિનાશી,
કહું પોષક જગનો સિદ્ધિ જેનિ છે દાસી ;
છળ તજ ભજ નહિ તો જમની જુતિયાં ખાવી,
સંસાર સમજ દુખરૂપ. ૧

મહા રોગતણી છે ખાણ જાણજે ભાઇ,
ફોકટ તું ફંદે ફસે સાર નહિં કાંઈ ;
નવ નફા ગણ તું કંચનની કરી કમાઇ,
જાવું છે છોડી સરવ આંહિતું આંહી ;
નવ જાય ઈતર ધનપતી મટે નહિ ભાવી,
સંસાર સમજ દુખરૂપ ૨

જો ગવઈ શાખ તુજ જગતજનોમાં ખોટી,
શું ચોરે ચૌટે કરે વાત મુખ મોટી ;
જે ઠગવિદ્યા રહિ ઘટભીતર છે ચોટી,
ઉખડે ન ઉખાડી કરે યત્ન કંઇ કોટી ;
આ ખાડ ખણ્યો પણ નથી જવાનો ફાવી,
સંસાર સમજ દુખરૂપ. ૩

જો પામ્યો નાશ રાવણ સમાન બલશાલી,
તો પામર તું પતરાજ કરે શિદ ખાલી ;
તનશોભા દર વાજતાં જરાનો ચાલી,
આ શોચ તજી સદગુરૂ ચરણ લે ઝાલી ;
નવ કહું અધિક દુખમુક્તિયુક્તિ દરશાવી,
સંસાર સમજ દુખરૂપ. ૪

## બધાં સ્વાર્થનાં છે.

### ઝૂલનાછંદ.

કોણ છે તારૂં સંસારમાં પ્રાણિયા,
વ્યર્થ તું આશ બાંધેછ મોટી;
સ્નેહિ સંબંધિઓ સૂખના બેલિ છે,
જાણ તું જગતજંજાળ ખોટી;
જ્યાંલગી જગતમાં જાણશે તૂજને,
સુત, ત્રિયા, મિત્ર, ધનવાન સારો;
ત્યાંલગી મધુર વચનોતણી જાળમાં,
અધિક લપટાવશે જીવ તારો. ૧

તેજ ધનથી તને હીન દેખી અલ્યા,
સહજમાં તાહરો ત્યાગ કરશે;
સલિલથી હીન સર દેખિને હંસ તે,
જેમ જઇ દૂર દેશેજ ઠરશે;
રઝળતો રખડતો ભૂખનાં દુઃખથી,
પીડને પામતો રંક જોઇ;
ખબર તુજ પૂછશે પ્રેમભાવે નહીં,
સ્વાર્થના સંગિઓ તેહ કોઇ. ૨

જેહને કારણે કંઇક સાહસતણાં,
કૃત્ય શિર લેછ તું મૂઢ પ્રાણી;
ઝંપલાવેછ વળિ મરણિયો થઇ કરી,
જીવ નીજ તરણને તુલ્ય જાણી;
તેજ તુજ સ્નેહિ, સંબંધિઓ તૂજને,
આવતો દેખિ જવ દ્વાર દેશે;
પલકભર જો વિમાસણ કરી તે સમે,
ધૈર્ય તુજ અંતરે કેમ રેશે. ૩

તારૂં ખાઇ તને ખાસડે મારશે,
તે સમે દિલ દયા નાંહિ આણે;

માન દેછે તને તેજ તે અવસરે,
કોચશે કાળજું શબ્દબાણે ;
આવશે કામ નહિ કોઈ સંકટસમે,
દુઃખ પોકારતો હઈશ જ્યારે ;
ઝેરથી કટુક જિવવું તને લાગશે,
મરણ તે મિષ્ટ જાણીશ ત્યારે. ૪

એજમાટે કહૂં જૂઠિ આ જગતની,
પ્રીતથી તું ન રાચીશ પ્રાણી ;
દુઃખનૂં મૂળ છે એજ દુનિયા વિષે,
જીવમાં જરૂર તું એમ જાણી ;
સાચ તું પ્રીત પરિબ્રહ્મ શું જોડિ લે,
તેજ હરશે સકળ કષ્ટ, હાણી ;
પરમપદ પામવા પ્રેમથી માનિ લે,
સંત, સવિતાતણી શીખ શાણી. ૫.



# અંગ ૨ જું.

## નીતિ સંબંધી.

### શ્રવણાખ્યાન.

### મંગલાચરણ

### શાર્દૂલવિક્રીડિત.

દેવી દીનદયાળિ દુઃખહર્ત્તા, દુર્ગા, ભવાની સતી,
રોળ્યા ચંડ પ્રચંડ મુંડ રણમાં, કીધી કૃપા તેં અતી;
સાચો સેવક સર્વદા તુજતણો, જાણી તું સંભાળજે,
પાખંડી મતિ પાપિ કાપિ મુજની, પ્રીતે સદા પાળજે. ૧

અંબા! શારદ, શેષ, સિદ્ધ, મુનિઓ તે ધ્યાન તારૂં ધરે,
પામે પાર નહીં તથાપિ ઉરના આનંદથી તો રમરે;
માટે હું મતિમંદ આ કરૂં છું જે પ્રેમથકી પ્રાર્થના,
માડી દાસ લહી તું દીન હરજે મારી કુડી વાસના. ૨

ચારે ખાણવિષે ભમીભમિ હું તો થાકી ગયોછું અરે!
તારો પાલવ આખરે સમજીને સાહ્યોછ મેં આ ખરે;
તે જો પુત્રતણી વિસારિ મમતા માતાજી છોડાવશો,
મારો પામર રંકનો તવ પછી કહો ફાવશે દાવ શો. ૩

દેવી દારૂણ દૈત્ય દુષ્ટ દળિને, દેવો સહૂની કરી,
દુઃખી દીનની વાણિ આર્જવિ સુણી, તેં સાહ્યતા તે ખરી;
માટે પામરનો પુકાર ચિતમાં આજે કંઈ તો ધરો,
દેખાડો ભવકાનને ભગતને જે માર્ગ હોયે ખરો. ૪

કોનો? કેમ કરી? કયહાં જઈ કરી, અંબા કરૂં આસરો,
મારે નિશ્ચય એક છે ઉરવિષે સંપૂર્ણ તો તાહરો;
ભાવેથી સવિતાતણે વરદ આ જો હાથ માથે ધરો;
તો તૂટી ભવપાશ આ દુખદ તે થાયે સહેજે પરો. ૫

### આર્યા-ગીતિ.

શ્રી રામાયણકેરી, શ્રવણતણી શુભ કથા સુણો સકળ;
જેનાં અમૃતપાને, જન્મારો નિજ થશે ખરો સફળ. ૬

### દોહરા.

ભૂષણ સૂરજવંશનૂં, જે અદભુત કહેવાય;
વડો અયોધ્યા દેશનો, એવો દશરથ રાય. ૧
કૌશલ્યા, કેકયિ અને, સૌમિત્રાસમ સાર;
જેને મંદિર શોભતી, સુંદરી ત્રણ સકુમાર. ૨
એવો ભૂપ પરાક્રમી, વડો ધનુર્ધર જાણ;
શબ્દ ઉપર આજાંદ જે, મારિ જાણતો બાણ. ૩
જેનાં અનુપમ દીપતાં, બન્ને ગુણ ને રૂપ;
વળિ જેનાસમ વિશ્વમાં, નહીં વીર કો ભૂપ. ૪
પણ સંતાન વિના હિણૂં, દેખી શૂન્ય અવાસ;
નૃપ દશરથ નિજ મંનમાં, રેતો અધિક ઉદાસ ૫

### છપ્પય છંદ.

વિના શાંતિ વૈરાગ્ય, સભા વણ પંડિત જેવી;
દીપવગર ઘરતણી, જાણવી શોભા તેવી;
જ્ઞાનવગર વેદાંત, દાન સૂપાત્ર વિનાનું;
નાક વગરનું મૂખ, કંઠવણ તેવૂં ગાનૂં;
વળિ સ્મરણશક્તિવણ જ્ઞાન તે, મેળવિયૂં જ્યમ વ્યર્થ છે;
એમજ આ જગમાં પુત્રવણ, સકળ નિરર્થક ગર્થ છે. ૬

### ચોપાઈ.

એમ શોચ કરતો રાજંન,
પડે ચેન તેને નહિ મંન;

સંતતિની ચિત ચિંતા ધરે,
અર્થે એક તોયે નવ સરે. ૭

મૃગયાને મીષે તે કરી,
અરણ્યમાં જઈ આવે ફરી;
ખાનપાન નૃપને નવ ગમે,
ઇચ્છિ વસ્તુમાં મનડૂં ભમે. ૮

એક સમે તે થઈ નિરાશ,
ફરી આવિયો નીજ અવાસ;
રાતસમે નિદ્રાવશ થઈ,
સજ્જાપર સૂતો તે જઈ. ૯

વિચારમાં ઊંઘી તે ગયો;
તેથી સ્વપ્નતણે વશ થયો;
કે મેં બે નરહત્યા કીધ,
વળી એક સ્ત્રીનો જિવ લીધ. ૧૦

એમ સ્વપ્ન તેને આવિયૂં,
સમાચાર ભૂંડા લાવિયૂં;
પડી પેટમાં તેથી ફાળ,
આંખ ઉઘડી ગઈ તત્કાળ. ૧૧

નજર ફેરવે નૃપ ચોપાસ,
સ્વપ્ન વિચારી થયો ઉદાસ;
પછી પાધરો પડે સ્હવાર,
ગયો ત્વરાથી ગુરૂને દ્વાર. ૧૨

## દોહરા.

પૂજ્ય ગુરૂ પોતાતણો, જેહ વસિષ્ઠ મુનીશ;
તેને જઈ પાયે નમ્યો, દશરથ વસુધાધીશ. ૧૩

પછે દીનવદને કરી, ત્યાં મૂક્યો નિશ્વાસ;
સ્વપ્નવૃતાંત કહ્યો સહુ, માંડી ગુરૂની પાસ. ૧૪

તવ ગુરૂજી મુખથી વધા, મનમાં કરી વિચાર;
રાજા એ તુજને થયું, દુષ્ટ સ્વપ્ન નિરધાર. ૧૫
કરવા શાંતિ તેતણી, જઈ કરી તું વંન;
વનચર ત્રણ મારી કરી, આવ અહીં રાજંન. ૧૬
નિજ ગુરૂની આજ્ઞા સુણી, પાય નમ્યો નૃપ ત્યાંહિ;
મૃગયા રમવા તે દિ તે, ગયો વિકટ વનમાંહિ ૧૭
સુર્ય અસ્ત જાતાં થયે, બહુ ભટક્યો વનમાંહિ.
પણ તેને ત્યાંહાં ચોપગૂં, નજર ન આવ્યૂં કયાંહિ. ૧૮
રખડી રખડી થાકિને, એક સરોવર પાસ;
વૃક્ષ હતૂં તેપર ચઢી, બેઠો નૃપ ધરિ આશ. ૧૯
તવ તે વનમાં વૈસ્યસુત, નિજ અંધાં માબાપ;
કાંધે કાવડમાં લઈ, આવ્યો સરવણ આપ. ૨૦
કરાવતો શુભ તીર્થનાં, સ્નાન વૈસ્યકૂમાર;
તીર્થાટણ કરતો ત્યહાં, આવ્યો વનમોઝાર. ૨૧
ઉષ્ણકાળ હોવાથકી, દિવસે નડે વિઘ્નંન;
માટે નિકળી રાત્રિયે, હતો ચાલતો વંન. ૨૨
તે સમયે અંધાં કહે, સાંભળ પુત્ર સુજાણ;
ગળૂં સુકાયે અમતણૂં, કરાવ તું જલપાન. ૨૩
અંધ માત ને તાતનાં, વચન સૂણતાં વાર;
ટાંગી કાવડ વૃક્ષપર, ઝટ શ્રવણે તે ઠાર. ૨૪
તુંબિપાત્ર કરમાં ધરી, ચાલ્યો જળને કાજ;
વૃદ્ધ નીજ માબાપની, આણી અંતર દાઝ. ૨૫
જેહ સમે રાતે ગયો, નીર શોધવા તેહ;
તે વેળા ભયથી અધિક, કંપી તેની દેહ. ૨૬
તોપણ હિંમત ઉર ધરી, વીચારે મનમાંય;
કે જો પાછો જાઉં તો, અંધાં દુખિયાં થાય. ૨૭
ઓ! અજ્ઞાની જીવ તૂં, શાને હેબક ખાય;
જેહ લખાયૂં કર્મમાં, તે નવ મિથ્યા થાય. ૨૮

### નારાચ છંદ.

થયો હું ગર્ભમાં પ્રભૂકૃપાથકી જિદાડથી,
લખીછ પાંચ વાત મૂજ કર્મમાં તિદાડથી;
ન તે કદી ખસાવિ યુક્તિઓ હજારથી ખસે,
કદી ન લેખ કર્મનો મટાવિયો મટી જશે. ૨૯

### અરિલ છંદ.

એમ વિચારી ઝટ્ટ, અગાડી પરવર્યો,
પેલાં સરપર તેહ, પછી આવી ઠર્યો;
તેમાં તુંબી પાત્ર, સરવણે બોળિયું,
(પરહાં) ડુબુક, ડુબુક તેમાંહિ, ભરંતાં બોલિયું. ૩૦

### આર્યા-ગીતિ.

પાત્રતણો રવ સુણિને, કીધો નૃપ દશરથે મન વિચાર ;
કે કો કુંજર આવ્યો, કરવા જળપાન તેહ નિરધાર. ૩૧

એમ વિચારી તેણે, શીઘ્રે તેપર ચલાવિયૂં બાણ ;
તેણે જઇ કરિ વીંધ્યો, શ્રવણતણો પલકમાંહિ તો પ્રાણ. ૩૨

### દોહરા.

અરે રામ ! કહી ભૂમિપર, પડયો લાગતાં બાણ ;
માતતાતનો ભક્ત તે, ભૂલી તનનું ભાન. ૩૩

તુંબિપાત્ર કરથી છુટયૂં, સૂતો થઇ નિરાશ ;
ઊગરવાની તેહને, રહી ન અંતર આશ. ૩૪

અરે પ્રભૂ આ શો થયો, આજે અકરાકેર ;
દૈવ રૂઠિયૂં મૂજપર, મળે ન એમાં ફેર. ૩૫

મૂજ વૃદ્ધ માબાપના, થશે હવે શા હાલ ;
દુખિયાનું દુખ ભાંગશે, કોણ હવે આ કાળ. ૩૬

તરફડતો ત્યાં શ્રવણ તે, પડિયો કરે પુકાર ;
જપતો દીનવદનથકી, રામ ! રામ ! તે ઠાર. ૩૭

### વસંતતિલકાછંદ.

કો ભાગ્યવાનતણું આ શર વાગ્યું સીધૂં,
તેણે ખચીત મુજ કાળજું થંડું કીધૂં ;
એવૂં વદી તરફડ્યો બહુ તેહ ઠામ,
સંભારતો મુખથકી વળિ રામનામ. ૩૮

### ચોપાઇ.

માનવશબ્દ સુણી રાજંન,
વિસ્મય અદકૂં પામ્યો મંન ;
ધસી આવિયો તેની પાસ,
નિરખી નરને થયો ઉદાસ. ૩૯

### માલિની છંદ.

હર ! હર ! અતિ આ શૂં દુષ્ટ મેં કર્મ કીધું,
ધરમમરમ ભૂલી વ્યર્થ જે તંન વીંધ્યું ;
કયમ કરિ છુટશે આ આકરો પાપપાશ,
નૃપતિ મન વિમાસી, થાય ઝાઝો ઉદાસ. ૪૦

### ચોપાઈ.

તવ સરવણ કેહે રાજંન,
શોચ કાંઇ ધરતો નવ મંન ;
મારાં અંધાં મા ને બાપ,
તેને જળ જઇને તું આપ. ૪૧

પછી તજિશ હું મારો પ્રાણ,
સાચ એહ વસુધાપતિ જાણ ;
વૃદ્ધ દીનકેરી સંભાળ,
હવે કોણ કરશે આ કાળ ? ૪૨

દીન વચન સુણતાં રાજંન,
ખેદ અધિક પામ્યો નિજ મંન ;
તવ સરવણ કહે સાંભળ રાય,
શોચ મંન ધરતો નવ કાંય. ૪૩

થાનારૂં સહજે થઇ જાય,
ધાર્યું સરવે મિથ્યા થાય ;
માટે સાંભળ ભૂપ સુજાણ,
જઈ કરાવ એને જલપાન. ૪૪

વૃદ્ધ અંધની પાસે જઇ,
જળ પાયાવણ વદતો નહીં ;
નિકર દીન તજશે નિજ કાય,
ટટળીને તરસ્યાં વનમાંય. ૪૫

સુણતાં નૃપ ઝટ ઊભો થયો,
અંધાની પાસે તે ગયો ;
જઇ કરી ત્યાં ધરિયૂં તોય,
મુખથી કંઈ બોલ્યો નવ તોય. ૪૬

## દોહરા.

તવ અંધાંએ અંતરે, આણી અદકો પ્રેમ,
સાદ કર્યો સુત જાણિને, સરવણ ! સરવણ ! એમ. ૪૭

શોકસર્પ જેને ડસ્યો, તે અજપાળકુમાર ;
રાજા દશરથ મુખથકી, બોલ્યો નહીં લગાર. ૪૮

## વસંતતિલકાછંદ.

અંધાં કહે જવું પડયું જલકાજ તારે,
માટે નથી શું વદતો બળિ તેહ ખારે ?
છૈયે અમે શરણ તો અહિં પુત્ર તૂને,
કાં દુઃખ દેછ સુખ દૈ હમણાં અમૂને. ૪૯

## ઇંદ્રવજ્રાછંદ.

જો તૂં નહીં ઉત્તર પુત્ર દેશે,
તો તોય પીશૂં નહિ તૂજ લેશે ;
એ છે લિધો નીમ અમે ખચિત,
આવે સમે મૂખથી બોલ મીત. ૫૦

### રાગ—દેશી.

લક્ષણવંતારે લાડકા, મારા પુત્ર પાવંન ;
ઉત્તર કયમ દેતો નથી, શું વિચારે છે મંન.
લક્ષણવંતારે લાડકા. ૫૧

ઉદયાચળે રવિ આથમે, શેશ છાંડે ભૂભાર ;
તોય ન ક્રોધ તને ચઢે, મારા પુત્ર લગાર.
લક્ષણવંતારે લાડકા. ૫૨

જેવુંરે જળ ગંગાતણું, તેવું નિર્મળ મંન ;
આવે સમે કેમ મૂખથી, નથિ વદતો વચંન.
લક્ષણવંતારે લાડકા. ૫૩

વચન સુણી વૃદ્ધ દીનનાં, પામ્યો ખેદ રાજંન ;
અંધ પ્રત્યે તે ઉદાસ થઇ, આપ વદિયો વચંન.
લક્ષણવંતારે. ૫૪

### ચોપાઈ.

તવ બોલ્યો દશરથ ભૂપતી,
શોકાતુર અંતરમાં અતી ;
કરીભ્રમે માર્યું મેં બાણ,
સુતે તમારે છાંડયા પ્રાણ. ૫૫

સંભારી સુતના ગુણ ઘણા,
માતપિતા જે સરવણતણાં ;
કરિ આક્રંદ પછાડે કાય,
વિવિધ વિલાપ કરે વનમાંય. ૫૬

### રાગ—વેરાડી.

પુત્ર પ્રતાપી પરમ સુખદાતા, ધૈર્યસાગર મુજ પ્રાણ ;
હાસ્યવદન દરસાવ તું તારૂં, આવીને ચતુરસુજાણ.
ચાલ્યો કયાંહાં મુજને છોડીરે,
સહજમાંહિ માયા તોડીરે. ૫૭

ધરડી માડી તારી વનમાં રડે છે, તેનો સાંભળતાં પોકાર;
ધાઈ તું ધસમસ્યો આવને વેગે, દુખડાંતણાં હરનાર,
વાર કેમ લાગેછે તુજનેરે,
ચેન નથી પડતું મુજનેરે. ૫૮

આધાર તું નિરાધારનો સાચો, અંધતણાં લોચંન;
કર્મદોષે કોણ ઠામે તું ઠરિયો, બોલને વદને વચંન
ક્યાંહાં તને શોધવા આવુંરે,
સંગે મારી કોણને લાવુંરે. ૫૯

આ તે શું રૂઠયું દૈવ કે મારૂં, પૂર્વ જનમકેરૂં પાપ;
કે ઘડપણમાં વાંઝિયાપણની, ચોટી કપાળે છાપ,
બાપ ક્યમ મુજને વિસારીરે,
ગતી મારી કરવી શી ધારીરે. ૬૦

દૈવને ઘેર શો દાટ વળ્યો જે, તુજને ઉપાડી લીધ.
દયાળુઆ દયા છાંડી આ ઠામે, કેમ દગો તેં દીધ;
વાત એ કેમ હું જાણુંરે,
શાતા કેમ અંતર આણુંરે. ૬૧

તારા જેવો ત્રિભુવનમાંહિ બીજો, પુત્ર મળે નવ એક;
મરતાં લગી સેવા માતપિતાની, કીધી એ ધન્ય વિવેક?
ટેક તુજ કેમ વખાણુંરે,
સફળ તૂજ જીવતર જાણુંરે. ૬૨

પિંડ પડ્યા પછી પિંડતણો તૂં, એક હતો દેનાર;
તે તો અચાનક અવનિમાં મ્હેલી, વસિયો વૈકુંઠમોઝાર;
દુઃખ કહું મુખથી શું ઝાઝુંરે,
અધિક હું અંતર દાઝુંરે. ૬૩

કાળરૂપી ભીલ ભમતો તે આવ્યો, વેગેથી વનમોઝાર!
રત્ન ઝુંટાવી નાઠો કોણ વાટે, રંકનું દુષ્ટ ગમાર?
લોચનવણ અંધ શૂં નરખૂંરે,
પાપી તેને કયમ કરી પરખૂંરે. ૬૪

જીવીને જગમાં હવે તે શું કરવૂં, મરવૂં એ વાત પ્રમાણ;
કાળું મોઢૂં લઈ કાશીપુરીમાં, જાવૂં શું જીવનપ્રાણ!
પ્રાણથકી પુત્ર જે પ્યારોરે,
તે તો તજી સ્વર્ગ સિધાર્યોરે. ૬૫

એમ રૂદન બહુબહુ વિધ કરતાં,ખૂટ્યું આંસુનૂં નીર;
પુત્રનું મર્ણ સુણી માતકેરે, લાગ્યું કાલજડે તીર.
ઢળી ભાન ભૂલીને ધરણેરે,
તેનો શોચ સવિતો શું વરણેરે? ૬૬

ગરબી.

રે! રે! પ્રાણથકી પ્યારા પુત્ર, ગયો કયાંહાં આ સમે;
અહીં વનમાં મુકી નીરાધાર, કહે હવે કયમ ગમે. ૬૭

તારાં વૈચન મીઠાં સુધાતુલ્ય, તે કેમ વિસારિયે;
કોને કહિયે અંતરકેરી વાત, ધીરજ કેમ ધારિયે? ૬૮

શીદ દુખડું દેવાને કાજ, અહીં સૂધી લાવિયો;
તારા મનમાંહિ કપટવિચાર, કયાંહાંયકી આવિયો? ૬૯

દીસે દૈવગતી વિપરીત, જેથી લાજ છોડિને;
ચાલ્યો મરજાદા અમતણી આમ, સહજમાંહિ તોડિને. ૭૦

કહ્યાં કડવાં વચન તને જેહ, તે શું યાદ આવિયાં;
કે કો કપટીનાં કપટવચંન, તે તો તને ભાવિયાં. ૭૧

કે શું શ્રમથી કંટાળીને દૂર, ગયો તું પરલોકમાં;
તરસ્યાં માતપિતા તારાં અંધ, તેને નાખી શોકમાં. ૭૨

તારા સરખો સપુત કોણ ઠામ, જઈ કરી ખોળિયે;
તારા સદગુણકેરાં વખાણ, શાં શાં મુખ બોલિયે. ૭૩

દુખદરિયામાં નાખવાં અમને, તારે હતાં જાહરે;
શાને શ્રમ તેં વેઠી નીજ અંગ, આપ્યાં સુખ તાહરે. ૭૪

માયા માતપિતાતણી કેમ, ગયો ભાઇ વીસરી;
મેલ અંતરનો મૂકી દૂર, કહેની વાત તે ખરી, ૭૫

પાણી સરખું પૂછ્યાવણ કો દી, પિતો નહીં જેહતો;
મુકી વનમાં રઝળતાં આજ, ગયો દૂર તેહતો. ૭૬

### દોહરો.

મૂર્છાગત થઇ ભૂમિપર, પડયાં અંધ નરનાર;
દશરથ વસુધાધીશને, દિધો શાપ તે વાર. ૭૭

રે! દશરથ તત્કાળ જ્યમ, જાય અમારા પ્રાણ;
પુત્ર! પુત્ર! કરતાં ત્યમે, જાઓ તુજ રાજાન. ૭૮

### આર્યા-ગીતિ.

પુત્ર પછાડી અંધે, દીધૂં સ્વપ્રાણદાન તે ઠાર;
દહનક્રિયા કરિ ત્રણની, ભૂપ ગયો નીજ નગ્રમોઝાર. ૭૯

### દોહરા.

માતતાતના ભકતનો, અનુપમ આ દ્રષ્ટાંત;
વાંચી જંન વિચારજો, રાખી વૃત્તિ નિજ શાંત. ૮૦

જગમાં જન્મ ધરી કરી, માતપિતાની રોજ;
સેવા જેણે નવ કરી, વૃથા વહ્યો શિર બોજ. ૮૧

કપૂત જે માબાપનો, જઇ ભુલી ઉપકાર;
દૂભે તે નિશ્ચે પડે, રૌરવ નર્ક મોઝાર. ૮૨

ભકત જનકજનનીતણા, જગમાં થાય અનેક;
પણ તેમાં સરવણ સમો, મળે ન શોધ્યો એક. ૮૩

ધન્ય જીવતર તેહનૂં, ધન્ય તેહનો દેહ;
ધન્ય ભક્તિ તે તેહની, એમાં શો સંદેહ. ૮૪

મોટા ગ્રંથ ભણી કરી, બનિયા પંડિતરાય;
માત તાતને દૂભતાં, વૃથા સહુ વહિજાય. ૮૫

એવા જન ચંડાળનૂં, ઘટે નહીં દરશંન;
નિશ્ચે તેપર જાણવો, રૂઠયો જગજીવંન. ૮૬

સદભાવે કરિ સેવના, માત તાતની સાર;
કરિયે કોડથકી નકી, રીઝે જગકિરતાર. ૮૭

આપણુ અણુસમજૂ હતા, બચપણમાં જે વાર ;
ત્યારે કેવા તેમણે, કર્યા ભલા ઉપકાર. ૮૮

તેનો જો કરિયે કદી, ઉરમાં કંઇ વિચાર ;
તો તેનો નવ પામિયે, કો દી આપણુ પાર. ૮૯

તોપણુ તેનો જેટલો, બને તેટલો યાર ;
પાડ વાળવા યત્ન તો, કરવો વારંવાર. ૯૦

એજ ધર્મ છે પુત્રનો, જેનૂં મેં આ હાર ;
વર્ણન કર્યું તેનો સહૂ, સજ્જન લેજો સાર. ૯૧

(મિશ્ર)

## સાહિત્યશતક.

### દોહરા.

ધન, વિદ્યા, આયુષ્ય ને, કર્મ, મૃત્યુ એ પાંચ ;
વિધી ગર્ભમાં સર્વને, લખે લલાટે સાચ. ૧

દુષ્ટ નારને પોષતાં, દિધે મૂર્ખને જ્ઞાન ;
દુખિયાના સહવાસથી, દુખ પામે વિદ્વાન. ૨

આજિવિકા જ્યાંહાં નહીં, જહાં નહીં સત્કાર ;
મળે ન વિદ્યા, મિત્ર જ્યાં, ઠરવું નહિં તે ઠાર. ૩

વૈદ, નદી, શ્રોત્રી અને, વિપ્ર, ભૂપ, ધનવાન ;
જહાં નહીં ઠરતાં તહાં, થાયે દુઃખ નિદાન, ૪

જેમ વંન વાસિત કરે, વૃક્ષ સુકડનૂં એક ;
એમજ એક સુપુત્ર તે, દીપાવે કુળટેક. ૫

માન, ધંન, મધ્યમ ચહે, દ્રવ્ય અધમ જન ચ્હાય ;
ઉત્તમ જન મન માનવણુ, જાણે દ્રવ્ય ન કાંય. ૬

જેમ દિવસ રજની નહી, દેખે જન જન્માંધ ;
તેમજ દોષાદોષ નહીં, દેખે જન કામાંધ. ૭

લક્ષ્મીથી મિત્રો મળે, ભ્રાત અનૂકુળ થાય ;
લક્ષ્મીથી સંસારમાં, જન પંડીત ગણાય. ૮

દુષ્ટ ભારજા, મિત્ર શઠ, સામુ બોલતો દાસ;
વળિ ફણિ જેને ઘેર તે, નિશ્ચે પામે નાશ. ૯

પ્રિય ભાષણના યોગથી, સર્વ જનો ખુશ થાય;
માટે તેવૂં બોલતાં, કૃપણ ન થાવૂં કાંય. ૧૦

નહિં ઊંચે ચઢિ બેસવે, પણ જન ગુણે સુહાય;
કાગ શિખર ઉપર ચઢે, કેમ ગરૂડ ગણાય. ૧૧

સંપત્તી મોટી છતે, ગુણ સરખી ન પુજાય;
નિષ્કલંક બિજનો શશી, પૂર્ણથિ અધિક મનાય. ૧૨

કટૂ વૃક્ષ સંસારને, અમૃતફલ છે બેજ;
એક સુભાષણ ને બિજૂં, સજ્જનસંગત એજ. ૧૩

પ્રિયા, સ્નેહિ, ધન, રાજ એ, ગયાં મળે કો વાર;
પણ તન ગયલું અમૂલ્ય તે, મળે નહીં કો ઠાર. ૧૪

માનભંગથી દિનદિને, ઉપજે દુઃખ અધીક;
માટે જુજ દુખ ભોગવી, મરવૂં એ છે ઠીક. ૧૫

હણતાંને હણતાં નહીં, મનમાં ડરવૂં કાંય;
દુષ્ટપ્રતી નિર્દય થવૂં, એજ ખરો છે ન્યાય. ૧૬

સર્પ, મૂર્ખ, અગ્ની, ઉદક, ત્રિયા અને ભૂપાલ;
એ છ પ્રમાદે સેવતાં, પ્રાણ હરે તત્કાલ. ૧૭

દુષ્ટ કુળે જન્મ્યા છતાં, જો હોયે વિદવાન;
દેવ સરીખા તેહને, આપે અદકૂં માન. ૧૮

જે બહુ પુત્રોથી સદા, થાયે શોચ અપાર;
તેથી રૂડો એક જે, કુળરક્ષણ કરનાર. ૧૯

એક સુકૂં સળગી તરૂ, બાળે લીલૂં વંન;
તેમ કપુત કુળ નીપજી, બાળે સહુનાં મંન. ૨૦

સ્ત્રી, સાધૂસંગત અને, બાળક એ ત્રણ સાર;
ભવતાપે બળનારને, વિશ્રાંતી દેનાર. ૨૧

રાજપત્નિ ગુરૂપત્નિ ને, મિત્રપત્નિ ત્રણ એહ,
પત્નિમાત વળિ જાણવી, નિજ માતાસમ તેહ. ૨૨

કામસમો વ્યાધી નહીં, ક્રોધસમૂં નહિ દુઃખ;
મોહસમો શત્રુ નહીં, જ્ઞાનસમૂં નહિં સૂખ. ૨૩

કો દી કોપી આપણી, કરે ગુહ્ય પરકાશ;
માટે મિત્ર ઉપેર પણ, ધરવો નહિ વિશ્વાસ. ૨૪

માટી, પથ્થર, કાષ્ટમાં, નથી દેવનો વાસ;
માટે ભાવે સમરવો, આદપ્રભૂ અવિનાશ. ૨૫

જોબન મૂર્ખપણાં પઠે, દુખદાયેક ગણાય;
એ બેથી દુર્ઘટ અધિક, પરગૃહવાસ મનાય. ૨૬

દોષરહિત કુળ કોનું? ને, તન કોનૂં ન પિડીત!
કોને સંકટ નથિ પડયૂં? કોને સુખ છે નિત્ય! ૨૭

સંતોષામૃતપાનથી, જે શાંતી સુખ થાય;
તે ધન લોભે એકઠૂં, કરે નહીં લેવાય. ૨૮

સ્ત્રી, ભોજન, ધનના ભુખ્યા, થવૂં ન વારંવાર;
દાન, અધ્યયન, તપવિષે, તૃપ્ત થવૂં ન લગાર. ૨૯

સુસ્વભાવથી કુળ દિપે, ગુણથી દીપે રૂપ;
વિદ્યા સિદ્ધિથી દિપે, ભોગથિ લક્ષ્મિ અનૂપ. ૩૦

વિદ્યારૂપી રત્નવણ, જે છે પામર જંન;
ધની છતે તે સર્વથી, ગણવો પામર મંન. ૩૧

રંકતણા રાજા કરે, કરે રાયના રંક;
નિર્ધન ધનવંતા કરે, ધનિ નિર્ધન નિઃશંક. ૩૨

આપસમાણૂં બળ નહીં, મેઘસમૂં જળ નાંહિં;
નેત્રસરીખૂં તેજ નહિ, ધાન્ય સમૂં નહિં કાંઇ. ૩૩

પરયશરૂપી અગ્નિથી, બળ્યા બળ્યા નિચ થાય;
ઇચ્છે તે યશ પામવા, ન મળે નિત નિંદાય. ૩૪

ભય પેદા થાતાં સુધી, ધરવી બિક મનમાંય;
પ્રાપ્ત થયે તે યુક્તિથી, કરવો શુભ ઊપાય. ૩૫

મેળવવાં ધન ધાન્ય તો, કરવો વિદ્યાભ્યાસ;
લાજ તજે વ્હેવારમાં, પામે જન સુખ ખાસ. ૩૬

સુખઇચ્છા કરનારથી, વિદ્યાભ્યાસ ન થાય;
વિદ્યાધન ઇછનારથી, સુખ નાંહીં લેવાય. ૩૭

વનનાં સિંહતણો લીધો, શિયાળવાંએ પ્રાણ;
માટે બુદ્ધિવાન છે, ખરેખરો બળવાન. ૩૮

જેનૂં ધન પરહાથ ને, વિદ્યા પુસ્તકમાંહિ;
તે ધન, વિદ્યા તેહને, કામ ન લાગે કાંહિ. ૩૯

ઈંદ્રવાણિનાં ફળ નહીં, જેમ તજે કડવાસ;
તેમજ ખળ ખળપણતણો, કરે ન કો દી નાશ. ૪૦

સુસ્વભાવથી સાધુ ને, દેવ, પિતા ખુશ થાય;
વળિ પંડિત સદવાક્યથી, અંતરમાં હરખાય. ૪૧

ટીપૂં ટીપૂં કુંભમાં, ટપકે તેહ ભરાય;
એમજ વિદ્યા ધર્મનો, ક્રમે વધારો થાય. ૪૨

ધીરજ, પ્રિયભાષણ અને, દાનશક્તિ, રસજ્ઞાન;
મરડે મચડે એ ગુણો, નાવે નિશ્ચે માન. ૪૩

સર્પ ડંશ દે જો કદી, ક્રોધે કરી ચિડાય;
તેથીપણ દુરિજન હિણો, છેદે મર્મ સદાય. ૪૪

જેમ મેઘબુંદોતણો, તરણાં કરે સમાસ;
એમજ બહુ સંપે મળે, કરે શત્રુનો નાશ. ૪૫

બ્રાહ્મણ ભોજનથી રિઝે, મેઘગર્જને મોર;
સાધુ પરસુખથી રિઝે, ખળ પરદુખે નઠોર. ૪૬

લુબ્ધતણો યાચક રિપૂ, જારિણિરિપુ ભરથાર;
ચોરતણો રિપુ ચંદ્રમા, મૂર્ખતણો હુંશિયાર. ૪૭

જેમ સર્પને પય દિધે, વાધે અદકૂં ઝેર;
તેમજ શિક્ષા મૂર્ખને, દિધે વધારે વેર. ૪૮

જે જન કો દી ના કરે, કંઇ ધર્મ કે દાન;
તે જન બધે ગણાય છે, જિવતે મુવા સમાન. ૪૯

જેને જેહ વિષયતણી, ઇચ્છા લેશ ન થાય;
તેને મન તે વિષય તો, વીખ સમાન ગણાય. ૫૦

હોય ભલા ચાકર થકી, ભલૂં ધણીનું કામ;
જ્યમ અંગદ, હનુમાનથી, સીતા પામ્યા રામ. ૫૧.

સુખ સજ્જનસંગતતણૂં, દુર્જન મળે જણાય;
લહે મિષ્ટતા ઇક્ષુની, જ્યારે લીમ ચવાય. ૫૨.

પંડિત જનનો શ્રમ લહે, જે કો પંડિત હોય;
પીડ પ્રસૂતાની નહીં, સમજે વંઝા કોય. ૫૩.

કરિયે શ્રમ કયમ એહવો, જેથી કાજ ન હોય;
ડુંગરપર ખોદે કુવો, ક્યમ કરી નિકળે તોય. ૫૪.

કેવળ મૂઢ ન સમજશે, બુધજન વચનવિલાસ;
દાદુર શું સમજે કહો, અમલ કમળની વાસ. ૫૫.

વિના કહે હું સત્પુરૂષ, પરની પૂરે આશ;
કોણ કહે છે સૂર્યને, ઘર ઘર કરે પ્રકાશ. ૫૬.

ખાય ન ખરચે શુદ્ર મન, ચોર સબળ લઈ જાય;
પાછળ જ્યમ મધમાખ તે, હાથ ઘસે પસતાય. ૫૭.

નરની વળિ નળનીરની, એકજ ગતિ જગ જોય;
જ્યમજ્યમ નીચો થઇ નમે, ત્યમત્યમ ઊંચો હોય. ૫૮.

વડા સહજ વાતે રિઝી, દિયે ભલી બકસીસ;
તુળસીદળથી જ્યમ હરી, અર્ક, ધંતુરે ઈશ. ૫૯.

સાચ, જૂઠ નિર્ણય કરે, નીતિનિપુણ જે હોય;
રાજહંસવણ કુણ કરે, અલગ દુગ્ધ ને તોય. ૬૦.

દૂર કરી કો નવ શકે, ઉલટા વિધિના અંક;
ઉદધિ પિતા પણ ચંદ્રનું, ધોઇ ન શકયો કલંક. ૬૧.

વીર પરાક્રમ નવ કરે, તેથી ડરે ન કોય;
બાળકનું પણ ચિત્રનો, વાઘ રમકડું હોય. ૬૨.

નૃપપ્રતાપથી દેશમાં, રહે દુષ્ટ નવ કોય;
પ્રગટે તેજ દિનેશનું, ત્યહાં તિમિર ક્યમ હોય. ૬૩.

ભલું કરંતાં વાર પણ, બુરે વિલંબ ન ધાર;
દિન લાગે ઘર બાંધતાં, નહીં પાડતાં વાર. ૬૪.

જે મળતાં સુખ થાય છે, તે વિછડે દુખ થાય ;
રવિ દેખી ફૂલે કમળ, તેવણુ તો કરમાય. ૬૫.

કયહાં કયહાં ગુણદોષથી, ઉપજે દુઃખ શરીર ;
મધુરી વાણી બોલિને, પડે પાંજરે કીર. ૬૬.

ભલા, બુરા નીભે સહૂ, મહા પુરૂષની સંગ ;
ચંદન, અહિ, જલ, અગ્નિ તે, વસે શંભુને અંગ. ૬૭.

ઉત્તમ વિદ્યા લીજિએ, નીચ કને કદિ હોય ;
પડયું અપાવન થળ વિષે, કંચન તજે ન કોય. ૬૮

ગુણવાળો સંપત લહે, લહે ન ગુણવણુ કોય ;
કાઢે નીર પતાળથી, જો ગુણયુત ઘટ હોય. ૬૯

હોય ભલાનો સુત બુરો, ભલો બુરાનો હોય ;
દીપકથી કજ્જલ પ્રગટ, કમળ કીચથી જોય. ૭૦

ગુણી છતે અવસર વિના, આગ્રહ કરે ન કોય ;
ઉરથી હાર ઉતારિયે, શયનસમય જવ હોય. ૭૧

વિદ્યાવણુ શોભે નહીં, છતે સુરૂપ કુલીન ;
જેમ ન પામે કેસુડાં, શોભા વાસવિહીન. ૭૨

ઓછા નરના ચિત્તમાં, પ્રેમ ન પૂર્યો જાય ;
જેવૂં સાગરનીર તે, ગાગરમાં ન સમાય. ૭૩

જે ન હોય દૃઢ ચિત્તના, ત્યહાં નિભે નવ ટેક ;
કાચા ઘટમાં સલિલ જ્યમ, ટકે નહીં ક્ષણ એક. ૭૪

જે પ્રાણી પરવશ પડયા, તે દુખ સહે અપાર ;
જુથવિછડયા કુંજર સહે, બંધન, અંકુશમાર. ૭૫

કાજ બગાડે પોતિકૂં, એક પરાયાંકાજ ;
સહી, બલીને વારતાં, ચક્ષુહાનિ કવિરાજ. ૭૬

લાગે સુંદર દેખતાં, ઉરમાં કપટ વિષાદ ;
ઇંદ્રવાયણુંસમ ખરો, ભીતર કટુક સવાદ. ૭૭

એક એક અક્ષર ભણે, પામે પુસ્તકપાર ;
પગલે પગલે પરવરે, પહોંચે કોશ હજાર. ૭૮

ભલા, બુરા, સહુપર કરે, ઉપકારી ઉપકાર ;
તરૂવર છાયા તો દિયે, નીચ ન ઊંચ વિચાર. ૭૯

વ્યર્થ મૂઢ આગળ ગણો, કવિતાવચનવિલાસ ;
હાવભાવ જ્યમ સ્ત્રીતણા, પતિ અંધાની પાસ. ૮૦

કદી ન નર નાદાનને, કરિયે હિતનો બોધ ;
નકટાને કર આરસી, દેતાં ઉપજે ક્રોધ. ૮૧

અશુભ ઊચરે થાય શુભ, સજ્જનવચન અનૂપ ;
થયો શ્રવણપિતુશાપ જ્યમ, દશરથને વરરૂપ. ૮૨

"એક ભલે સહુનૂં ભલૂં," જો જો શબ્દવિવેક ;
હરિશ્ચંદ્રનાં સત્યથી, ઉધર્યાં જીવ અનેક. ૮૩

મોટાશૂં લડવૂં ભલૂં, થાય કદી અપમાન ;
પડે દંત ગિરિ પાડતાં, ગજનાં તોય વખાણ. ૮૪

માન મળે છે ગુણથકી, ગુણવણ માન ન હોય ;
શુક, મેના પાળે સહૂ, કાગ ન પાળે કોય. ૮૫

વણ દેખે વણ સાંભળે, આપે કેમ વિચાર ;
કૂપતણો મંડુક લહે, શૂં સાગરવિસ્તાર. ૮૬

નિજ નિજ ગરજે જન સહૂ, બોલે કરિ બહુ શ્હોર ;
વણગરજે બોલે નહીં, ગિરિવરપરના મોર. ૮૭

જે પામે અતિ ઉચ્ચ પદ, પામે પતન નિદાન ;
તપિ તપિ અતિ મધ્યાન્હલગિ, અસ્ત થાય જ્યમ ભાણ. ૮૮

દુર્જનના સંસર્ગથી, સજ્જન પામે કલેશ ;
જ્યમ દશમુખઅપરાધથી, બંધન સહ્યું જલેશ. ૮૯

શૂરવીરના વંશમાં, શૂરવીર સુત હોય ;
જ્યમ સિંહણના ગર્ભમાં, હરણ ન ઉપજે કોય. ૯૦

કરે કદી નવ સાહસી, દીનહીનતું કાજ ;
ભૂખ સહે પણ ઘાસ તે, નાજ ભખે મૃગરાજ. ૯૧

અવસર વીતે જતન તે, કરવૂં નવ અભિરામ ;
જળ વહિ જાય પછી કહો, પાળતણૂં શું કામ. ૯૨

વૃદ્ધિ ન હોગે પાપથી, વૃદ્ધિ ધર્મથી ધાર;
સુણ્યો ન દીઠો સિંહનો, મૃગના સમ પરિવાર. ૯૩

જન બહુ જગમાં તદપિ મન, વણુ સજ્જન અતિ દીન;
શશિ તારા રાતે છતે, રવિવણુ નલિન મલીન. ૯૪

ધન જોબનકેરો ગરવ, ધરવો નવ મનમાંય;
જોતામાં જાતિ રહે, જેવી વાદળ છાંય. ૯૫

વડા વડાશું રિશ કરે, છોટાથી ન રિશાય;
તરૂ કઠોર તોડે પવન, કોમળ તૃણુ બચિ જાય. ૯૬

અતિ ધનનો સંચય જહાં, ચોર રાજભય હોય;
કાંસા ઊપર વીજળી, પડે કહે સહુ કોય. ૯૭

જુગટું રમતાં થાય છે, સુખ સંપતિનો નાશ;
ખોયું રાજ નળે, કર્યો, પાંડુપુત્ર વનવાસ. ૯૮

કાં સમથી કાં અધિકથી, લડિયે કરિયે વાદ;
હારે જીતે ઊપજે, બેય પ્રકાર સવાદ. ૯૯

તન ધન તજતે લાજનું, જતન કરે નર ધીર;
માથું જાતાં પણુ નહીં, મુકે મામ શુરવીર. ૧૦૦

(ભાષાંતર.)

---

## અન્યાયી રાજા.

### દોહરા.

અવનીપર અવનીપતિ, અભણુ અને અજ્ઞાન;
ઉગ્યા આથમ્યાનૂં કંઇ, રાખે નહિ જે ભાન. ૧.

અફિણુ કસુંબા લઇ કરી, રહે સદા ચકચૂર;
રાજનીતિ ને ન્યાય તે, સમજે નહિ કંઇ ભૂર. ૨.

પ્રીતે નીજ પ્રજા તણો, સુણે ન જેહ પુકાર;
રૈયત તો રગડાય જ્યાં, જુલમ જુલમ સહુ ઠાર. ૩.

પ્રજાતણાં કલ્યાણની, વાત સુણે નહિ કાન ;
નારીમંડળમાં સદા, રહે જેહ ગુલતાન. ૪.

સોબત ખળ ને જારની, વ્યસનીકેરી ખાસ ;
સભ્ય ગુણી પંડિત કદી, બેસાડે નહીં પાસ. ૫.

ચારણ, ભાટ કાવત્તમાં, ફોકટ ગુણલા ગાય ;
આપબડાઈ સાંભળી, અપટ ઘણા હરખાય. ૬.

રૈયતની વહુ બેટિપર, નજર કરે હેવાન ;
જુલમથકી જારી કરે, એવા નૃપ નાદાન. ૭.

વણ અપરાધે કંઇકનાં, લિયે લુંટી ઘરબાર ;
ચોર ઠેરવે શાહને, શાહ ચોર નિરધાર. ૮.

એવા નૃપ રૈયતતણા, નીસાસે નિરધાર ;
કરૂણાકરના કોપથી, જાયે નર્કમોઝાર. ૯.

અદંડયને દંડે થકી, કરે અધર્મ પ્રચંડ ;
અપજશ અવનીમાં મળે, પડે શિરે યમદંડ. ૧૦.

---

## ન્યાયી રાજા.

### આર્યા–ગીતિ.

ન્યાયી વસુધાપતિના, ન્યાયતણી રીત જાણજો ન્યારી ;
પેટતણી પુત્રીથી, જેને છે નિજ પ્રજા અધિક પ્યારી. ૧.

તેમ પ્રજાજનમન તે, જેનાં દર્શનથકી મુદિત થાય ;
એવો ધર્મધુરંધર, ધીર નૃપતિ સર્વ ઠામ વખણાય. ૨.

રઘુનંદન સમ જેના, રાજ્ય વિષે દેખિયે ન અન્યાય ;
અધિક પ્રજાસુખ પેખી, અંતરમાં અધિક જેહ હરખાય. ૩.

તસ્કર, ખળ, પાખંડી, જેનાં ભયથી રહે સદા ડરતા ;
ચુગલ, જુગારી, લંપટ, અટકે અન્યાયકર્મ તે કરતા. ૪.

ચુકવે રૈયતકેરો, ન્યાય સદા ભેદબુદ્ધિ જે ટાળી ;
ધનવાન, રંક બેમાં, તેમાં અંતર ગણે ન ધન ભાળી. ૫.

લુચ્ચા, લૂણહરામી, તરકટિયા, લાંચિયા દિસે કોય;
તેને શ્રીફલ આપે, એવો જે નિપુણ ભૂપ તે હોય. ૬.

ઉપડે નહિ રૈયતથી, એવો મૂકે કદી ન કરભાર;
રાજનીતિમાં શાણો, ઉદ્યોગી, ધૈર્યવંત જે સાર. ૭.

ભોજ સમોવડ ભૂપતિ, વિદ્યાનો જે પ્રસાર કરવામાં;
વિક્રમ વીર સરીખો, તત્પર પરદુઃખ જેહ હરવામાં. ૮.

પંચાનન સમ પોતે, પરાક્રમી યુદ્ધવીર જે પૂરો;
હામ તજી હૈયાની, પાછી પાની કરે ન નર શૂરો. ૯.

એવો નૃપતિ પ્રતાપી, આ લોકે કીર્ત્તિરૂપ વામ વરે;
જગતીતલમાં તેના, જગજન સરવે સદાય જસ ઉચરે. ૧૦.

---

## વકતૃત્વ વિષે.

### દોહરા.

વિજયતણા છે વિશ્વમાં, વિદિત વિવિધ પરકાર;
તેમાં વકતાનો વિજય, સર્વશિરોમણિ સાર. ૧.

અવર પ્રસંગે થાય જે, માનવિતણાં વખાણ;
પરોક્ષ નહિ પ્રત્યક્ષ તે, સમજો ચતુરસુજાણ. ૨.

આપણથી કેવા રિઝયા, જન તે નાજ કળાય;
પણ વકતૃત્વવિષે રહે, જય, જશ સાથ સદાય. ૩.

શ્રોતાજનનાં મુખકમળ, હરખે વિકસિત થાય;
વકતાવાણિપ્રતાપ તે, તેપરથકિ પરખાય. ૪.

નિજ, પર, પંડિત મૂર્ખનું, શત્રુ, મિત્રનું જેહ;
મન આકર્ષે વાણિ તો, સભાયોગ્ય છે તેહ. ૫.

તે વાણી વકતાતણી, સફળ જગતમાં જાણ;
શઠને જે કોમળ કરે, પિગળાવે પાષાણ. ૬.

પાવૈને પાનો ચઢે, બને સૂમ દાતાર;
જડમાં ચૈતત ઊપજે, ધન્ય વાણિ તે સાર. ૭.

તેજ વાણિ જે સૂણતાં, ઉપજે પ્રભુપદ પ્રીત ;
વિષયવાસના તો મટે, નિર્મળ થાયે ચિત્ત. ૮.

અવર વાણી, વક્તાતણી, હોય કદી વિપરીત ;
સુણતાં સજ્જનમન વિષે, કદી ન ઉપજે પ્રીત. ૯.

જ્યમ વંઠેલી પુત્રિના, પિતાતણો જશ જાય ;
ત્યમ વક્તા તે વાણિનો, નહીં કેમ નિંદાય. ૧૦.

માટે સમજી મન વિષે, વક્તા વદે સુજાણ.
દેશહિતેચ્છુ જેહને, પંડિત લહે પ્રમાણ. ૧૧

એવા વક્તા જગતમાં, જીવો વર્ષ હજાર ;
જેના યોગથકી નકી, સુધરે સહુ નરનાર. ૧૨

---

## મિથ્યાભિમાન તજવાવિષે.

### વસંતતિલકા.

જેણે રચ્યો જગતનો ખુબ ખેલ ખાસો,
જેનાં સુકૃત્ય નિરખી વિસમીત થાશો ;
ગર્વિષ્ટ તે નહિ જુઓ કરિ કયાસ ઝાઝો,
મિથ્યાભિમાન કરતાં લગરીક લાજો. ૧

ગર્વે કરી નહિં તમે સુખ લેશ પામો,
ગર્વે ન પાર પડશે ફળહુમ કામો ;
છાકે છકે ગરવથી કદિ નાંહિં છાજો,
મિથ્યાભિમાન કરતાં લગરીક લાજો. ૨

ગર્વિષ્ટની જગતમાં ઘટી લાજ જાયે,
ગર્વિષ્ટનો બહુ કરી નવ મિત્ર થાયે ;
માટે સુનમ્રપણુને નિત થંભ ખાઓ,
મિથ્યાભિમાન કરતાં લગરીક લાજો. ૩

ગંભીર સાગર કદી નવ છાકિ જાયે,
મોટો છતે રહિ હદે હિતકારિ થાય ;

એવો વિચાર ચિતમાં ધરિ નમ્ર થાજો,
મિથ્યાભિમાન કરતાં લગરીક લાજો. ૪

ગર્વિષ્ટ શબ્દ જનને પ્રિય નાહિં લાગે,
ગર્વિષ્ટ શબ્દ જનને તિરતુલ્ય વાગે;
ગર્વિષ્ટથી ન બનશે કદિ તર્કકાજો,
મિથ્યાભિમાન કરતાં લગરીક લાજો. ૫

ઝીણૂં કદી મગતરૂં કરિકર્ણુ પેશે;
પ્રાબલ્યવાન પશુનો જિવ સ્હેજ લેશે,
એવાથિ થાય બળથી કદિ ના છલાજો,
મિથ્યાભિમાન કરતાં લગરીક લાજો. ૬

## કુંડળિયો.

ડાહયો સહુથી હૂં અને, હૂંજ સર્વથી શૂર;
ચતુર સર્વથી હૂં અને, હુંજ પંડિતમાં પૂર;
હુંજ પંડીતમાં પૂર, મૂજસમ આજ ન કોયે;
મૂરખને અભિમાન, અંતરે એવું હોયે;
પણ મિથ્યા ગર્વને, ભેટવા શિદ તૂં ધાયો;
લજવા ઉરમાં કાંઈ, નથી તૂં સહુથી ડાહયો. ૧

## છપ્પો.

તજવૂં જન અભિમાન, શીખ સમજીને રૂડી;
થઈ દશાનનતણી, દશા એથી બહુ ભૂંડી;
વણુ મોતે એથકી, મુઆ કંઈ રાણીજાયા,
દશશત કર બાણુના, બાણુથી જુઓ કપાયા;
વળી કરે ગર્વે અર્જૂનને, બભ્રુવાહને મારિયો;
સવિતો કહે એથી જગતમાં, અર્થ ન કોણે સારિયો. ૧



### કપૂતવિષે.

છપ્પો.

"જેમ ચંદ્રવણ નિશે, વ્યોમશોભા નવ સારી;
તેમ સુલક્ષણવિના, દિસે રૂપવંતી નારી;
વિના નીરનો કૂપ, ભૂપવણ તેજ જહેવો;
સત્ય પ્યારવણ મિત્ર, જાણવો તેજ તહેવો;
નહિ વિનાબુદ્ધિના પુત્રથી, લાભ કશો ઉર આણવો;
જે માતપેટ જન્મ્યો કપુત, કુળકુબામણો જાણવો." ૧

### લોભી વિષે.

છપ્પો

બણિ સરિતાનૂં નીર, સિંધુમાં જઈ સમાયે;
તોપણ તેનૂં જેમ, પૂર્ણ નવ પેટ ભરાયે;
તેમ લોભિને ધંન, મળે તૃપ્તી નવ પામે;
પાંચ મળે દશતણી, આશ અંતરમાં જામે;
જે જગદીશે કરૂણા કરી, ઘટતૂં આપ્યું હોયછે;
તેપણ લોભીજન લોભમાં, છતૂં પાસનૂં ખોયછે. ૧

### વિદ્વાનની કદર કોનેછે?

છપ્પો.

ભણી થયા વિદ્વાન, ભલે બહુ પુસ્તક વાંચો;
સમજી સાર અસાર, અધિક અંતરમાં રાચો;
લેવા દેવા નથી, તેનિ દુનિયાને લેશે;
કહો તમે શું રળ્યા, સકળ જન એમજ કહેશે;
નહિ વિદ્યાના ગુણની કદર, મૂર્ખજનો કંઈ જાણશે;
સવિતો કહે રળતા નર ઉપર, પ્રેમ અધિક ઉર આણશે. ૧

### હિતશિક્ષા.

#### મત્તગયંદ છંદ.

જે જન શુદ્ધ વિચારતણો નહિં;
સાર કદી ઉરમાહિં વિચારે ;

તે જન વ્યર્થ સહે તન કષ્ટ,
થઇ મતિભ્રષ્ટ પિડાઇ પુકારે;
પાસ છતે દિપ આંખ મિચી,
અથડાય જનો મુરખાઇથિ જ્યાંરે;
કોણ સુમાર્ગભણી દિલ દાઝ,
ધરી પછિ જાય લઇ જન ત્યારે. ૧

ગરબી.

હીતશિક્ષામૃત પીજિયે,
હાંરે બિજાંૂ સર્વ જાણિ વીખ ફેંકી દીજિયે;
હોજીરે. હીત. ટેક

હાંરે સહુ સજ્જનો શિખોનિ સાર શોધવા,
હાંરે પામી જ્ઞાનદાન સાનથી ગુણી થવા;
હોજીરે. હીત. ૧

હાંરે સુણી સત્ય બોધ ક્રોધ નવ કીજિયે,
હાંરે ક્ષીરનીરમાંથિ ક્ષીર ચુસી લીજીયે;
હોજીરે. હીત. ૨

હાંરે અનીતીતણા ન ગ્રંથ કો દિ વાંચિયે,
હાંરે હૃદેપાત્રમાં સુનીતિનીર સાંચિયે;
હોજીરે. હીત. ૩

હાંરે ઉભય લોકસૂખ એથકીજ પામશો,
હાંરે ભવી વેદના સહૂ તે વળી વામશો;
હોજીરે. હીત. ૪

હાંરે સવીતાતણી વિનંતિ ઊર આણવી,
હાંરે દુજી હીતકારિ એથિ નવ જાણવી;
હોજીરે. હીત. ૫



# અંગ ૩ જું

## પ્રીતિ સંબંધી.

### શાકુન્તલાખ્યાન.

ઢાળ.

ગૌરીનંદન વિઘ્નનિકંદન, સિદ્ધિસદન મહારાજ;
પ્રથમે પ્રણમૂં પ્રેમ ધરીને, સફળ થાય સહુ કાજ ૧

એકદંત બળવંત કૃપાવિણુ, નાવે દુખનો અંત;
માટે સમરૂં સત્યભાવથી, સિદ્ધિબુદ્ધિનો કંથ. ૨

સિંધુરમુખ સન્મૂખ થતાંમાં, વિઘ્ન વિમુખ તે થાય;
પ્રયાગપથ પદ ધરતાં અઘનગ, જેમ ચૂર્ણ થઇ જાય. ૩

મૂષકવાહન મોદિકભક્ષણુ, સિંદુર શોભે અંગ;
શૂર્પકર્ણ પાશાંકુશધર તે, કરો સકળ ભય ભંગ. ૪

ગણુનાયકની કૃપાતણું છે, કવિજનને અભિમાન;
માટે લંબોદર આ અવસર, ટાળો મુજ અજ્ઞાન. ૫

બાળચંદ્ર પરિપૂરણુ ભાવે, મમ અંતર કરિ વાસ;
સેવક જાણી કરો સકલ મુજ, મલિનમતીનો નાશ. ૬

બ્રહ્મસુતા ભવતારણી તારો, ગણજો મુજને દાસ;
બાળક જાણી માત માહરી, રસનાએ કર વાસ. ૭

ધવલ હંસ તુજ સુંદર શોભે, ધવલ વસ્ત્ર પરિધાન;
ધવલ વર્ણ તુજ શીતરશ્મિનું, સહજ ઉતારે માન. ૮

ધવલ કંચુકી ધવલ શરીરે, સજ્યા સકલ શૃંગાર;
જનની તુજ ગુણગણુ વર્ણવતાં, શેષ ન પામે પાર. ૯

વીણાપુસ્તક કર ધરિ કોડે, કરેછ સુસ્વર ગાન ;
શ્રવણ કરંતાં તન્મય થાયે, વિધિ, હરિ ને ઇશાન ; ૧૦

અંબે તુજ સૌંદર્ય નિરખતાં, તટસ્થ મન્મથ થાય ;
રૂપ અનુપમ તે કવિજનથી, કયમ કરિને વરણાય? ૧૧

શરણ આવિયો કિંકર જાણી, મયા કરો મુજ માય ;
રાખો મેહેર કરીને મુજને, ચરણકમલની છાંય. ૧૨

ગિરિજાસુતને સરસ્વતીને, સમરી એહ પ્રકાર ;
કથા કહુંછું શકુન્તલાની, જેમાં રસ શ્રૃંગાર. ૧૩

## રાગ ઓખાહરણનો.

એક સમયે કૌશિક મુનિજંન, તેણે આદર્યું તપ જઈ વંન;
મહા કષ્ટ કાયાને દીધૂં, મન હરિપદરસ લીન કીધૂં. ૧

કરી મનથી સરવ ભય ત્યાગ, બેઠા આસન વાળી તે જાગ ;
ઇદ્રાસનની ઇચ્છા ધરી, બેઠા જોગાસન વાળી કરી. ૨

કર્યું પંચાગ્નિનું સાધંન, અતિ ઉષ્ણ કાળે મુનિજંન;
ઝાડે ઊર્ધ્વ પગે ટંગાઈ, ધુમ્રપાન કીધૂં મુનિરાઈ. ૩

શીત, વર્ષાકાળે મુનિરાય, પોઢે સરિતામાં જલ સજયાય;
ગળાપૂર પાણીમાં રેતો, ધામ વર્ષા ને શીત તે સ્હેતો. ૪

તાળી ત્રીકમજીશૂં લાગી, તેની ભ્રાંતી સકલ સઘ ભાગી ;
તીવ્ર તપ માંડયો મૂનિજંન, દેખી મઘવા પામ્યો ભય મંન. ૫

તેનો તપ ભંગ કરવા કાજ, નિરધાર કર્યો સુરરાજ ;
એક અપ્સરા મેનિકા નામ, તુર્ત બોલાવી તેણે ઠામ. ૬

### વલણ.

તપભંગ કરવા મુનિતણો, કરિ નક્કી સુરરાજાન રે ;
બોલાવી અપ્સરા મેનિકા, કરિ આદર ને સનમાન રે ૭

### ઢાળ.

ઈંદ્રસભામાં અપ્સરા આવી, બોલી જોડી બે પાણ ;
"શી આજ્ઞા સ્વામી છે મુજને, સંભળાવો આ ટાણ." ૮

આદર દેઈ સુરેશ ઓચરીયા, "સાંભળ ચતુરા નાર;"
"કૌશિકનો તપ ભંગ કરવા, કીધો અમે નિરધાર." ૯

"તેહમાટે પરવર મુનિવરને, છળવા કારણ આજ;"
"એજ આજ્ઞા છે તૂજને, કરિ આવ શીઘ્રે કાજ." ૧૦

નમન કરી તવ મેનિકા બોલી, "સાંભળિયે સુરરાય;"
"બ્રહ્મા, વિષ્ણુ, શિવને છળૂં તો, એ તે શી ગણુતીમાંય!" ૧૧

એમ વદી કર વીણા ધરીને, બેઠી વિમાનમોઝાર;
સુરપુરથી ભૂલોકમાં આવી, સજી સોળે શણગાર. ૧૨

શોભા શી સુંદર તેહની, કવિ વર્ણવે જીભ એકથી;
ઝાંખા થયા શશિ, ઉડગણો, સુંદરિતણી તનજયોતથી. ૧૩

તપ ભંગ કરવા મુનિતણો, સુરસદનથી તે ઊતરી;
મૂરત બનાવી મોહની, મુનિમંન મ્હોવા સંચરી. ૧૪

મુખચંદ્રજ્યોતી નિરખતાં, સુધ ના રહે મન ચંદ્રની;
કર, ચરણ સુખમાને ભજી, સુખમાં સરોરૂહવૃંદની. ૧૫

શુભ નેત્ર સુખમાને ભજી, શોભા તે મિનમૃગનેનની;
નાસિકાકેરી સૂખમાને, ભજી દીપક એનની. ૧૬

ફરહરે અંચલ નયન ચંચલ, ચલકતો કટિલંકરે;
વીણા વજાડતી ફાગ ગાતી, ભરતિ ફુલ તે અંકરે. ૧૭

સુણિ રાગ સહ અનુરાગ મુનિએ, નેત્ર ખોલ્યાં ધ્યાનથી;
જોતાં છબી તપ તો ઉડયો, છૂટયો ઋષીશ્વર જ્ઞાનથી. ૧૮

### વલણ.

સ્વરૂપ સુંદર નિરખતાં, મોહિત થયા મુનિરાય રે.
જોતાંજ તપ લૂંટાઇ ગયો, ગયું જ્ઞાન ઉડી કયાંય રે. ૧૯

### રાગ મારૂ.

લાગ્યું મુનિને તે મદનશરાસન હો, છોડી દીધું પલકમાં આસન હો. ૨૦
જપ, તપ ને ધરમ તે ગમાવ્યો હો, મોહી મેનિકા પાસે આવ્યો હો. ૨૧
અંગોઅંગ ઉમંગે લગાવ્યો હો, જાણે જોગતણું ફળ પામ્યો હો. ૨૨

એક ક્ષણુતણું સૂખને કાજ હો, ખોયું મહા તપફળ મુનિરાજ હો. ૨૩
પછી પસતાયો મન મુનિજંન હો, ત્યાંથી ચાલ્યો તે બીજે વંન હો. ૨૪
ગર્ભ મેનિકા લહિ પડયો ઉર હો, તેથી જઈ ન શકી સુરપૂર હો. ૨૫
થઈ નવ માસે પુત્રી જયારે હો, ગઈ મેનિકા સુરપૂર ત્યારે હો. ૨૬

## રાગ ઓખાહરણનો.

### ચોપાઈ.

પેલી પુત્રીને નાખી વંન, ગઇ મેનિકા સ્વર્ગસદંન;
જન્મી માણુસથી એને જાણી, દયા મેનિકાએ નવ આણી. ૨૭

પડી બાપડી એકલી વંન, ટળવળતી ને કરતી રૂદંન;
કોઈ લેવા મળે ન સંભાળ, તેને સંભાળે શ્રી જગપાળ. ૨૮

તેહ પંથ કણ્વ મુનિરાજ, જતાં તીરથસ્નાનને કાજ;
તેણે દીઠી પડી તેહ ઠાર, પેઠી શંકા તે ચિત્તમોઝાર. ૨૯

"કે એ દેવ, દાનવ કે કિન્નરની?" "હશે નાગ કન્યા કે કો નરની?"
"નથી સમજાતૂં જોતાં કાંઈ", "એને નાખી ગયૂં કોણ આંહી?" ૩૦

શંકાસિંધુનું મિન થયું મંન, અંતે લીધી સુતા મુનિજંન;
રોતી ટવળતી આશ્રમ આણી, દયા મુનિવરે અંતર જાણી. ૩૧

કહ્યું ગૌતમીને મુનિરાય, "બેન કર તૂં આની રક્ષાય;"
જોઈ સુંદર કોમલ તંન, વ્હાલ ઉપજ્યું તેને મંન. ૩૨

લઈ કોટે તેને વળગાડી, કરે જતન રૂડી પેર દાડી;
રહિ કર્મયોગે કરી જિવતી, જોઈ ગૌતમી પરસન થતી. ૩૩

કૃપા સરવે ઋષિવધુ કરતી, વ્હાલ તેના ઉપર બહુ ધરતી;
એમ સહુને તે અંતર ભાવી, સુતા કણ્વની તે ત્યાં કહાવી. ૩૪

જ્યોતી દિનદિનપ્રત ફેલી અંગ, વૃક્ષલતાછાંયે સખી સંગ;
બાંહે ઝાલી આનંદમાં રમતી, સખીને પણ થઇ મનગમતી. ૩૫

### વલણ.

શકુન્તલા સંગે સખી બે, રે'તી આઠે જામરે,
એક અનસૂયા નેં બિજીનૂં, કહું પ્રિયંવદા નામરે; ૩૬

## રાગ ધનાશ્રી.

ત્રણે વયની સમાન સખીને, વાધી પરસ્પર પ્રીતજી
પ્રાણ એક ત્રણે સખીકેરો, કાયાની જુજવી રીતજી. ૩૭

સ્વરૂપ સુંદર તેનું શું વરણું? શેષ તે થાકી જાયજી,
બ્રહ્માએ ત્રણલોકકેરી સુંદરતા, ભરિહોય તેમની માંયજી; ૩૮

કામકમાનસમાન શોભતિ તે, ભૃગૂટી જયારે મરોડતીજી;
હાસ્ય કરી કંઈ વાત કરે તવ, કર્ણમાં સુધા નીચોવતીજી. ૩૯

વાટે ભરે પગલાં તવ તેનો, રંગ તે દોડે અગાડીજી;
સુંદર બન્ને સખીઓ ખરી પણ, કણ્વસુતા છબી ન્યારીજી. ૪૦

## દોહરો.

ત્યાર પછી મુનિ કણ્વએ, કરવા તીરથસ્નાન;
આશ્રમ રાખિ શકુન્તલા, વનથી કર્યું પ્રયાણ. ૪૧

તેહ સમે શિખ દઈ ગયો, મહા કણ્વ મુનિરાજ;
દાઝ ધરી દિલમાં અતી, પુત્રિતણા હિતકાજ. ૪૨

"ખાવા તારે જેહની, અંતર ઉપજે આશ;
"તેહ સુખે તું માગજે, બેટિ ગૌતમી પાસ. ૪૩

"રૂષિ આવે આશ્રમવિષે, એવે જો કોઇ બાળ;
"કરિ આદર પદ વંદિને, લેજે શુભ સંભાળ. ૪૪

"બેટી લાડકવાઇ તું, રે'તી નહીં ઉદાસ;
"થોડા દિનમાં આવિયો, જાણ તાહરી પાસ.

શિખ એવી દઈ સંચર્યા, તીર્થસ્નાનને કાજ;
શકુન્તલા વનમાં રહે, વિના કણ્વ મુનિરાજ. ૪૬

કઈ દિન બાપ વિના રહી, મન ઉદાસ તે બાળ;
આશ્રમ અતિથી આવતો, લેતિ તેનિ સંભાળ. ૪૭

સામો મૂઠડીમાં ભરી, નાનાં જે મૃગબાળ;
તેને નિત ખવરાવતી, શકુન્તલા તે કાળ. ૪૮

આશ્રમનાં તરૂ સીંચતી, આંણી અંતર પ્રેમ;
કહેતી જેમ શકુન્તલા, કરતિ ગૌતમી તેમ. ૪૯

બન્ને સખિ પણ તેહને, અંતર અદકૂં ચ્હાય;
નિમિષ માત્ર ન્યારી નહીં, થાતી તેથી જરાય. ૫૦

એમ કરંતાં તનથકી, છુટી અવસ્થા બાળ,
લાગિ તરૂણતા ઝળકવા, તન તેને તે કાળ. ૫૧

### મનહર છંદ.

બાળાપણુતણું અણજાણુપણુ સર્વ છુટયું,
જોબનની જ્યોત પરકાશી રહિ તનમાં;
વાસ કર્યો થીરતાએ આવી કરી ચરણુમાં,
સહજ વસી છે તીરછાઇ તો નયનમાં;
સુધાથી ભિંજાયલ ન હોય જેમ એમ લાગે,
મિષ્ટતા વિશેષ કાંઇ વાતમાં વચનમાં;
ઉરની ઉંચાઈ કાંઇ વધી ઘટિ કટિ તેમ,
દિનદિનપ્રતિ વધી ચાતુરતા મંનમાં. ૫૨

### ઇંદવ છંદ.

વનમાં ન છુપાવિ છુપે મુનિકણ્વની, પુત્રીતણી તનસુંદરતાઇ.;
વનફૂલ વિના નવ વસ્ત્ર જ્યમે, ત્યમ ભૂષણુ સુંદર તેવું ન કાંઇ;
દિસતા અતિ એમછતે રૂપના, સુતરંગ ખરે ઉઠતા તનમાંહી;
તન જોબન જેમ વધે ત્યમ ભાવનિ, દીસતિ નિત્યથતિ સરસાઇ. ૫૩

### દોહરો.

"સુંદર એવો વર મળે, શકુન્તલાસમ સાર;"
"તેનિ સંગ પરણાવવી", કિધ કણ્વે નિરધાર. ૫૪

### સોરઠો.

વનમાં એહ પ્રકાર, રે'વા લાગિ શકુન્તલા;
નૃપ દુષ્યંત શિકાર, કરતો આવ્યો એક દિન. ૫૫

### આર્યા-ગીતિ.

પૌરવકુળભૂષણુ જે, દુષ્યંત મહા પરાક્રમી રાય ;
રવિસમ પ્રતાપિ જેને, ભૂસુરપતિ એ ઘટે સુઉપમાય. ૫૬

પાળે પ્રજા પ્રીતે કરિ, દુઃખી કો રાજ્યમાં દિસે નાંહી ;
તેમજ અધર્મકારી, હિંસાકારી દિસે ન કો ત્યાંહી. ૫૭

રૂપ, ગુણમાં દુષ્યંતજ, દુષ્યંત સમાન આન કો ન મળે ;
વદનશશીદર્શનથી, જનચક્ષુચકોર તાપ સર્વ ટળે. ૫૮

ઘનરવ સમ વાણિ સુણી, મિત્રમનમયૂર હર્ષિ નૃત્ય કરે ;
સહજ જવાસા પેઠે, અરિ ઉર તે જળિ જવાનું ભયજ ધરે. ૫૯

નૃપ સહુભૂપશિરોમણિ, રણવીર સુદાનવીર વળિ તેવો ;
ભુતળ અતળીબલ ભલ, મળે ન નૃપ ચક્રવર્ત્તિ એ જેવો. ૬૦

તે મહિપતિ એક દિવસ, સૈન્યા નિજ લેઇ સંચર્યો વંન ;
ધમકારાથી ધરતી, ધ્રૂજી અતિ ત્રાસ માનિને મંન. ૬૧

નૃપસૈન્યયોગથી જળ, થળ, નભ ધુળથી રહયાં છવાઇ તે ;
ધ્રુમ્ર પ્રતાપાનલનો, શકે નવ શક્યો નભે સમાઇ તે. ૬૨

અથવા રજાત્મકજ શું, સૃષ્ટી કરવા વિચાર્યું બ્રહ્માએ ;
કે ભારનું દુખ કહેવા, વસુધા સુરલોક પામિ ભય જાયે. ૬૩

વાજી, પદાતિ, વારણ, રથ આદિક તે ગણ્યાં નવ ગણાયે ;
સૈન્યારૂપ વસનથી, પથરાઈ વસુમતી સરવ જાયે. ૬૪

ઉન્નત શિખર ગિરિતણાં, રવિમંડળ પાસ માર્ગ જે માગે ;
ગિરિકંદરિ નિરખે વળિ, જે જોતાં મનવિષે ભયજ જાગે. ૬૫

સરિતા, સર નિર્મળ અતિ, સલિલથકી પૂર્ણ સર્વ તો જોય;
વૃક્ષ, લતા પુષ્પ, ફળો, જોયે જન જેથી મંનદુખ ખોય. ૬૬

સૈન્યાગમથી વનમાં, કોલહલ થઇ રહયો સરવ પાસ;
દોડાદોડી કરવા, પશુ લાગ્યાં માનિ મંનમાં ત્રાસ ૬૭

મર્કટ, મૃગ, વ્યાઘ્ર, કરી, મીન, મકર, પીક કેકિ આદીને;
કંઇ વધ કરિ, કંઇ વેધી, કંઇ લીધાં સંગ નીજ તો ગૃહિને ૬૮

હરિ હરિસમ હરિ જેના, રથ એવે શોભતો મહારાય;
શ્રુતિપર્યંત શર અતી, તીક્ષણુ ખેંચી મૃગો પુઠે ધાય. ૬૯
એક હરણુ પછવાડે, લાગ્યો શર સાંધિને મહીપાળ;
રથરવ સુણતાં વારજ, નાઠો મૃગ જીવ લેઇ તત્કાળ. ૭૦

## સાખી-મરાઠી ચાલ.

કુરંગ ભય પામીને નાઠો, દેખીને રથ, સ્વાર;
નૃપે અશ્વને ચાંપિ હાંકવા, આજ્ઞા કરિ તે વાર. ૭૧
ગયો ચઢી દિન, યત્ન કરીને, થાકયો અદકો રાય;
મૃગતો હાથ ચઢયો નહિ નૃપને, તાપ ચઢયો તનમાંય. ૭૨
સમીર સરખી શીઘ્ર ગતિથી, અશ્વ દોડતા જાય;
બાણુ ચાપશું લગાવિને ત્યાં, ખેંચ્યું તુર્તજ રાય. ૭૩
આગળ મૃગ તે નાઠો જાયે, પાછળ પૃથ્વીનાથ;
પુઠે કયહાં રહિ ગયું દૂર તે, સૈન્ય હતું જે સાથ. ૭૪

## આર્યા-ગીતિ.

મૃગપર શર ખેંચી નૃપ, હણવાને યત્ન તે કરે જેવે;
મુનિજન વનવાસીએ, મોટે બુમ પાડીને કહ્યું તેવે. ૭૫
"હાં હાં! ભુપ તુજ મુનિના," "રક્ષણુ અર્થે થયોછ અવતાર;"
"એહ અમારૂં તપોવન," "તેનો મૃગ મારતો ન આ હાર" ૭૬

## દોહરા.

મુનિજનના સુણિ શબ્દ તે, નરપતિએ તે વાર;
મૃગપર શર નવ મારતાં, અટકાવ્યો રથ સાર. ૭૭
તવ સરવે મુનિએ દિધી, મહિપતિને આશીશ;
"થાઓ તવ કલ્યાણુ નિત, ધન ધન વસુધાધીશ." ૭૮
પૂછ્યૂં કરી પ્રમાણુ તવ, મનમાં થઇ મગંન;
"કયહાં કણ્વઆશ્રમ મને, કહો તમે મુનિજંન." ૭૯
"તે મુનિનાં દર્શનતણી, છે અંતર અતિ આશ;"
"જેના યોગે થાય છે, પાપપુંજનો નાશ." ૮૦
નરપતિના શબ્દો સુણી, રિઝયા સર્વ મુનિરાય;
આશ્રમ જેહ સમિપ હતો, બતાવિયો તે ત્યાંય. ૮૧

"કણ્વઋષી કંઇ દિન થયા, તીર્થસ્નાનને કાજ;
"ગયાછ આશ્રમ છોડિને, સોમતીર્થે મ્હારાજ. ૮૨

"શકુન્તલા બેટી સમી, ગણી પાળિ છે જેહ;
"તેને આશ્રમ સોંપિને, ગયા મુનીવર તેહ. ૮૩

"આપ કૃપા કરિ જો ત્યહાં, પધારશો રાજાન;
"તો મુનિવરને વ્યાપશે, ઉર આનંદ અમાન. ૮૪

"મુનિવર પાછા આવશે, ત્યહાંથકી જે વાર;
"કરશે વિદિત શકુન્તલા, તવ તેને નિરધાર." ૮૫

મુનિવરનાં વચનો સુણી, નીચે ઉતર્યો રાય;
સારથિને રથ સોંપિને, ગયો તપોવનમાંય. ૮૬

આશ્રમની પાસે ગયો, જેહ સમે મહિપાળ;
દક્ષિણ બાહૂ ફરકવા, લાગ્યો તવ તે કાળ. ૮૭

"બાહૂ ફરકે ફળ થશે, શું મુજને વનમાંય?"
એમ વિચારી નરપતિ, જોવે આગળ જાય. ૮૮

તવ નજરે નવજોબના, પડિ નૃપને ત્રણ ત્યાંય;
આશ્રમતરૂ સીંચે ડરે, શિતવાતથિ નવ કાંય. ૮૯

ઢાળ.

સેવા ન આશ્રમની તજે, અતિ શ્રમિત થઇ તે આવતી;
કોમળ કમળસા કરથકી, કયારી નવીન બતાવતી. ૯૦

સઘળૂં તપોવન સીંચવાને, સલિલ શ્રમ કરિ લાવતી;
લઘુવૃક્ષકેરાં થડવિષે, ભરિ ભરિ ઘડુલિ ઢળકાવતી. ૯૧

દ્રુમ સીંચતાં થાકી જવે, પરસ્વેદબિંદુ મુખપરે;
શોભી રહ્યાં જ્યમ અબ્જપર, ઘનબિંદુ તે આવી ઠરે. ૯૨

સહુ શિથિલ તન તે થઇ ગયૂં, પગલાં ધ્રુજંતાં તો ભરે;
તૂટતે સ્વરથી માંહોમાં, વળિ વાત વચમાંહી કરે. ૯૩

વિંખરાઇ રહિ લટ અલકની, ભરતી ઉસાસ અનંતરે;
ત્રંણે સખીઓ શોભતી, જાણે હવો સુરતાંતરે. ૯૪

એ દ્રુમ વચે થઇ નીકળે, તેની વખાણું શી છટા?
રાજી રહ્યા કચ અંગપર, જ્યમ તડિત ઊપર ઘનઘટા. ૯૫

તે તપોવનમાં શોભતી, જ્યમ ગગનમાંહી શશિકળા;
સુકુમાર તનથી મુનિતણો શ્રમ, કરતિ બાળ શકુન્તલા. ૯૬

## મનહર.

ભારતી કહું તો વીણા ક્યાં છે એના કરમાંહી?
ગવરી કહું તો તે ગિરીશઅરધંગમાં;
કમળા કહું તો તે તો, હરિતણા ઊરથકી,
ઉતરતી નથી રોજ રહે પતિસંગમાં;
રંભાનું સ્વરૂપ નથી સુંદર એનાથી કાંઇ,
રતિ અતિ પ્રૌઢ ધ્યાન જેનું છે અનંગમાં;
નિહાળી નિહાળી નૃપ થાક્યો પણ જાણ્યું નહીં,
કોણ હશે નારિ આ સ્વરૂપ જેના અંગમાં? ૯૭

## હરિગીત છંદ–ચાલ.

છબિ જોઈ છક થઇ નૃપ મને, અતિ મોહ પામી ત્યાં ઠર્યો;
કો જને પકડી મદનને, સ્વાધીન નવ હોયે કર્યો! ૯૮

તનભાન ભૂલ્યો મોહને, ફંદે ફસ્યો લલચાઇને;
હરિણાક્ષિના ગુણગાન કરવા, મંડિયો ચિત ચાહિને. ૯૯

નૃપનેત્ર શોભાસિંધુના, મિન યુગલ સહજ બની ગયાં;
કે વદનચંદ્રતણાં ન હોય, ચકોર આતુર તે થયાં; ૧૦૦

જાણે ન વશ હોયે કિધો, વશિકરણયોગે જેમ તે;
થઇ સ્તબ્ધ ઊભો મહિપતી, ત્યાં ચિત્ર પેઠે તેમ તે. ૧૦૧

## દોહરા.

શકુન્તલાનું રૂપ નિરખિ, સફળ થયાં નૃપનેણ;
શ્રવણ સહજ આતુર હવા, સુણવા મીઠાં વેણ. ૧૦૨

સઘન વૃક્ષની ઓથમાં, ગુપ્ત ઉભો મહિપાળ;
શકુન્તલા પ્રત્યે કહે, સખિ બન્ને તે કાળ. ૧૦૩

## સાખી (મરાઠી ચાલની)

" સાંભળ સજની સ્નેહથકી તૂં, વાતડી એક અમારી;
" વિધિએ નિજ ચતુરાઇ વાપરી, કાયા ઘડિ શુભ તારી. ૧

" તે સુંદર સકુમાર નથી સખિ, શ્રમને યોગ્ય લગાર;
" તેમ છતે મુનિએ કરી તુજને, તરૂને જળ સિંચનાર. ૨

" ત્હારાથી પણ તરૂપર મુનિનૂં, હેત અધીક જણાય;
" નહિંતો તેથી જળ સિંચવાનૂં, તુજને કયમ સોંપાય. ૩

" પિતા કણ્વમુનિને સખિ તું છે, પ્રાણથકી પણ પ્યારી;
" એમછતે આ શ્રમનૂં સોંપ્યું, કામ ન કંઇ વિચારી." ૪

શકુન્તલા સખિશૂં તવ બોલી, મધુર શબ્દથી એમ;
" આ તરૂવરપર ભાંડુસમાણો, એની મુજ છે પ્રેમ. ૫

" તાત કણ્વના કહેવાપરથી, સીંચતી નથી હું કાંઇ;
" ઉપજેછે એનાપર મુજને, વ્હાલ બેનિ ઉરમાંહી." ૬

શકુન્તલા અનસૂયાપ્રતિ તવ, રીશ જરી કાર બોલી;
" પ્રિયંવદાએ પ્હેરાવી મને, મૃગચર્મતણી ચોળી; ૭

" સખિ તેની કસ બાંધીછે જો, કસકસાવીને કેવી;
" કરે છતે શ્રમ નરમ પાડવા, પડતી તો નથિ એવી. ૮

" બેનિ આવીને કરે નરમ તૂં, એવું કહેતાં વાર;"
અનસૂયાએ હસી આવી કસ, કરી નરમ તે ઠાર. ૯

પ્રિયંવદા તવ રિશ કરી બોલી, શકુન્તલાશૂં એમ;
" વિના કારણે રોષ કરે છે, મજપર સખિ તું કેમ ? ૧૦

" જોબનયોગે અધિક ફુલેછે, ક્ષણક્ષણ સખિ તુજ છાતી;
" કઠણ કંચુકી થઈ તેથી શિદ, આંખ કરેછે રાતી ? ૧૧

" જોબનલીલા વધતી જાયે, તેમાં શો મુજ દોષ ?
" સજની વ્હાલી તેપર કરવો, ઘટેછ તુજને રોષ. ૧૨

" અમલ જામતાં જોબનનૃપનો, કાયાનગ્રમુઝાર;
" ફેરફાર મનમાન્યા તેણે, કર્યા જોનિ સહુ ઠાર." ૧૩

પ્રિયંવદાનાં મર્મવચન તે, સાંભળતાં શરમાઈ;
શકુન્તલા તરૂ સિંચવા લાગી, જળ ભરિને ઘટમાંહી. ૧૪

## કાવ્ય છંદ.

ભમર એક તે વાર, મુખે ગુંજારવ કરતો;
મધુર પુષ્પનો સ્વાદ, ચાખતો આવ્યો ફરતો. ૧૫

શકુન્તલાનું વદન, કમળ છે એવું જાણી;
બેઠો આવી અધર, ભાવ અંતરમાં આણી. ૧૬

હાથથકી હાંકિયો, સલૂણીએ જે વારે,
જઈ દૂર આવિયો, ફરી પાછો તે ત્યારે. ૧૭

શકુન્તલા ત્યાંથકી, ઉઠી આવી જવ પોતે;
તેહ ઠામ આવિયો, હઠીલો પાછળ જોતે. ૧૮

જ્યાં જ્યાં તરૂણી ડરી, ભમરભયથી દુર જાયે;
ત્યાં ત્યાં ગણુગણુ નાદ, કરંતો પાછળ થાયે. ૧૯

રાજા નિરખી રહયો, તમાસો તરૂને ઓથે;
મધુકરશું મનમાંહિ, બોલિયો વચનો પોતે. ૨૦

## કવિત મનહર.

"કાનની સમીપ જઇ ગુણુગુણુ નાદ કરે,
"જાણે હોય મદનની વાંસળી વજાડતો;
"અથવા તું અલિ કેલિકથા કહિ કાનમાંહિ,
"જાણે હોય પ્રિયાસંગ લગન લગાડતો;
"અધરનું પાન અધક્ષણમાંહિ આવિ કરે,
"હાંકે ધુતકારે તોય લેશ નથી લાજતો;
"આશના ભરેલ અમે છાના દૂર ઉભા આંહી,
"કોણુ કામનારે! અલી ધન્ય તને આજતો." ૨૧

## કાવ્યછંદ.

શકુન્તલા બહુ કરે, ભમર તોયે નવ જાયે;
ચતુરા ચિતમોઝાર, અધિક તેથી અકળાયે. ૨૨

"મધુપ ઘણા સંતાઈ, ચોર આ વનમાં રે'છે;"
કણ્વસુતા મુખ વેણ, એમ સખિજનને કહેછે. ૨૩

"ઉતાવળી મુજપાસ, સખી બન્ને અહિં આવો;
"આ પાપીથી આજ, મુજને તો છોડાવો. ૨૪

"ડસી અધર એ ઉડી, એક પળમાં જાએછે;
"હાંકેથી તે અધિક, હઠીલો તો થાએછે." ૨૫

હાસ્ય કરી કહે સખી, "શીદ અમને બોલાવે!
"દુષ્ટથકી દુષ્યંત, ભૂપ રક્ષે જો આવે." ૨૬

તવ નૃપ નિકળી બ્હાર, વૃક્ષ પાછળથી આવ્યો;
"કહો! કહો! અહિં લાગ, કોણ ખળને છે ફાવ્યો?" ૨૭

જોતામાં મહિપાળ, ત્યહાં વણમુલ વેચાઇ;
થઇ સ્તબ્ધ ત્રણ ત્યાંહ, ડરી દિલમાં અકળાઇ. ૨૮

ઉભાં નવ રેવાય, તેમ નવ લેશ હલાયે;
ઠરી થીર તે ઠામ, વેણ નવ મુખે વદાયે. ૨૯

અનસૂયાએ ત્યહાં, ઉરે દ્રઢતા તવ આણી;
નરપતિ પ્રત્યે એમ, ઉચારી મુખથી વાણી. ૩૦

### રાગ–ઓખાહરણનો.

"જેના રાજમાં કંઇ ન અનીતી, દીસે પૂર્ણ પ્રજાપર પ્રીતી;
"એક ઓવારે વ્યાઘ્ર ને ગાય, પીયે પાણી એવો જેનો ન્યાય. ૩૧

"જપ, તપ, મુનિજન તે કરેછે, જેના ભયથકી દૈત્ય ડરેછે;
"એવો નરપતિ પૂર્ણ પ્રતાપી, ત્યાંહાં કનડી શકે કોણ પાપી? ૩૨

"નથી કોઇએ એને સતાવી, પીટયા ખટપદે અદકી ડરાવી;
"તેથી કંપે છે કણ્વસુતાય, નથી કારણ અન્ય તો કાંય. ૩૩

"જ્યાંહાં પૌરવકુળનો છે રાય, જેનો નિગમ સદા જશ ગાય;
"એવો શિરપર રક્ષણહાર, હોય મુનિને શું ભય તેહ ઠાર?" ૩૪

### દોહરો.

શકુન્તલા ભણિ નિરખિને, પૂછે તવ મહિપાળ;

"કહે કુશળ છે તાહરાં, નાનાં તરૂ, મૃગબાળ?" ૩૫

કંપ છુટયો તન કંટકિત, વદાય નહિ મુખ વેણ;
કણ્વસુતા રહિ સ્તબ્ધ થઈ, નિરખી નૃપ ભરિનેણ. ૩૬

## રાગ—ઓખાહરણનો.

નવ કણ્વસુતાથી બોલાય, બહુ મનમાં તે તો લજવાય;
એવું સમજી ગઈ સખી શાણી, અનસૂયા બોલી તવ વાણી. ૩૭

"કેમ હોય ન કુશળ અમારૂં? રખવાળું જ્યાં હોય તમારૂં;
"ચાલી શ્રમ કરી આવિયા વનમાં, છાયાં શ્રમજળબિંદુ આનનમાં. ૩૮

"શુભ વૃક્ષની શીતળ છાંય. બેસો શ્રમિત થયાછો રાય;
"રૂડી રીતથી ચરણ પખાળું, એવો દિવસ બિજો ક્યાંથી ભાળું? ૩૯

"આજ અતિથિ તમે છો અમારા, ભાળ્યાં ભાગ્યથી ચરણ તમારા;
"અહીં બેઠી શું થઈને અજાણી? લાવ કણ્વસુતા ઝટ પાણી." ૪૦

પ્રેમરસથી ભીની તવ વાણી, બોલ્યો મહિપતિ અવસર જાણી;
"દેખી તમને હરયું મન મારૂં, એજ અદકું આતિથ્ય હું ધારૂં. ૪૧

"કહોછો મધુર મધુર મુખ વાણી," "તે તો અદકી મારે મન માની;"
"તમે પણ છો થાકયાં જળ સીંચ્યે, આવો બેસો આ દ્રુમતણી નીચે." ૪૨

નેહનજર તે નૃપભણી વાંકી, રાખી કણ્વસુતા જુએ તાકી;
"આજ અદભૂત અતિથિ આ આવ્યા, વદે સર્વ વચન મનભાવ્યાં. ૪૩

"એનું ભય તે અંતર નવ ધરવૂં, એનું વચન વૃથા નવ કરવૂં;"
એમ ધારીને અંતરમાંહી, બેઠી કણ્વસુતા તે ત્યાંહી. ૪૪

છબિ નરપતિકેરી જોઈ, રહી મુગ્ધા તે તો ત્યાં મોહી;
તેના ચિતમાં ચતુર નૃપ પેઠો, છાયા નીચે તે તો વળી બેઠો. ૪૫

## કવિત—મનહર.

ભાગ્યથકી વનમાંહી પ્રિતમપ્રિયાની ભેટ,
થઇ ભગવાને બોલ્યું બેઉતણું ભાળ છે;
જોઈ એકએકને ન મનમાંહી તૃપ્ત થાય,
નવિન સ્નેહતણું સાલ્યું ઊર સાલ છે;

બન્નેતણા મનમાં મનોજબાણ લાગવાથી,
બેઉતણો દીસે એક રંગ એક હાલ છે;
મનમાં મહીપના શકુન્તલા સમાઇ ને,
શકુન્તલાના મનમાં સમાયો મહિપાળ છે. ૪૬

ઢાળ.

કણ્વસુતા ને નૃપને નિરખે, સખિ બન્ને તે ત્યારે;
કોટી કંદ્રપરતિની શોભા, તેપરથકી ઓવારે. ૪૭

લાજ્યુક્ત નેત્રે કરિ નૃપને, તિરછૂં તાકી જોય;
શકુન્તલા અંતરમાં અટકી, પ્રેમમગ્ન તે હોય. ૪૮

વસુધાપતિ તવ મગન થઇને, વદિયો પ્રેમવચંન;
"ભલો થયો સંજોગ તમારો, હરખ્યું બહુ મુજ મંન. ૪૯

"એક રૂપ ને વેશ તમારો, એક મંન ને પ્રાણ;
"જોવામાં છે દેહમાત્ર તે, જુજવી એ પરમાણ" ૫૦

મહિપતિકેરી પ્રેમપ્રકાશક, સુણતાં સુંદર વાણી;
અનસૂયા તવ વદી અંતરે, હર્ષ અધિક તે આણી. ૫૧

"ધન્ય દેશ જ્યાં પવિત્ર પગલાં, તમ સરખાનાં થાય;
"સંકટ, વિઘ્ન સરવ તે ટાળ્યાં, કરી યજ્ઞરક્ષાય. ૫૨

"નિર્જર કે ગંધર્વ તમે કે, મદન કહો મહારાજ?
"એહ તમે સંદેહ મટાડો, કૃપા કરીને આજ. ૫૩

"કેમ આવિયા અહિં આ અવસર? કહો તમારૂં નામ;
"પગે ચાલતા આપ પધાર્યા, પાવન કરવા ઠામ." ૫૪

નામ છુપાવી નરપતિ બોલ્યો, "મહિપતિ જે દુષ્યંત;
"તેની આજ્ઞા શીશ ચઢાવી, આવ્યો ચાલી પંથ." ૫૫

"સેવક નૃપનો છઊં કરીછે, આજ્ઞા એહ પ્રકાર;
"દુષ્ટ દૈત્યથી રક્ષા મુનિની, જઈ કર વનમોઝાર. ૫૬

"માટે રાત્ર દિવસ આ વનની, કરૂં છઊં રખવાળી;
"રાજરાજ દુષ્યંતતણૂં હૂં, વચન તેહ પ્રતિપાળી." ૫૭

અનસૂયા તવ કહે સાધુજન, "તમસમ આવ્યા વંન;
"તે કારણથી થયા હવે સહુ, સનાથ આ મુનિજંન. ૫૮

"ભલે પધારી પામર જનને, દીધું દરશનદાન;
"કર્યાં કૃતારથ આજે અમને, ત્રૂઠ્યા શ્રી ભગવાન." ૫૯

વાત વિષે રસ જામ્યો પામ્યો, મહિપતિ તે સુખ ભારી;
પ્રેમ આણીને પ્રશ્ન કર્યો તવ, પ્રસંગ ઉત્તમ ધારી. ૬૦

"શકુન્તલા તમ સખિને વિધિએ, ઘડી અતી સકુમાર;
"જોડ મળે નહિ સુંદરતામાં, જેની જગમોઝાર. ૬૧

"તેને પરણાવશે મુની કે, તપ કરાવશે તેહ?"
અવનીપતિ કહે "મુજ અંતરમાં, વડો એહ સંદેહ. ૬૨

"તપ કરવાને યોગ્ય નથી કંઈ, કોમળ એની કાય;
"એહવિશે શો વિચાર ચિતમાં, કીધોછે મુનિરાય?" ૬૩

પ્રિયંવદા તવ કહે "મળે જવ, એના સરખો સાર;"
"સુંદર વર તવ, દેવી મુનિએ, કર્યોછ એ નિરધાર." ૬૪

શકુન્તલા સુણિ લજ્જા પામી, વદ્યો વચન મુખ રાય;
"સુંદરતા એની નિરખી નવ, વિચારિયું મુનિ કાંય. ૬૫

"કઠણ પ્રતિજ્ઞા મનથી કીધી, કેમ ઉતરશે પાર?
"સખી તમારી સમ મુનિવરને, મળશે વર કઈ ઠાર? ૬૬

"જગતમાંહિ સહુ ઠામ ખોળિને, ફરી આવશે ઘેર;
"શકુન્તલા તમ સખી કુંવારી, રેશે નહિં કંઇ ફેર." ૬૭

હારદ સમજી હાસ્ય કરીને, પ્રિયવંદા વદિ વાણી;
વચનચાતુરિકેરી સુંદર, ખોલી કરિને ખાણી. ૬૮

"દૈવયોગ તે રૂડા દિવસ જવ, અનાયાસ લાવે છે;
"મનવાંચ્છિત સહુ એનીમેળે, ઘર બેઠાં આવેછે. ૬૯

"તમસરખા સાધુજન તેણે, કૃપા કરી અહિં જ્યારે;
"કેમ પ્રતિજ્ઞા મુનિજનકેરી, સફળ થાય નહિં ત્યારે?" ૭૦

વચન સાંભળી મહિપતિ રીઝયો, દિવસ ધન્ય તે જાણી;
કણ્વસુતા નીચૂં રહિ ભાળી, લજ્જા અંતર આણી. ૭૧

તવ તેના જઈ કહે કાનમાં, પ્રિયવંદા ધરિ પ્રેમ ;
"સહિયર મારી રત્ન આગળે, આવિ મળ્યું છે હેમ. ૭૨
"મુનિવર ઘેર હતે તો નિશ્ચે, શોભત નવલે રંગ ;"
લજવાઈ તવ શકુન્તલાએ, સંકોચ્યૂં હસિ અંગ. ૭૩

નજર ચૂકવી નીજ સખીની, વાંકી દૃષ્ટે બાળ ;
નેહથકી નૈણાં ભરિ નિરખે, ફરી ફરી ભૂપાળ. ૭૪

ભૂપતિને કાળજડે પણ ત્યાં, ડસિયો મોહભુજંગ ;
સૈન્ય શોધતૂં આવ્યું તવ જે, હતૂં રાખ્યું નૃપ સંગ. ૭૫

હાહાકાર રહયો થઇ વનમાં, શિકારીથી ચોપાસ ;
સુણતાં ત્રણ અબળા અતિ તેથી, પામી અંતર ત્રાસ. ૭૬

### રાગ–ઓખાહરણનો.

મચ્યો શોર કાનનમાંહી ભારી, દોડાદોડ કરેછે શિકારી ;
રાની જીવ નાઠા બહુ જાય, ભિલ્લ ઘેરવા આગળ થાય. ૭૭

હીંસે હય ને હસ્તી પાડે ત્રાડ, ભાગે ભયથી ત્રોડીને વાડ,
બની મસ્ત તોડે કોઈ ઝાડ, દેખી કંપે કાયરનાં હાડ. ૭૮

વ્યાઘ્ર, રીંછ, નાહર, વળી હર્ણ, જાય નાઠાં આવ્યું જાણી મર્ણ ;
ઉડી રજ ને છવાયૂં આકાશ, આવ્યું સૈન્ય રાજાની પાસ. ૭૯

થયૂં સર્વ રૂષિને જાણ, તપોવનમાં પડયૂં ભુમરાણ ;
બાંધો ! બાંધો ! હરણ નીજ આણી, એમ ગરજી રહી ત્યાં વાણી. ૮૦

### ઢાલ.

શોર મચ્યો વનમાંહી ભારી, તેથી અબળા બીધી ;
આશ્રમમાં ઝટ જાવાસારૂ, વિનતી નૃપને કીધી. ૮૧

વિનોદકેરી વાતો નવ તે, કરી શકી નૃપસંગ ;
સૈન્યે અધવચ આવી કરિને, કર્યો રંગમાં ભંગ. ૮૨

તેથી અબળા અંતરમાંહી, અદકી થઇ ઉદાસ ;
પ્રિયવંદાએ નરપતિ પ્રત્યે, કીધૂં વચન પ્રકાશ. ૮૩

"મહારાજ ! ધડકેછે છાતી, ભયથી અધિક અમારી ;
"આશ્રમમાંહી જઇ બેસિયે, આજ્ઞા હોય તમારી." ૮૪

"પગે ચાલતા શ્રમ વેઠીને, આવ્યા આશ્રમમાંય;"
"સેવા તમસરખા સજ્જનની, બની ન અમથી કાંય. ૮૫

"એ અપરાધ અમારો કરજો, માફ તમે મહારાજ;"
"પધારજો ફરિ પામર જનને, દર્શન દેવા કાજ." ૮૬

એમ કહીને શકુન્તલાનો, કર ગ્રહિને સખિ ચાલી;
આકુળવ્યાકુળ થતો અંતરે, રહયો ભૂપ તે ભાળી. ૮૭

સૈન્ય શોધતૂં આવી પ્હોંચ્યું, ચાલ્યો તેની સાથ;
ઉદાસ થઇને પાછળ જોતો, ત્યાંથી અવનીનાથ. ૮૮

તન આગળ પણ મનડૂં પાછળ, શકુન્તલાપર જાય;
સામે પવને પતાકપટ તે, પાછળ જેમ તણાય. ૮૯

આશાભંગ થઇને ભૂપતિ, ચાલ્યો એહ પ્રકાર;
શકુન્તલાકેરી પણ તેવી, દશા થઇ તે ઠાર. ૯૦

સૈયર સંગે વાટે જાતાં, જાણિ જોઇને નાર;
અવળે મારગ ચરણ મૂકતી, થોભે વારંવાર. ૯૧

ઓ! કટક મુજ પગમાં પેઠો, કહી ઠરે તે ઠાર;
નજર નેહની નરપતિ ઉપર, નાખે નૌતમ નાર. ૯૨

કેસ બાંધવા કારણ વળિ તે, મીષ કરીને થોભે;
વસ્ત્ર ભરાયું વૃક્ષે કે'હે, નૃપદરશનને લોભે. ૯૩

નજર ચૂકવી એમ સખીની, ફરિ ફરિ પાછળ જોય;
લેહ લાગિ નરપતિની તેથી, ઉદાસ જાતાં હોય. ૯૪

---

## પ્રકરણ ૨ જું.

### રાગ—ઓખાહરણનો.

મોહ મેલી ગયો મહિપાળ, આવી આશ્રમમાં તે બાળ;
ગયા પ્રાણપતિસંગ પ્રાણ, સૂનૂં સરખૂં શરિર તે પ્રમાણ. ૧

ભાણે ભોજન તે નવ ભાવે, નીશે નારને નિદ્રા ન આવે;
કોની આગળ ભેદ ન ભાખે, વ્યથા મનતણી મનમાં રાખે. ૨

લાગે બરછી, કટારી કે તીર, તેના ઘાવ સહે શૂરવીર;
પણ વિરહતણી જે વ્યથાય, તે તો કોનાથી સહિ નવ જાય. ૩

પીડા વિરહતણી કોને કહિયે, મૂંગા મનમાં તે સમજી રહિયે;
કોઇ આગળ વાત જો કરિયે, ત્યાં તો મૂરખમાંહી ઠરિયે. ૪

આંખે આંસુની ધારા વહે છે, બાળા બેશી એકાંતે રહેછે;
દેહ દિનદિન દૂબળી થાય, લાજે કેમ સખીને કહેવાય? ૫

રહ્યું સ્નેહથી ઉર તે ભરાઇ, લાગી વિરહજવાળા ઘટમાંહી;
બાળા છાંટતી ના હોય દેહ, જાણે નેત્રજળેથકી તેહ. ૬

ગયો જ્યારથી છોડી ભૂપાળ, પામી ત્યારથી એ દશા બાળ;
રહે રાત્ર દિવસ તે ઉદાસ, કહે નવ તે કંઇ સખી પાસ. ૭

## રાગ–વેશડી

મહિપતિ ત્યાંહાં અતિ વ્યાકુળ રહે, મનડાનું દુઃખ તે કોને કહે;
સુંદરીપર અટક્યૂં છે મંન, રાજ ને કાજ ભૂલ્યો રાજંન. ૮

તપે વિરહ નૃપના તનમાંય, ક્યાંથકી નગ્ર વિષે તે જાય?
કીધો મુકામ તપોવનપાસ, કળ ન પડે રહે ભૂપ ઉદાસ. ૯

યજ્ઞતણા રક્ષણને કાજ, ચિત્તમાં ચિંતાતુર છે રાજ;
ક્ષણક્ષણ ત્યાંહાં તરૂણી સાંભરે, મનમાં મદન પીડા બહુ કરે. ૧૦

ક્રોધ કરી કહે ભૂપ સુજાણ, "રે મૂઢ મન્મથ સાંભળ વાણ;
"તારો પિતા મન, માટે તને, કથ્યા મનોજ છે સરવે જને. ૧૧

"તેને તૂં મૂરખ શીદને દહે? એટલું આજ મને તૂં કહે;
"પાસ રાખી કરી પુષ્પનું બાણ, વીંધેછે શિદ પાપી મુજ પ્રાણ. ૧૨

"તને કુસુમશર કહેછે લોક, પણ તે નામ તારૂં છે ફોક;
"કારણ તે શર કરમાં ધરી, કાયા બાળી મુજ ખાખજ કરી. ૧૩

"સાગરમાં વડવાનલ જેમ, શિવજીના નેત્રનો અગ્નિરે તેમ;
"તુજમાં રહ્યો છે તે અદ્યાપી, તેથકી બાળેછે મુજને પાપી.' ૧૪

એમ નિંદા મન્મથની કરી, રાત સમે દિઠી ચંદનિ ફરી;
ચંદ્રતણી નિંદા તે ઠાર, કરવા લાગ્યો નૃપ એહ પ્રકાર. ૧૫

"રે! રે! શશિ સાંભળ મુજ વેણ, તું સહુને છે સુખનોરે દેણ;
"બાળેછે વિરહીતજનને રે આમ, એ તારૂં અતિ ખોટું રે કામ. ૧૬

"તુજ સમા સુતથી કેમ આપ, લાજતો નથી સાગર તુજ બાપ;
"અંતરમાં અગ્નિ સળગાવે, ક્રૂર તને કરૂણા નવ આવે. ૧૭

"પણ તારો દોષ એમાં નથી, સાચી એ વાત દીઠી મેં કથી;
"રાહુ તારો નથી કરતો ભક્ષ, પાપ તેનૂં એ છે પ્રત્યક્ષ. ૧૮

"તને સુધાનિધિ જે ઓચરે, તે કેમ નવ ગાંડામાં ઠરે?
"તાપથી વિરહી જનને તાવે, શીતરશ્મી તે કયમ કરી કહાવે? ૧૯

"મારી પ્રિયાતણાં મુખ આગળે, શોભા ત્હારી તે તો દૂર પળે;
"તે વેર તું મુજ પર નવ કાઢ, ફોકટ શીદ કરેછે રાઢ?" ૨૦

એન [illegible]ીએ ડસ્યો; અવનીપતી તે ઠામ વસ્યો;
એવે સમે બે સિદ્ધકુમાર, આવિયા તે નરપતિને દ્વાર. ૨૧

દોટ મૂકી છડીદાર તે ગયો, તેહ સમાચાર નૃપને કહયો;
તેડિયા પાસ તુરત તે બેને, કર્યો પ્રણામ નૃપતિએ તેને. ૨૨

આશીશ આપીને સિદ્ધકુમાર, રાયશું વાણી વધા તે ઠાર;
"કણ્વ મહામુનીવણ આ વંન, સૂનૂં પડયુંછે સુણ રાજંન. ૨૩

"અમારે યજ્ઞતણું છે રે કાજ, રાક્ષસ વિઘ્ન કરેછે રે રાજ;
"માટે આવી તમે રક્ષા રે કરો, ત્રાસ અસુરકેરો તે હરો. ૨૪

"થોડા દિવસ આશ્રમમાં વસો, પછી નથી અમને ભય કશો;
"એ છે સકળ મુનિની વીનતી,' હર્ષ પામ્યો સુણી અવનીપતી. ૨૫

રાય કહે એ આજ્ઞા મને, ભલે કરી સરવે મુનિજને;
જવા તપોવનમાં ભૂપતી, આતુર હૂતો મનમાં અતી. ૨૬

તેમાં તેડૂં નૃપનેરે આવિયુ, ભલું તે ભૂપતિનેરે ભાવિયું;
ધનુષ, બાણ તે કરમાં ધરી, ગયો તપોવનમાંહી ફરી. ૨૭

## રાગ—ધનાશ્રી.

એકલો મહિપતિ રક્ષા મુનીની, કરવાને ચાલ્યો વનમાંજી;
વિરહતણો તાપ અદકોરે વાધ્યો, તેહ સમે તેના તનમાંજી. ૨૮

ગ્રીષ્મતણો અતી સખ્ત તપેછે, દિનકર રાયને શીરજી;
તિવ્ર કીરણ તે તનનેરે લાગે, જેવાં હોયે તીખાં તીરજી. ૨૯

શોધે છે કણ્વસુતાનેરે વ્યાકુળ, મહિપતિ ધૂપ વિકટમાંજી ;
ધાર્યું નૃપે "હશે પ્રાણપ્રિયા તે, માલિનીકેરા તટમાંજી. ૩૦

તેહતણાં દર્શનવણ તેથી, ધીરજ કેમ ધરાયજી ?
માલિનીસરિતાતટપર આવ્યો, તેવે સમે તે રાયજી. ૩૧

કોમળ પંકજ ખીલી રહ્યાં જ્યાં, ભ્રમર કરે ગુંજારજી ;
શીતળ, મંદ, સુગંધિ ત્રિવિધ ત્યાં, સમિર વહે સુખકારજી. ૩૨

હર્ષ ધરીને કેકી, કોકિલ તે, સુંદર સુસ્વર ગાયજી ;
તેમતેમ મહિપતનું મનડૂં, વિરહવ્યાકુળ બહુ થાયજી. ૩૩

સુંદર તટપર સઘન તરૂની, જ્યાં છે શીતળ છાયાજી ;
પંકજપત્રની શૈયાવિષે ત્યાં, પોઢી છે મેનિકાજાયાજી. ૩૪

શીતળ ચંદન લેપ કરેછે, તારૂણીને સખિજંનજી;
વાળાતણા વીઝણાથી તેને, નાખે છે પ્રીતે પવંનજી. ૩૫

મહિપતિકેરા વિરહથકી તે, અબળા અતી પીડાયજી;
તોય સખીજનને તે કહેતાં, બાળા બહૂ લજવાયજી. ૩૬

કૂપતણી કૂપમાંહી જે રીતે, છાંયડી તેહ સમાયજી;
તેમ તારૂણીના મનડાનું દુખ તે, મનડામાંહી લય થાયજી. ૩૭

મીષ કરીને બાળા તે કહેછે, ગ્રીષ્મતણો તપ્યો ભાણજી;
રે! સખી તાપ તેનો મુજ તનમાં, પ્રગટ્યો શું લેશે પ્રાણજી! ૩૮

દારૂણ તાતપણું દુખ મુજથી, કેમ કરી સ્હેવાયજીજી ?
પીડથકી હું છૂટૂં રે બ્હેલી, જો જીવ પાપી જાયજી. ૩૯

એમ સખીજન પ્રત્યે બોલી, કણ્વસુતા તે વાણજી;
દૂર ઊભાં વસુધાધીશ તેણે, શબ્દ સાંભળિયા કાનજી. ૪૦

આગળ ચાલ્યો અવનીપતિ તે, સાંભળી દીન વચંનજી;
વિરહિણી કણ્વસુતા અતિ દુઃખી, નિરખી ભરી લોચંનજી. ૪૧

મ્લાન વદન, તન ક્ષીણ થયું છે, પીળું પડયું છે અંગજી;
દુઃખી થયો દિલમાં નૃપ જોઇ, કણ્વસુતાનો રંગજી. ૪૨

ભૂપે વિચાર્યું જે "એને ન દેવું, આવે સમે દરશંનજી;
"વૃક્ષને ઓથે ઊભાં રહિ એનાં, સાંભળવાં વચંનજી." ૪૩

એમ વિચારીને વૃક્ષને ઓથે, છાનો ઊભો મહિપાળજી;
વિરહતણું દુઃખ સૈયરપ્રત્યે, કહેતી નથી કંઈ બાળજી. ૪૪

## રાગ—મારૂ.

અનસૂયા વદી તવ વાણ, સાંભળ સજનીરે;
તારા વ્યાકુળ થાય છે પ્રાણ, સાંભળ સજનીરે. ૪૫

તેનું કારણ કહું છું આજ, સાંભળ સજનીરે;
અમ આગળ ધરવી શી લાજ ? સાંભળ સજનીરે. ૪૬

ગયો છોડીને વનરખવાળ, સાંભળ સજનીરે;
થયા ત્યારથી આ તુજ હાલ, સાંભળ સજનીરે. ૪૭

તારી દિન દિન દેહ ગળાય, સાંભળ સજનીરે;
એ તે અમથકી કેમ જોવાય, સાંભળ સજનીરે. ૪૮

ફીકું પડિયું છે તારૂં વદંન, સાંભળ સજનીરે;
નથી ભાવતું તુજને ભોજંન, સાંભળ સજનીરે. ૪૯

હાવાં હાસ્ય વિનોદની વાત, સાંભળ સજનીરે;
નથી કરતી અમારી સંગાત, સાંભળ સજનીરે. ૫૦

રે'છે રાત્ર દિવસ ઉદાસ, સાંભળ સજનીરે;
કેમ કરતી નથી તે પ્રકાશ, સાંભળ સજનીરે. ૫૧

તારી દાઝે છે દિનદિન દેહ, સાંભળ સજનીરે;
નિશ્ચે વિરહઅનલથકી તેહ, સાંભળ સજનીરે. ૫૨

લાગી પુછવા પ્રિયંવદા ભેદ, શાણી સજનીરે;
પામી અંતરમાં અતિ ખેદ, શાણી સજનીરે. ૫૩

બોલ કણ્વસુતા આ વાર, શાણી સજનીરે,
ભેદ ભીતરનો નિરધાર, શાણી સજનીરે. ૫૪

અહિં બીજું નથી કોઈ પાસ, શાણી સજનીરે;
કર અંતરમમેં પ્રકાશ, શાણી સજનીરે. ૫૫

દેહ દુબળી થાયે દંનદંન, શાણી સજનીરે,
તારૂં પીળું પડી ગયું તંન, શાણી સજનીરે. ૫૬

ગઇ કેમ તું આમ લેવાઈ, શાણી સજનીરે,
રહિ એક છે સુંદરતાઇ, શાણી સજનીરે. ૫૭

તારી નિરખીને આવી દશાય, શાણી સજનીરે,
છાતી ફાટી અમારી જાય, શાણી સજનીરે. ૫૮

દાહ જેટલે તુજ તનમાંહી, શાણી સજનીરે,
તાતો તેટલો તરણી ન કાંઈ, શાણી સજનીરે. ૫૯

બીષ છાંડી કહયું મુજ માન, શાણી સજનીરે,
તું છે મુજને વ્હાલી મારા પ્રાણ, શાણી સજનીરે. ૬૦

દુઃખ દિલતણું જાણીએ આજ, શાણી સજનીરે,
પછી શોધિયે તેનો ઈલાજ, શાણી સજનીરે. ૬૧

## રાગ રામગ્રી.

સાંભળો શાણી સૈયરો, છો પ્રાણથી પ્યારી ;
તમવણ કર્મની કહાણિ તે, કોને જઇ કહું મારી !—સાં૦ ૧

મારે દુઃખે દુખી એટલૂં, તમવણ કોણ થાયે ?
પ્રીત તમારી મુખથકી, કેમ વરણવી જાયે ?—સાંભળો૦ ૨

આજ લગણ વપૂની વ્યથા, કહેતાં મનમાં હું ડરતી ;
જાણ્યું રખે સુણી સૈયરો, દુખ દિલમાંહિ ધરતી.—સાં૦ ૩

આજ કહૂં પિડ પેટની, પેલો વનરખવાળ ;
છોડી ગયો ને ઉડી રહી, આ છે વિરહની જવાળ.—સાં૦ ૪

તેહ દુઃખે તન માહરૂં, સખી રોજ ગળાએ ;
પલક પડે નહિ ચેન તે, કેમ કરિને જીવાયે ?—સાંભળો ૫

લાવો તેડી તેને આ સમે, કેમેકરિ મૂજપાસ ;
નહિં તો તમે હવે માહરી, રખે રાખતાં આશ.—સા૦ ૬

એમ કહેતાં આવ્યું તેહનું, દુઃખે હૃદય ભરાઈ ;
નીચું નિહાળી તે રહી, નવ શકિયું બોલાઈ.—સાંભળો૦ ૭

## ભુજંગી છંદ.

ઉભો વૃક્ષઓથે હતો જેહ રાય, સુણી અંગમાં હર્ષ તેને ન માય ;
ત્યહાં મેનિકાપુત્રિને ધીર દેવા, કહે મિષ્ટ મૂખે સખી વેણ કેવાં. ૮

## રાગ દેશી.

શાણી સજની ચિતમાં ચિંતા, શીદ કરે છે આમ?
યોગ્ય ઠામ અટકયું છે મન તો, સફળ થશે સહુ કામ. ૧

વનકેરો રક્ષક આવ્યોછે, વલ્લભ તુજ વનમાંહી;
રક્ષા યજ્ઞતણી કરવાને, બોલાવ્યો મુનિ આંહી. ૨

તુજ વિરહે કરિ કાયા તેની, દીઠી છેક સુકાઈ;
વદનકમળ કોમળ છે તેનૂં, ગયું છેક કરમાઈ.

વિકળ થતો વનમાંહી ભટકે, અટકે વારંવાર;
દશા દેહની તારા સરખી, દીસે દુઃખી અપાર.

એક પત્રિકા વિરહવ્યથા તુજ, પ્રગટ કરી લખ બાળ;
દશા દુખી તુજ જાણિ આવશે, તુજ સમીપ તત્કાળ. ૫

શકુન્તલા સખિજનની પ્રત્યે, બોલી તવ શરમાઈ;
એ ઉપાય મુજને લાગેછે, સખી અધિક સુખદાઈ. ૬

તેથી ટળશે દુખ પણ મુજને, ભય લાગેછે ભારી;
તમે કહોછો લખલખ પણ તે, બોલો કંઇક વિચારી. ૭

વાંચી પત્રિકા કરે અનાદર, જીવન મુજ તે જ્યારે;
પ્રાણ તજ્યે છુટકો મુજ થાયે, સજની સઘજ ત્યારે. ૮

અનસૂયા તવ કહે સખી શૂં, એમ લવેછે ગાંડુ?
લહી આવતી લક્ષ્મિ કોણ નિજ, દ્વાર કરેછે આડું? ૯

કોણ ચંદ્રિકા શીતળ તેને, આદર ધરિ અટકાવે?
મનવાંછિત મળતાં તે કોને, મનમાં વસ્તુ ન ભાવે? ૧૦

શંકા એહ વિશે તું સજની, ધરતી નહિં લવલેશ;
પ્રીત જાણિ તુજ, ધન્યભાગ્ય તે, સમજે નીજ નરેશ. ૧૧

પત્ર, લેખની કે મસિ કાંઇ, હોય શાનિ તૈયાર?
અનુસૂયા કહે સુઝેછ મુજને, ઉત્તમ એક પ્રકાર. ૧૨

કમલપત્રપર નખે કરીને, લખ તૂં સુંદર છંદ;
કણ્વસુતા તે યુક્તિ સાંભળી, પામી મન આનંદ. ૧૩

શાતા જિવને વળી પછીથી, લખવા લાગી બાળ;
ઉભો વૃક્ષને ઓથે જોયે, તેહ સર્વ મહિપાળ. ૧૪

લખી પત્રિકા સખી બન્નેને, કહે સુણો શુભ છંદ;
ઠીક રચાયો કે નહિં મુજને, કહો સખી સુખકંદ. ૧૫

તેહ સુણી સાંભળવા બન્ને, સખી લાગિ ધરિ કાન;
શકુન્તલા વાંચે છે પત્રી, રાખિ તેહપર ધ્યાન. ૧૬

### સોરઠા.

અંતરગત જે ભેદ, જાણે ઇશ્વર આપણો;
ઉપજેછે બહુ ખેદ, વલ્લભ તુજ દર્શન વિના. ૧૭

કીજે કવણ ઉપાય? દયા ન તુજ દિલમાં વસે;
કરમાઇ મુજ કાય, વિરહાનલ અંતર બળે. ૧૮

લોચનના વિશ્રામ, છોડી મુજને ક્યાં ગયો;
મન પામે ન વિરામ, મુખ જોયાવણ તાહરૂં. ૧૯

રે! ચિતડાંના ચોર, કોમળ તન વિધિએ ઘડયું;
નિર્દય નિપટ કઠોર, મન શાથી તુજ થઇ ગયું ? ૨૦

### દોધક.

શબ્દ સુણી શ્રવણે સુખદાયક, આવી ઉભો નિકટે નરનાયક;
મર્મ વિચારી સહૂ મન લીધો, કણ્વસુતા પ્રતિ ઉત્તર દીધો. ૨૧

### સોરઠો.

ભૂલ્યો તનમનભાન, નિશવાસર ભમતો ફરૂં;
તુજ અર્થે આ સ્થાન, વનવાસી થઇને રહયો. ૨૨

### દોહરા.

એમ કહી પાસે ગયો, પ્રેમસહિત નરનાથ;
જોતાંમાં બન્ને સખી, થઈ મુદિત મનસાથ. ૨૩

ઉઠવા લાગિ શકુન્તલા, આદર કરવા કાજ;
અંગ સુકાયું જોઇ ત્યાં, વદયો વચન મુખ રાજ. ૨૪

### રાગ ચોપાઈ

દીસે દુર્બળ તુજ અતિ દેહ, તેને ઘટતો નથી શ્રમ એહ;
દુઃખ દારૂણ દેખીને તારૂં, શોચે હૈયું ભરાય છે મારૂં. ૨૫

ઘર ધીર ગ્રહું તુજ પાણી, કરૂં ત્વરિત જતન દુખ જાણી;
ભેદ નૃપના વચનતણો જાણી, વદી મુખથી પ્રિયંવદા વાણી. ૨૬

ઠીક અવસરે આપ પધાર્યા, દુઃખ આવતાં સર્વ નિવાર્યાં;
હવે મટશે આ દારૂણ દુઃખ, થાશે કણ્વસુતાને સૂખ. ૨૭

બેસો પાસ પાણી ગ્રહો વારૂ, જોઉં વૈદપણું તે તમારૂં;
એવું સાંભળતાં મકલાતો, જઇ મહિપતિ બેઠો ત્યાંતો. ૨૮

લાજ કણ્વસુતા મન પામી, તેતો નિરખે રહી સખી સામી;
પ્રીત બન્નેની સમ ત્યાં પ્રમાણી, પ્રેમે બોલી પ્રિયંવદા વાણી. ૨૯

એક શંકાથકી અમે ડરિયે, કહોતો વીનતી આપને કરિયે;
હોય નરપતિને બહુ નારી, પામે સોક્ય તેથી દુખ ભારી. ૩૦

માત, તાત, કુટુંબ ને બાઇ, જેને સગપણ નવ મળે કાંઇ;
એવી દુખિયણુ સજની અમારી, તેને કીધી બ્રહ્માએ ભારી. ૩૧

કદિ તમથી પામે અપમાન, તો એ તત્ક્ષણુ છાંડે પ્રાણુ;
એમ કહીને રહી તેહ ચૂપ, બોલ્યો તે અવસર ફરી ભૂપ. ૩૨

તમે જાણતાં તો નથી કાંઈ, કેવી મુજમાં રહીછે ભલાઈ?
હું છું એનો ખરીદેલો દાસ, રહું પ્રીતથકી એની પાસ. ૩૩

મારે ઘેર બધી છે જેહ, દાસી કણ્વસુતાતણી તેહ;
સખી કણ્વસુતા જે તમારી, મને લાગે છે પ્રાણથી પ્યારી. ૩૪

એને જ્યારથકી મેં જોઈ, સહુ સુધબુધ ત્યારથી ખોઇ;
મને ઘેર જવું નથી ગમતૂં, રહે મન મુજ એનામાં રમતૂં. ૩૫

મને જો ન શકુન્તલા વરશે, દાસ પોતાનો મુજને તો કરશે!
એને છોડી નહીં ઘેર જાઉં, ભલે દાસ એનો તે કહેવાઉં. ૩૬

મારૂં જીવન જગતીમાં જેહ, તેને કેમ દઉં કહો છેહ?
એવી વાત સાંભળતાં રાજનની, નીશા થઇ ત્યાં પૂરી સખીજનની. ૩૭

મુખ નૃપના ભણી મલકાવી, જોઇ કણ્વસુતાને તકાવી;
વદી વચન પ્રીયંવદા પ્રીતે, અનસૂયાપ્રતી એવિ રીતે. ૩૮

ભૂખ્યાં મૃગનાં બાળક આ ભાસે, એને જૈયે તેડી માતપાસે;
જ્યારે જોશે પોતાની એ માતા, ત્યારે થાશે એને સુખશાતા. ૩૯

ચાલ આપણે ઝટપટ જઇએ, એની માતને મેળવી દઇયે;
એમ છળ કરી બન્ને ચાલી, કર પ્રીતે પરસ્પર ઝાલી. ૪૦

બોલી કણ્વસુતા ભય ધરિને, "ક્યાંહાં ચાલી મને મ્હેલી કરિને?
"બીતિ દૈવની તો ધરો થોડી, મને આમ શું જાઓછો છોડી!" ૪૧

"વડી પ્રીતમપાસ તું રે'ની, હાવાં અમને તું જાવા દેની;"
એમ કહિને સખી ત્યાંથી દોડી, ગઇ કણ્વસુતાને રે છોડી. ૪૨

બાળ કરતી ઉઠી જાવાકાજ, હસી હાથ ગ્રહી વદ્યો રાજ;
એને સુખે પ્રિયા દે તું જાવા, નહિં દઊં દુખી તુજને હું થાવા. ૪૩

તપે ગીષ્મતણો ભાણુ જેવો, તારા તનમાં છે તાપ તે તેવો;
સ્થળ આવું બીજું નહિ જડશે, શ્રમ ફોકટ તુજને પડશે. ૪૪

અહીં શીતળ વૃક્ષની છાંય, છોડી જાવું ઘટે નવ કાંય;
મુજસમ છે સેવક પાસ તારી, શૂં થયું? જો સખી તે સિધારી. ૪૫

તારી બન્ને સખી જે વ્હાલી, તને મુજને સોંપી ગઇ ચાલી;
ભલે ગઈ તો જાવા તેને દેની, કામ હોય સેવકને તે કહેની. ૪૬

તારી આજ્ઞા હું શીશ ચઢાવું, કહે તો અગરચંદન ઘસી લાવું;
પંખો પ્રીતથી કહેતો હલાવું, જળપાત્ર કહેતો ભરી લાવું. ૪૭

જેના સેવક અયુત ને લક્ષ, તે આ સેવક તુજ પ્રત્યક્ષ;
બોલ કર તું આજ્ઞા આણીવાર, તેને અર્થે આ જન છે તૈયાર. ૪૮

મારી પ્યારી તું જીવનપ્રાણ, તારો વેચાણ મુજને તું જાણ;
એમ લટપટ વાણીની કીધી, નૃપે બાળાને બેસાડી દીધી. ૪૯

છાતી ધબધબ ભયથકી થાય, કહે અબળા સુણો તમે રાય;
શીદ હાથ ગ્રહયોછે મારો? નહીં ધર્મ એ ભૂપ તમારો. ૫૦

નથી ઘરમાં મારા પ્રિય તાત, નથી પરણી હું કેનીસંગાત;
છઊં અદ્યાપી હું તો કુંવારી, લાજ આમ લોછો શીદ મારી? ૫૧

તમે વસિયા છો મારે રે મંન, નથિ ઇછિતી પુરૂષ કોઇ અન્ય;
ઘેર આવશે તાત જેવારે, દેશે તમને મુને તે ત્યારે. ૫૨

મારો ભવ નવ આમ બગાડો, મને શિદને કલંક લગાડો?
તવ ભૂપ કહે સુણ શાણી, એક વાત કહૂં જગજાણી. ૫૩

છે વિવાહના આઠ પ્રકાર, તેમાં સર્વ શિરોમણી સાર;
એવો જેહ ગાંધર્વવિવાહ, તેને વરણ્યો છે શાસ્ત્રનીમાંહ. ૫૪

તેથી કંઇ નરપતીની કન્યા, વરી વર તે ગણાઇરે ધન્યા;
થયાં વિશ્વમાં તેનાં વખાણ, સુણ સુંદરી ચતુરસુજાણ. ૫૫

તેમ હાથ ગ્રહયો આજ તારો, મેં તો અર્પ્યો તને પ્રાણ મારો;
આપણ બન્ને આ ઠામે વરિયાં, સહુ કારજ આપણાં સરિયાં, ૫૬

ભય મુનિતણું મનમાં ન આણ, તેછે મુનિવર પરમસુજાણ;
જ્યારે આવશે પાછા સદંન, આવું સુણતાં થાશે પરસન્ન. ૫૭

કહી એટલી વાત તે માંડી, તેમાં નીતિ કંઇક નૃપે છાંડી;
આવી કણ્વસુતા લજવાતી, ભૂપપાસ મગન મન થાતી. ૫૮

રીઝયો રાય આલીંગન દીધું, પ્રીતે પ્યારીને ચુંબન કીધું;
જેવાં શોભે મદન, રતી જોડ, કરે ક્રીડા નૃપતિ ધરિ કોડ. ૫૯

કુચમર્દન આસનભેદ, તેણે ટાળ્યો સકળ મનખેદ;
સાસ શ્યામાને શ્રમનો ભરાય, હાંફે અબળા અંતર લજવાય. ૬૦

ઝુલે હિંડોળે મન્મથકેરે, કૂજે કામની કોકિલપેરે;
નેતી, નેતી, વચન વદે મુખ, રહ્યું મનમાં રમી છે સુખ. ૬૧

સ્નેહઅર્ણવ ઊલટયો સંગે, શોભે નેત્ર રાતાં પ્રેમરંગે;
મન મનમાં એકેકતું મળિયું, વેરી વિરહતણું દુઃખ ટળિયું. ૬૨

વાતે વળગ્યાં પછી નરનાર, એવે આવી સખી તે ઠાર;
કહે ગૌતમી આવેછે બેની, ઝટ પિયુને વિદા કરી દેની. ૬૩

એવું સુણતાં શકુન્તલા બીધી, તવ નૃપને વિનંતી કીધી;
કહીં વૃક્ષમાં પેશો ભરાઇ, દીધી દૈવે આ પાછી જુદાઈ. ૬૪

આવી ગૌતમી લઇ જાશે મુજને, કયારે દેખીશ જીવન તુજને?
હાવાં અહિંથી કિયો પંથ લેશો? કયારે દાસીને દરશન દેશો? ૬૫

ઝટ જો નહિ દરશન દાન, દેશો તો તો જાશે પ્રીય પ્રાણ;
એવી કંઇક નિશાની તે દીજે, જેથી ધીરજ મનશું કીજે. ૬૬

એવું સુણતાં રસિક રાજંન, તેનાં સજળ થયાં લોચંન;
કાઢી મુદ્રિકા તે સમે રાય, મૂકી કામનીના કરમાંય. ૬૭

નવ મુખથકી તેહ નરેશ, બીજું બોલવા પામ્યો લેશ;
કાં કે ગૌતમી આવી નિકટ, ભાગ્યો ભૂપતી ત્યાંથી ઝટ. ૬૮

થઇ કણ્વસુતા તે ઉદાસ, પોઢી શૈયામાં જે હતી પાસ;
ફોઇ ગૌતમી એવામાં આવી, પ્રેમે પૂછે છે ઉરશું લગાવી. ૬૯

કેવું છે તુજ કાયાને ચેન? કહે આ અવસર મને બેન;
તવ બોલી ત્યાં કણ્વકુમાર, પીડા તનમાં વધી છે લગાર. ૭૦

સુણી કણ્વસુતા કર ઝાલી, ત્યાંથી ગૌતમી તે ઘર ચાલી,
આવી આશ્રમમાં તે બાળ, થયો અદકો ઉદાસ નૃપાળ. ૭૧

પામ્યો સુખ જ્યાં પ્રિયાની સાથ, આવ્યો તેજ સ્થળે નરનાથ;
સૂની પંકજદલની શૈયાય, જોઇ ખેદ પામ્યો બહુ રાય. ૭૨

ચઢયો તાપ વિરહતણો તનમાં, શોચ કરવા લાગ્યો નૃપ મનમાં;
કયહાં જાઊં આ દુખ કયાં વીસારૂં? કોને કષ્ટ કહૂં જઇ મારૂં! ૭૩

દાખી સુખ ઝટ લીધું છીનાવી, દુષ્ટ દૈવને નવ દયા આવી;
ફ્રી દર્શન પામીશ ક્યારે? રહ્યું દુઃખ આ કરમે મારે. ૭૪

સૂની સેજ તે નરપતી જોય, તેમ વ્યાકુળ અદકો હોય;
એવે વનમાં પડયું બુમરાણ, રે! રે! ભૂપતી પરમ સુજાણ. ૭૫

કેમ સુધબુધ સરવ વિસારી? આવ્યા અસુર પાપી દુખકારી;
રે'શે યજ્ઞ અમારા રાય, જુઓ! દુષ્ટ દાનવની આ છાંય. ૭૬

એવાં સાંભળી દીનવંચન, દોડયો તરત વિજોગી રાજંન;
તપે તનમાં તો વિરહની જવાળ, લાગ્યો રક્ષા તે કરવા ભુપાળ. ૭૭

## રાગ ધનાશ્રી.

આશ્રમમાંહી આવી તે અબળા, ગૌતમીકેરે સંગજી;
વિરહવ્યથા છે તનમાં વ્યાપી, હૈયાનો નાઠો ઉમંગજી. ૧

શુધબુધ બાળા શરિરતણી તે, ભૂલી સર્વ પ્રકારજી;
અન્ન ન ભાવે નિદ્રા ન આવે, નેત્રે વહે જળધારજી. ૨

ભૂપતીકેરા વદનરૂપી જે, ચંદ્ર પરમ સુખકારજી ;
તેહતણાં દર્શન વણ વ્યાકુળ, થાય અધિક તે નારજી. ૩

એક પલક તે જુગસમ વીતે, સુનૂં સરવે લેખેજી ;
ધ્યાનવિષે નિજ પ્રીતમકેરી, રમ્ય મૂરતી પેખેજી. ૪

પ્રીતમની રતિકેરૂં પ્રિયાને, સ્મરણુ થયૂં તેણીવારજી ;
તેવે સમે નૃપમુદ્રિકા દીઠી, નારીએ તે ઠારજી. ૫

વલ્લભ આવી વસ્યો ઉરમાંહી, ભૂલી અવર સુધસાનજી ;
સંગ સખી ન મળે શિખ તેને, આપે આવી કોણ આનજી ? ૬

અંતર અટકી ઉદાસ તે અબળા, નીચૂં નામ્યું છે શીરજી ;
ભૂપતીકેરા વિજોગનું લાગ્યું, કારી કાળજડે તીરજી. ૭

ભુજ લલાટવિષે દઇ બેઠી, લાગી રહ્યું એક ધ્યાનજી ;
હાલે ન ચાલે ન બોલે વદનથી, સુંદરી કોઇશું વાણુજી. ૮

સાંભળે વાત ન ગાત્ર સકળ તે, ગોરીનાં દીસે મ્લાનજી ;
આપ છે આશ્રમમાં પણ વિચર્યા, પ્રાણપતિસંગ પ્રાણુજી. ૯

એમ છે કણ્વસુતાનૂં અટકયું, અવનીપતિપર મંનજી ;
એવે સમે ત્યાં આવી પોહોચ્યા, દુર્વાસા મુનિજંનજી. ૧૦

ઉઠી આદર કરી આસન તેને, આપ્યું નહીં અણજાણેજી ;
ધ્યાન ધરી નિજ પ્રીતમકેરૂં, બેસી રહી તે ટાણેજી. ૧૧

જોઈ મહામુનિને તવ ચઢિયો, ક્રોધ તે મનમોઝારજી ;
શાપ દીધો ત્યાં કણ્વસુતાને, દુર્વાસાએ તે ઠારજી. ૧૨

"રે ! છોડી જેનું ધ્યાન ધરીને, બેઠી છે તૂં આ ઠામજી ;
"તેને તારી સૂધ રે'શે નાંહી, અંતરમાંહી નામજી." ૧૩

બોલ સુણ્યો ન ઋષીશ્વરકેરો, કામનીએ તે કાનજી ;
બેસી રહી જેમ બેઠી હતી તે, મનમાં ધરીને ધ્યાનજી. ૧૪

કોણ? કયારે આવ્યો ને ગયો તે, બાળા કાંઇ નવ જાણેજી;
જેમ સમાધીનું સુખ કોઈ જોગી, મગ્ન રહયો મન માણેજી. ૧૫

શાપ સુણી સખિયો તે આવી, દુર્વાસાની પાસજી;
પાય પડી વિનવે મુનિજનને, અંતરમાંહી ઉદાસજી. ૧૬

આજ કૃપા કરી વાંક બાળાનો, માફ કરો મહારાજજી;
કણ્વસુતા તે સુતા છે તમારી, એમ ગણી કરો કાજજી. ૧૭

એવું સુણી દયા દિલ કંઇ ઉપજી, બોલીયો મુનિવર વેણજી;
આવશે સુધ નૃપને જવ જોશે, મુદ્રિકા આપેલી નેણજી. ૧૮

એટલું કહીને મુનિજન ચાલ્યો, હરખી સખી તે અપારજી;
એકેકને કહે મુનિજનકેરી, વાત સાચી નિરધારજી. ૧૯

રાજા ગયો છે મુદ્રિકા આપી, તેહ જ્યારે તે જોશેજી;
આવશે સુધ તે શકુન્તલાકેરી, સંદેહ મનનો ખોશેજી. ૨૦

શાપની વાત એ રાખવી છાની, જાય ન ત્રીજે કાનજી;
જો સખી આપણી વાત એ જાણે, પ્રાણ તજે તે નિદાનજી.૨૧

એમ વિચાર કરી સખિ આવી, કણ્વસુતાતણી પાસજી;
શાપ ગયો દઇ જે દુખદાયક, તેથકી થઇછે નિરાશજી. ૨૨

દોહરો

નેણે નવ નિરખે કંઇ, વાત સુણે નહીં કાન,
નિશ્ચળ ચિત્ત શકુન્તલા, બેઠી ધરિ પતિધ્યાન. ૨૩

ચોપાઇ-ત્રણતાલની.

ગયો નરપતી નગ્રમોઝાર, પ્રેમ વિસર્યો પ્રિયાનો તે હાર;
કર્યો મુનિવરે નૃપને વિદાય, ચાલ્યો ગજપૂર ત્યાંથકી રાય. ૨૪

શાપ દુર્વાસાનો અતિ ઝેરી, આવે સુધ ના શકુન્તલાકેરી;
એમ કાળ વિત્યો કંઈ જ્યારે, રહયો ગર્ભ ત્રિયાને ત્યારે. ૨૫

દેહ દુબળ પણ શોભે વાન, અંગરંગ તે હળદી સમાન;
આવી આળસ ઉરમાં છવાય, શ્વાસ ઉરમાં તે સહજ ભરાય. ૨૬

લાગે નમતાં તે ભારથી નેણ, બોલે વદનથી મંદ તે વેણ;
જોવા સુણવા ઉપર નવ ભાવ, હોય અંતર કંઇ ના ઉછાવ. ૨૭

એમ દિવસ તે કંઈક ગમાવ્યા, એવે કણ્વમુની ઘેર આવ્યા;
જોઈ તાતને તે લજવાઈ, નીચું વદન છે મનમાં મુઝાઈ. ૨૮

હોમ કરવા મુની જવ લાગ્યો, ત્યારે સંદેહ મનતણો ભાગ્યો ;
અગ્નિકુંડથી નિકળી ત્યાં વાણ, રે! રે! મુનિવર પરમસુજાણ. ૨૯

સુતા તુજ તે દુષ્યંતને પરણી, એની જાણજે પાવન કરણી;
કીધો એણે ગંધર્વવિવાહ, એ છે ગર્ભિણી મુનિતણા રાય. ૩૦

એવું સાંભળતાં મુનિજંન, પામ્યો હર્ષ અધિક તે મંન ;
આણ્યો હોમવિધિતણો પાર, ત્યાંહાં મુનિવરે યોગ્યપ્રકાર. ૩૧

પછી પુત્રીને પાસ બોલાવી, નીચું વદન રાખ્યા તેહ આવી;
તાતચરણે નમાવ્યું શીશ, પાસ બેસાડી પુત્રી મુનીશ. ૩૨

કંપે ભયથકી તેહની કાય, રખે શાપ દેતા મૂનીરાય;
એવો પેઠો છે અંતર ત્રાસ, કીધું કણ્વે ત્યાં વચન પ્રકાશ; ૩૩

મારી પુત્રી રખે ગભરાય, ચિંતા ચિત્તમાં ધરતી ન કાંય;
મને ઉપન્યૂં એ વાતે છે સુખ, ગયો વિસરી અંતરતણૂં દુઃખ. ૩૪

નથી કીધો તેં ધર્મનો ઘાત, તેં તો મુજને કીધો નીરાંત ;
હતો દેવા હું ધારતો જેને, વરી શાસ્ત્રરીતે તું તેને. ૩૫

વ્હાણે સાસરે મોકલી દેશ, અહીં એકલો વનમાં હું રૈ'શ ;
એવું સુણતાં સખી હતી પાસ, તે તો અદકી થઇ ઉદાસ. ૩૬

જોઇ મલિન સખીતણાં મૂખ, લાગ્યું કણ્વસુતાને દુઃખ ;
ચાલી આંખથી અશ્રુની ધાર, શોકસર્પ ડસ્યો તે ઠાર. ૩૭

વીતી રજની ને ઊગ્યો ભાણુ, કીધું કામની મંગળસ્નાન;
વીદાસમયે શ્રીકણ્વે બોલાવી, ઋષિપત્નિઓ સરવે આવી.

કીધો કણ્વસુતાએ પ્રણામ, આપે આશીશ સહુ સતી ભામ ;
થજે સ્વામીને પ્રાણથી પ્યારી, સોક્ય દ્વેષથી બળજો તારી. ૩૮

વીરપુત્રની થાજે તું માતા, રે'જો તુજને સદા સુખશાતા ;
એવાં વચન વદી હિતકારી, ઋષિપત્નિ તે ઘેર સિધારી. ૪૦

રહી એકલી અબળા ઉદાસ, એક ગૌતમી ને સખિ પાસ ;
કરે ચોટલો ચાંદલો રીતે, પુષ્પહાર પે'રાવે તે પ્રીતે. ૪૧

કોને કે'હે ને ક્યાંથકી લાવે? નહીં ભૂષણ ક્યાંથી સજાવે?
સખિ તેથી ઉદાસ અપાર, વહે લોચનથી જળધાર. ૪૨

એવે "વસ્ત્ર, ભૂષણ સહુ લાવ્યા," એમ બે મુનિસુત કહેતા આવ્યા;
કંઈ ધરશો ન ભીર ઉદરાવો, લો આ ભૂષણ શુભ પ્હેરાવો. ૪૩
એવું સુણતાં અધિક હરખાઇ, પામી અંતર અદકી નવાઇ;
ભાળી ભુષણ તે મનભાવ્યાં, કહે અબળા એ ક્યાંથકી લાવ્યા? ૪૪
કહે મુનિસુત સાંભળો વાત, અમે ઉઠી કરી પરભાત;
ગયા પુષ્પ લેવાને કાજ, દીઠો વનમાં ચમત્કાર આજ. ૪૫

## રાગ ધનાશ્રી.

મોકલ્યા કણ્વગુરૂએ અમને, કુસુમ લેવાને વનમાંજી;
અવનવી વાત બની ત્યાંહાં તેથી, અચરજ ઉપજ્યું મનમાંજી. ૪૬
કાંઇક સિધ્ધિછે ગુરૂતણી પાસે, એવું ભાસેછે અમનેજી;
દૈવી કારણનો મર્મ અકળ તે, કયમ કરી કહિયે તમનેજી? ૪૭
કોઇને વૃક્ષે વસન શુભ દીધાં, પ્હેરવા કારણ પ્રીતેજી;
કોઇને અળતો ચોપડવાને ચરણે, આપીયો રૂડી રીતેજી. ૪૮
એવે આવી વનદેવીઓ તેણે, તરૂતણી શાખામોઝારજી;
લંબાવી ભુજ નિજ આપિયા અમને, શોભીતા આ શણગારજી ૪૯
સાંભળી ગૌતમી ને સખી બન્ને, પામી આનંદ અપારજી!
વસ્ત્ર આભુષણ કણ્વસુતાને, પેરાવી કીધી તૈયારજી. ૫૦
તેટલે કણ્વમુની ત્યાં આવ્યા, તીર્થે કરીને સ્નાનજી;
પુત્રીને નિરખી પિતાતણા દિલમાં, ઊપજ્યું દુઃખ અમાનજી. ૫૧
ગદગદ કંઠે મુનિવર બોલ્યો, મનમાં એહ પ્રકારજી;
પુત્રી જવાથી મુજને વનમાં, ગમશે કયમ આ ઠારજી? ૫૨
ધીરજ કેમ ધરૂં હું અંતર? હૈયું ભરાયછે મારૂંજી;
શોચે કરી આ અવસર વ્હેછે, નેત્રથકી જળ ખારૂંજી. ૫૩
હર્ષ નાસેછે હૈયાનો મુજથી, કયમ કરી વનમાં રેવાયજી?
શાંતિતણું સ્થળ ભાસે ભયંકર, મુજને ખાવા ધાયજી. ૫૪
આશ્રમની શોભા આજ અહિંથી, કર્મયોગે દૂર જાયછેજી;
અભિનવ [illegible] ના અંકુર હો, આવી ઉદે તે થાયછેજી. ૫૫

વનવાસીને મુજને જ્યારે, થાય છે દુઃખ તે એવુંજી;
ઘરવાસીને પુત્રીવિજોગે, થાતું હશે દુઃખ કેવુંજી? ૫૬

એમ વીંટાયું મુનિજનકેરૂં, મન તે મોહને પાશજી;
આવિયો પોતે પ્રાણથી વલ્લભ, પુત્રીતણી તો પાસજી. ૫૭

પ્રેમથી ભીંજી શકુન્તલાકેરી, શાંતિ સકળ તે ભાગીજી;
તાતને નિરખી સ્નેહને યોગે, રૂદન તે કરવા લાગીજી. ૫૮

ગદગદ કંઠે મુનિ તવ બોલ્યો, દીકરી દુઃખ વીસારજી;
સાસરે જાવાને શુભ અવસર, રડતી નહીં આ ઠારજી. ૫૯

ગૌતમી તું સમજાવને એને, કેમ રડેછે આમજી?
છે શુભ ઘટિકા વિલંબ કર્યાનું, કાંઇ નથી હવે કામજી. ૬૦

એમ કહી બે શિષ્ય સમજણા, બોલાવિયા મુનિરાજજી;
ગજપત્તનમાં નિજ પુત્રીની, સંગ જવાને કાજજી. ૬૧

કર ઝાલીને કણ્વસુતાનો, ગૌતમી આગળ ચાલીજી;
તે સમયે સખીઓ જે તેની, શોકાતુર રહિ ભાળીજી. ૬૨

આંસુ લુછતી ડુસકાં ભરતી, ચાલેછે કણ્વકુમારીજી;
તે સમયે વનદ્રુમ સરવેને, મુનિજન કહેછે પોકારીજી. ૬૩

## કવિત મનહર.

ફુલતાં તમને જોઇ એવી ઉર ફુલતી જે,
પુત્ર પ્રસવ્યાથી જેમ હર્ષ થાય નારીને;
ક્યારીઓ બનાવવાને કાજ જેહ કોડ થકી,
ખોતી જામ ચાર કામ અન્ય તે વિસારીને;
તમને પ્રથમ જળ ઝરણનું સીંચ્યા વણ,
ગ્રહણ કરતી નહીં જેહ કદી વારીને;
સુણો આ શકુન્તલા તે સાસરે સિધારી જેહ,
સેવા તમતણી અતી કરતી સંભારીને. ૬૪

ઢાળ.

મુનિજન વદ્યો વનતરૂ પ્રતિ, અતિ ખિન્ન મનથી વાણ;
સુણિ પિક પુકાર કરી ઉઠી, ચઢિ વૃક્ષપર પરમાણ. ૬૫

દ્રુમડાળપર ચઢિ કોકિલા, કહુકી ઉઠી તે ઠાર ;
જાણે ન હોયે રૂદન કરતાં, વૃક્ષ કરિ પોકાર. ૬૬

રોપેલ દ્રુમ નિજ દેખિ દિલમાં, ખેદ પામી અપાર ;
તે ઠામ કણ્વસુતા ઠરી, વહી નેત્રથી જળધાર. ૬૭

સખિને કહે નૃપનેહ ઊંડો, લાગીઓ ઘટમાંય ;
પણ મુજથકી ત્યમ આજ વન આ, કેમ છોડયું જાય ? ૬૮

મુજ વૃક્ષ, વલ્લિ, તરૂતણી, કોણ રાખશે સંભાળ ?
તમને હું સોંપી જાઉં છું, કરજો તમે પ્રતિપાળ. ૬૯

સુણિ સજળ નેત્રે સખિ કહે, શિદ વિસરભોળી થાયછે ?
તરૂ, વલ્લિ સોંપે પણ અમોને, સોંપી કોને જાયછે ? ૭૦

કહી એમ અંતરપ્રેમથી, કરવા તે લાગી રૂદંન;
માયાતણે વશ મુનિસુતા પણ, રડતિ ઉભી વંન. ૭૧

તવ મુનિવરે સમજાવિ તેને, ચાલિ આગલ બાળ;
અતિ શોકમય સંતાપમય, વન સકળ થયું તે કાળ, ૭૨

વિસર્યા મયુર નિજ નૃત્યને, મૃગ રહયા ચરતા ઘાસ;
થંભ્યો પવન થઈ ચકિત તે, અંતર થઇ ઉદાસ. ૭૩
દુઃખિત ભ્રમર તે અવસરે, નવ કરે કંઇ ગુંજાર;
એમ જંતુ વનના જેટલા તે, દિસે દુઃખી અપાર. ૭૪

ખગ, મૃગ, પશૂ દુખિયાં થયાં, ગઇ મુનિસુતા વનબ્હાર;
તવ ગૌતમી મુનિજંન પ્રત્યે, વદી એહ પ્રકાર. ૭૫

બહુ દિવસ આ ચઢિ ચાલિયો, શુભ લગનવેળા વહિ જશે;
શિખ દેવિ હોય તે દો હવે, પછિ અસુર અમને તો થશે. ૭૬

સુણિ મુનિ મહા દુખિયો થઈ, ઉભો રહયો તે ઠામ;
નિજ શિષ્યપ્રત્યે વચન વદિયો, મન વિચારી આમ. ૭૭

## દોહરો.

શિષ્ય તમે જઈ આ સમે, ગજપત્તનમોઝાર;
કહેજો નૃપ દુષ્યંતને, કહુંછું જેહ પ્રકાર. ૭૮

## ભુજંગી છંદ.

"અરે ભૂપ તારા અમે પૂજ્યસ્વામી,
તું છે દાસ તેવોજ સન્માર્ગગામી;
સુતા મોકલી છે અમે આ અમારી,
સદા જાણજે પ્રાણથી એહ પ્યારી. ૭૯

મને આશ્રમે આવવા તો ન દીધો,
સ્વઇચ્છાથિ ગાંધર્વવિવાહ કીધો;
નહીં જો કદી સૂખમાં પુત્રિ રે'શે,
ખમાશે ન તે મૂજથી દુઃખ બેશે." ૮૦

પછી પુત્રિને નીજ છાતિશું ચાંપી,
મુનીકણ્વએ શીખ તે ઠામ આપી;
"સુતા સાસરે તું સદા ચાલ સારી,
ચલાવી થજે નાથને પૂર્ણ પ્યારી. ૮૧

વળી સાસુ ને જેઠ તારી નણુંદ,
કરી સેવના તેમની સૂખકંદ,
પતીપ્રેમનું રાખતી નાભિમાન,
કદી સોકયનું મોડતી તું ન માન. ૮૨

હળી ને મળી સર્વશું રોજ રે'જે,
નહીં ભેદ તું કોઇને નીજ કે'જે;
ધરી શીશ આજ્ઞા સુતા સ્વામિકેરી,
લડંતી નહીં કોઇએ હોય પ્રેરી. ૮૩

ન રાખીશ તું નીચ સ્ત્રીસાથ સંગ,
ઘટે લાજ શોભાતણો થાય ભંગ;
કહ્યું તેમ સ્વામિગ્રહે જો તું રેશે,
ધરૂણી સહૂ તૂજને લોક કહેશે. ૮૪

હવે આશ્રમે હું અહીંથી જઇશ,
સુતા ભક્તિ તારી નહીં વીસરીશ;
સખી બેઉને તૂં કરી દે વિદાય,
પડે પંથ તો આ સમે રૂડું થાય. ૮૫

વિતી લગ્નવેળા જશે આજ સારી,
થશે શિષ્ય ને ગૌતમી સંગ તારી;
જવાદે મને માહરે ઠામ વ્હાલી,
ન ખોટી થવું તો ઘટે આંહિ ખાલી." ૮૬

પડી ભેટિ ત્યાં કણ્વને પુત્રી પ્યારી,
વહ્યું શોકના યોગથી નેત્ર વારી;
"અરે તાત મારા મને આંહિ છોડી,
જશો શું તમે આશ્રમે સ્નેહ તોડી? ૮૭

હવે મૂખ દેખીશ ક્યારે તમારૂં,?
મુંઝાયેછ એ દુ:ખથી મંન મારૂં;"
કહે કણ્વ "પુત્રી ન થા તું ઉદાસ,
સુખે જા હવે સ્વામિકેરે અવાસ. ૮૮

પ્રભૂએ તને આપિયો યોગ્ય સ્વામી,
નથી ભાગ્યમાં તો રહી લેશ ખામી;
જશે જાહરે આંહિથી નાથધામ,
થશે મગ્ન આનંદમાં તેહ ઠામ. ૮૯

નહીં સાંભરે તાતનો ત્યાં વિજોગ,
મળે મંનમાન્યા સહૂ સૂખભોગ;"
પછી કણ્વસુતા સખીપાસ આવી,
વદે વેણુ તે લોચને નીર લાવી. ૯૦

"મને સામટી ભેટિ લો એક વાર,
નથી ભેટવાનું પછી તો લગાર;"
સુણી ખેદ પામી સખી બેઉ રોઇ,
રહી કણ્વસૂતા ભણી તેહ જોઇ. ૯૧

ત્યહાં સાંભરી શાપની વાત આવી,
સખીએ કહી મર્મમાં તે સુણાવી;
"સુણ્યું ભૂપને તો ઘણાં કાજ હોય,
સદા ચિત્ત તે માંહિ તે નિત્ય પ્રોય. ૯૨

સ્મૃતી તેવિ રેહે નૃપોને ન કાંઇ,
વળી કાળ વીત્યો ઘણો તૂજ આંહી;
કદાપી મહીપાળ પ્રીતી વિસારે,
કહ્યું વાત આ રાખવી યાદ તારે. ૯૩

દઇ મુદ્રિકા જે ગયો છે ભુપાળ,
અલી તે બતાવીશ તું જેહ કાળ;
ફરી આવશે શુદ્ધિ તત્કાળ તારી,
"કહું રાખજે તેનિ સંભાળ સારી." ૯૪

સખી વેણુ જેવાં મુખે એહ બોલી,
ગઇ હેબકી ને વદે બામ ભોળી;
"અરે! એ સખી ગૂઢ વાણી તમારી,
નથી જાણવા પોંચતી બુદ્ધિ મારી. ૯૫

પરંતૂ મને ઊપન્યો ઉર ત્રાસ,
ભયંકાર જેવો થયો કાંઇ ભાસ;
મને લાગિયું કાળજે જેમ તીર,
ધરાતી નથી અંતરે તેમ ધીર." ૯૬

કહે કણ્વસુતા મુખે એમ જ્યારે,
વદે શિષ્ય સંગાથના તેહ ત્યારે;
"કરી દે સખી બેઉને તૂં વિદાય
ચલો પોંગચિયે શીઘ્ર તો નગ્રમાંય." ૯૭

## રાગ ધનાશ્રી.

એહ પ્રકારે સિદ્ધકુમારે, પાડિયો વાતમાં ભંગજી;
હસ્તીનાપુરને પંથે તે પળિયા, કણ્વસુતા લઇ સંગજી. ૯૮

વૃદ્ધમાં એકજ માત્ર રહીછે, ગૌતમી તે સંગાથજી;
બન્ને સખીને લઇ કરી પાછો, વળિયો વને મુનિનાથજી. ૧૦૦

પાછળ ફરિફરિ વાટમાં જાતાં, મેનિકાપુત્રિને જોયજી;
અંતર ખેદ પામી સખી બન્ને, સ્નેહ સંભારીને રોયજી. ૧૦૧

બાળી શકુન્તલા દૂર ગઇ તે, વૃક્ષતણા ઝુંડ જયાંહીજી;
આતુરતા ધરી અબળા નિહાળે, નજરે પડે નહીં કાંઇજી. ૧૦૨

સૂનૂં સરખું સઘળું ભાસે, કળ ન પડે કોઇ ઠામજી;
સુખમય શોભા સુંદર વનની, દુખમય દેખે તમામજી. ૧૦૩

એમ વિજોગે અબળાતણું ત્યાં, અતિશ થયું મન ભંગજી;
આશ્રમમાંહી આવી પોહોંચી, મલિન દિસે મુખરંગજી. ૧૦૪

સુણજો હવે શી કણ્વસુતાની, ગત થઈ તે સહુ જંનજી;
શિષ્યની સંગે સાસરે ચાલી, દીસે સજળ લોચંનજી. ૧૦૫

વાટમાં જાતાં સર એક દીઠું, નાથના નગ્રની પાસજી;
જળ નિર્મળ છે કંજ તે ખીલ્યાં, હંસ વસે જ્યાં વાસજી. ૧૦૬

તરસ લાગ્યાથકી તારૂણી પોતે, પોંહોંચી તેણે ઠારજી;
પાણી પીતામાં નિકળી પડી ત્યાં, મુદ્રિકા જળમોઝારજી. ૧૦૭

જાણ્યું નહીં તે કણ્વસુતાએ, દૈવગતી વિપરીતજી;
શિષ્યની સંગે સાસરે ચાલી, પૂરણ અંતર પ્રીતજી. ૧૦૮

એમ કરતાં આવી તે પોંહોંચી, નાથના નગ્રમોઝારજી;
ચારે જણાં તે ઉભાં રહયાં જ્યાં, શોભતૂં રાજદ્વારજી. ૧૦૯

સેવક એકની સંગે નૃપને, શિષ્યે સમાચાર કહાવ્યોજી;
અવનીપતિ તે સુણતામાં ઉઠી, યજ્ઞશાળામાં આવ્યોજી. ૧૧૦

કણ્વમુનીના શિષ્યને તેડયા, સાદર ત્યાં મહિપાળજી;
ગૌતમી પાછળ કણ્વસુતા તે, ચાલી ગઈ તે કાળજી. ૧૧૧

વામ આંખડલી ફરકવા લાગી, ચમકી ત્રિયા ચિતમાંહીજી;
કોણ જાણે શું માહું નિપજશે? સમજી નહીં તે કાંઈજી. ૧૧૨

લાજ ધરીને કણ્વસુતા તે, આવી ઘૂંઘટ તાણીજી;
નારી બે જોઈ નૃપ તે વિમાસે, અચરજ અંતર આણીજી. ૧૧૩

"કોણ આ નારી ને કયાં થકી આવી? અહિં શું હશે એને કાજજી?
એહ વિચારવારીધિમાં પડિયો, તેહ સમે મહારાજજી. ૧૧૪

શિષ્યે આવી કરી આપી પ્રથમ ત્યાં, ભૂપતિને આશીશજી;
વંદન કરી તવ પૂછવા લાગ્યો, ક્ષેમકુશળ અવનીશજી. ૧૧૫

"કહો કુશળ છે કણ્વમુનિ ને! અવર મુની વનવાસીજી!;"
તવ નૃપપ્રત્યે શિષ્ય તે બોલ્યા, વદનથી વેણ પ્રકાશીજી. ૧૧૬

## ચોપાઈ ત્રણતાલની.

"સુણો મહિપતિ વાત અમારી, તપો અવિચળ ગાદી તમારી;
"તમો પૌરવકુળના છો ભૂપ, ધર્મપાળક ધર્મસ્વરૂપ. ૧૧૭

"પ્રજા સર્વ પામે તમ સૂખ, નથી મુનિજનને કંઇ દુઃખ;
"જ્યાંહાં દિનકર તેજ પ્રકાશે, કેમ તિમિર આવી શકે પાસે. ૧૧૮

"જેની આશીશથી સહુ લોક, ખોય દુઃખ, સંકટ ને શોક;
"એવા મુનિજન તપ વ્રતધારી, જેના ભયથી ડરે કાળ ભારી. ૧૧૯

"તેની કુશળતણી શી વાત? જે છે મંગળરૂપ સાક્ષાત;
"તમ સમિપ આવ્યા મહારાજ, લાવ્યા સંદેશો ગુરૂતણો આજ. ૧૨૦

"કર્યા અમને વિદાય તે જ્યારે, કહાવ્યો સંદેશો તમને ત્યારે;
"'જાણી પ્રીત પ્રજાપતિ તારી, છે આ પુત્રી શકુન્તલા મારી. ૧૨૧

"'કીધો એશૂં ગંધર્વ વિવાહ, તેનું દુખ નથી મુજને જરાય;
"'ગુણ પુત્રીમાં દીસેછે જેવા, વસેછે નૃપ તુજમાંહિં તેવા. ૧૨૨

"'નથી દીસતી ખાંપણ ખોડ, દૈવે મેળવી જુગતી જોડ;
"'મારા મનને મટયો સંતાપ, મને ઉપજ્યો હર્ષ અમાપ.' ૧૨૩

"રાજા એ છે સગર્ભા નાર, રાખી અંતઃપુરની મોઝાર;
"હવે કર તું અમોને વિદાય, જેથી પોં'ચીયે આશ્રમમાંય." ૧૨૪

નથી ભૂપતીને કંઇ ભાન, પામ્યો અચરજ મન તે અમાન;
શાપવશ તે બોલ્યો મહિપાળ, "તમે સાંભળો સિદ્ધના બાળ. ૧૨૫

"જેયા તમને મેં ચતુરસુજાણ, એ શું વદનથી બોલ્યા વાણ?
"કોણ પરણ્યૂં છે એની સંગાથ? એવી કરશો ન વિપરીત વાત." ૧૨૬

એવાં સાંભળી કઠિણ વચંન, ચઢી શિષ્યને રીશ તે મંન;
શોચ કણ્વસુતા ઉર જાગ્યો, દેહ ભયથકી કંપવા લાગ્યો. ૧૨૭

ભૂલ્યો ધર્મ વદો નૃપ વાણી, સુણી શિષ્ય બોલ્યા રીશ આણી;
"નવ સત્ય તજો મહારાજ, જશે પૌરવકુળની લાજ. ૧૨૮

"કીધું લગ્ન કરી છળ ઘાત, હવે બોલોછો અવળી વાત;
"જ્ઞાના ધરતણો એહ છે ન્યાય, તોળો મહિપતિ તે મનમાંય." ૧૨૯

### ઝૂલના છંદ.

વચન સુણિ ભૂપનાં અધિક ભય પામિને,
ગૌતમી. ધણિક ગભરાઇ બોલી ;
"ધડિક તજિ લાજ દુહિતા તું દર્શાવ તુજ,
વદન મહારાજને ઘુંઘટ ખોલી ;
સ્મરણ નૃપને નથી, તેથકી કહું કથી,
મહિશ તુજ મૂખ જો આજ જોશે ;
આવશે તુરત સુધ તાહરી ભૂપને,
સકલ સંદેહ નિજ એહ ખોશે." ૧૩૦

### રાગ—ખટ

ઘુંઘટ ખોલ્યો કણ્વસુતાએ, દેખાડયું નૃપને વદંન રે ;
દિગમૂઢ સરખો જોઇ રહયો તે, બોલ્યો ન મુખ રાજંન રે. ૧૩૧
રૂપ અનૂપમ જોઇને અંતર, ભૂલી રહયો તે ભૂપરે ;
હા ના કંઇ કહેતો નથી મન છે, પડિયૂં મોહને કૂપરે, ૧૩
કોપ કરી તવ શિષ્ય તે બોલ્યા, શુદ્ધિ આણો મહારાજ રે;
ધર્મ વિચારી ધરણીપતી તે, ઉત્તર આપો આજરે. ૧૩૩
બેસુધ મહિપતિ તે તવ બોલ્યો, ધારી જોયું બહુ વારરે;
"સ્વપ્નામાં પણ આ નારીને મેં તો, દીઠી નથી કોઇ ઠારરે. ૧૩૪
"કહોછો તમે કે "તમે એને પરણ્યા, હું નથી જાણુતો કાંઇરે;
"ગર્ભસહિત એવી પારકી નારી, કેમ રાખું ઘરમાંહીરે!" ૧૩૫
ક્રોધ કરી તવ શિષ્ય તે કહેછે, "કેવો અધર્મ આ રાયરે!
"ઓળખંતા શું નથી મુનીજનને? વિચારો કંઇ મનમાંયરે. ૧૩૬
"કણ્વમુનિ જવ કોપ તે કરશે, શી ગતિ થાશે તમારીરે?
"મેરતું તરણું તે કરશે પલકમાં, સમજો ગ્રહી મતિ સારીરે." ૧૩૭
એમ દેખાડી ડર તે નૃપને, કણ્વસુતાપ્રતિ વાણુરે,
રીશ ઘણેરી અંતર આણી, બોલિયા શિષ્ય સુજાણુરે. ૧૩૮
વૃદ્ધને કોઇને તેં નવ પૂછયું, મનતું ગમ્યું કર્યું કાજરે ;
તારાં કરમ તે તુજને ફળેછે, ઉત્તર નૃપને દે આજરે. ૧૩૯

લજ રૂપી પટ દૂર ખસેડી, કણ્વસુતા ધરી હામરે;
નરપતિ પ્રત્યે પ્રગટપણે તો, બોલી રીશે તે ઠામરે. ૧૪૦

આ તે રીતિ મહારાજ છે કયાંની, એમાં છે મોટો અધર્મરે;
એમાંથકી ફળ તમને શું મળશે? સમજાવો મુજને તે મર્મરે ૧૪૧

સત્યે ઉભી આ મેદની સઘળી, સત્ય જગતઆધારરે;
સત્યવિના! સહુ ધર્મ વૃથા છે, જાણજો એ નિરધારરે. ૧૪૨

પૌરવકુળના પરમ પ્રતાપી, સત્યવાદી ભૂપાળરે;
તેના કુળમાં પ્રગટ થઇને, શિદને ચઢાવોછો આળરે! ૧૪૩

સાધૂ સરીખા તમને મેં જાણ્યા, ઓળખ્યા નહિં અવનીશરે;
હું શું જાણું હશે કાળજે કાતી, શિદને હું સોંપત શીશરે! ૧૪૪

વચન તમારાં સત્ય ગણીને, ભર્મમાં તો ભોળવાઈ રે;
કપટી કુટિલશું પાતું પાડયું, સમજી નહીં હું કાંઇરે. ૧૪૫

મધુર વચનથી મન વશ કીધૂં, કંઇકિ કરી છળ ઘાત રે;
આજ આપ્યૂં તે વચન વિસારી, બોલો છો અવળી વાતરે. ૧૪૬

એહથકી અવનીપતિ કાંઇ, હૂં નથી પડવાની જૂઠીરે;
આપી ગયા છો એંધાંણીમાંહી, દરશાવું તે અંગૂઠીરે. ૧૪૭

તવ નૃપ નેહ ધરીને બોલ્યો, ન્યાયની વાત એ કીધીરે;
હવણાં સુધી તે અંગુઠી મુજને, બતલાવી શિદ નવ દીધીરે! ૧૪૮

મુદ્રિકા જો તું મુજને બતાવે, તો તો સાચી તું નારરે;
પટરાણી કરી તુજને હું થાપૂં, સંશય નહિં તલભારરે. ૧૪૯

વનિતા વીટી તવ જોવા લાગી, કયાંથકી કરમાં હોયરે?
ફાળ પડી દેખી આંગળી અડવી, ગૌતમી સામૂં જોયરે. ૧૫૦

નિશ્વાસ મૂકી નારી રડે છે, વચન વદયું નવ જાયરે;
ફીકી પડી તે અબલા અદકી, તવ મુખ બોલ્યો રાયરે. ૧૫૧

આજ લગણ હું શ્રવણે સાંભળતો, નારીચરિત્રની વાત રે;
તે સરવે મેં નજરે નિરખી, આજ હવે સાક્ષાતરે. ૧૫૨

કયારે મેં તુજને મુદ્રિકા આપી? સત્ય વચન તું બોલ રે;
જુઠું બોલેથકી જગમાં જનનૂં, ઝાઝું ઘટે છે તોલ રે. ૧૫૩

પરનારીથકી પૌરવકેરૂં, વિમુખ છે મન તે વિચારરે;
આહુંયાં કંઇ પરપંચ રચ્યો તે, ચાલવાનો ન લગારરે. ૧૫૪

કણ્વસુતા તવ મુખથકી બોલી, વીટી નથી મૂજ પાસરે;
કયાંથકી લાવી તમંને દેખાડું, ખોવાઇ તેની શી આશરે? ૧૫૫

કહોતો અવર કાંઇ ભેદ સુણાવું, સાભળો પૌરવ રાયરે;
એક સમે આપણ બે વાતો, કરતાં હતાં વનમાંયરે. ૧૫૬

તેવામાં એક મૃગસુત કુદતો, આવ્યો અતી સકુમારરે;
નેત્ર પ્રલંબ તે નીરખતાં તમને, ઉપજ્યો અંતર પ્યારરે. ૧૫૭

જળ પાવા ઇચ્છા મન ઉપજી, પણ ન આવ્યો તમ પાસરે;
ત્યારે મેં જળ કરમાં ધરી તેડયો, આવ્યો દોડયો એકશ્વાસરે. ૧૫૮

હાસ્ય કરીને તમે તવ વદિયા, બેઉ તમે વનવાસીરે;
તુજ સંગે ઉછરી થયો મોટો, પ્રીત રીતી પઢયો ખાસીરે. ૧૫૯

કુમ પીયે પય એ મુજ હાથે? એમ કીધાં ઉપહાસરે;
આજ હવે સુધ સરવે વિસારી, મુજને કરોછો નિરાશરે. ૧૬૦

હાસ્ય કરી તવ મહિપતિ બોલ્યો, નારી છે તુજને ધન્યરે;
એના સરીખી જુઠી ને જડતી, વાત કહે કોણ અન્યરે? ૧૬૧

કપટકુશળ નારી તે એમજ, વાત કરેછે મીઠીરે;
પુરૂષતણાં મન હરણ કરે છે, ઝાઝી મેં નજરે દીઠીરે. ૧૬૨

લંપટ ભોળો તેમના સરખો, મુજને ન તૂં જાણીશરે;
ધર્મમારગથકી અવળૂં આચરતાં, આળ આવે મુજ શીશરે. ૧૬૩

તવ નૃપપ્રત્યે ગૌતમી બોલી, શિદને કરોછો હાંસીરે?
કપટ ક્યાંહાંથકી જાણે અજાણ્યા, હોય જે વનના વાસીરે. ૧૬૪

ભૂપ કહે છે સ્વભાવથી સાચી, કપટી નારીની જાતરે;
ધૂર્ત્તવિદ્યા જૂઓ કોકિલાકેરી, વિશ્વમાં છે વિખ્યાતરે. ૧૬૫

સાંભળો કાકના માળામાંહે, સુતને સોંપીને સિધાયરે;
ફરતી ફરે છે ફિકર તજીને, મોટા થયે લઈ જાયરે. ૧૬૬

પક્ષી જાતીની સ્ત્રીતણી એવી, જોઇલો એજ ઠગાઇરે;
માનવીની સ્ત્રીમાં તેથકી અદકી, હોય તેમાં શી નવાઇરે! ૧૬૭

સુણતાં શકુન્તલાકેરાં કોપે, રકત થયાં લોચંનરે;
દંત તે કરડે ને અધર તો થરકે, બોલી તે વદન વચંનરે. ૧૬૮

અરે! અધર્મી અવનીપતિ તૂં, મુખથી શૂં બોલ્યો વાણુરે?
ઠગનો શિરોમણી તુંજ છે સાચો, છળ ને કપટની ખાણુરે. ૧૬૯

સામો ગળે પડી મુજને ગણે છે, ગુણકાકેરી સમાનરે;
નિર્લજ તુજને આવો નવ જાણ્યો, હુંજ ઠરી નાદાનરે. ૧૭૦.

કઠિણ હૃદયનો કપટી કુટિલ જો, જાણત શઠસરદારરે;
શિદને હું સોંપત તન મન તુજને;? રે ગુણહીણ ગમારરે. ૧૭૧

એમ કહીને કણ્વસુતાએ, નીચૂં નમાવ્યૂં શીશરે;
રૂદન તે કરવા માંડિયૂં ત્યારે, શિષ્ય વધા કરી રીશરે. ૧૭૨

નેહ કરંતાં કોને ન પૂછયું, જોડી અજાણુશું પ્રીતરે;
જેવૂં કર્યું તેવું ફળ હવે પામી, શિક્ષા થઇ શુભ રીતરે. ૧૭૩

મહિપતિને પછી શિષ્ય કહે છે, સાંભળ વાત અમારીરે;
રૂડી ભુંડી તું ગમે તેમ ગણજે, પણ એ નારી છે તારીરે. ૧૭૪

છોડ એને કે પછી રાખ ઘરમાં, કરજે ગમે તે પ્રકારરે;
સંદેશો કેહે કંઇ મુનિવરનો, નરપતિ અમને આ વારરે. ૧૭૫

એમ કહીને ગૌતમીસંગે, શિષ્ય તે ચાલ્યા જાયરે;
એકલી અબળા ઉભી રડેછે, સંભારતી જગરાયરે. ૧૭૬

ઓ! હરી તેં આ તે શૂં કીધું, નારી છું નિરાધારરે;
જન્મદુ:ખણી જાત છે મારી, ચઢજે હવે તું વ્હારરે. ૧૭૭

કર્મહીણી હું કયાં હવે જાઊં,? ઠરવાનું તો નથી ઠામરે;
ધરતી માતા મને માગ તું દેની, તુજમાં પામૂં આરામરે. ૧૭૮

એમ કહી ગઈ શિષ્યની પાછળ, રડતી તે અબળા નારરે;
"છોડી તમે પણ, આ શઠે છોડી," એમ તે કરતી પોકારરે. ૧૭૯
પાછળ આવતી શિષ્યે જોઇ, કોપ તે ચઢિયો અપારરે;
"અરે? અભાગણી કયાં તું આવે છે?" એમ કર્યો ઉચ્ચારરે. ૧૮૦
"મનનાં માન્યાં તું કાજ કરેછે, ચાખ્યાં તેનાં ફળ આજરે;
ભૂપ કહેછે તેવી તું હોયે, તો મુનિવરને શું કાજરે." ૧૮૧

"સાચી જો હોય તો રે'વું ઉચિત છે, સ્વામીસદનમોઝારરે;
કણ્વને આશ્રમ આવતાં તુજને, કહેશે કલંકિત નારરે. ૧૮૨

"સ્વામીતણી દાસી થઈ રે'શે, તોય રેશે તુજ લાજરે;
કોઇ નહી નિંદા તુજ કરશે, માન શિખામણ આજરે." ૧૮૩

એમ કહીને શિષ્ય તે ચાલ્યા, બોલિયો નૃપ તે વારરે;
"એના પીતાને જઈ કરી સોંપો, છોડી જાશો કોણ ઠારરે" ૧૮૪

એહ પ્રકારે દુર્દશા દેખી, પ્રોહિત નૃપનો સુજાણરે;
સોમરાજ કહે 'સાંભળો નૃપતી, પૌરવકુળના ભાણરે. ૧૮૫

પુત્ર પ્રસવ થાતાં લગી એને, રાખીશ હું મમ ધામરે;
શિષ્ય સંગાથે જાવાનું હમણાં, નારીને તો નથી કામરે. ૧૮૬

મહિપતિ ! મુનિવરનૂં છે તમને, આપેલૂં એ વરદાનરે;
પુત્ર પ્રથમ જે તમતણો થાશે, ચક્રવરતી તે નિદાનરે. ૧૮૭

તેમ જો લક્ષણ સુતનાં મળશે, ઠરશે સાચી એ નારરે;
નહિં તો પછી મોકલવી એને, કણ્વાશ્રમે નિરધારરે. ૧૮૮

સુર, નર, મુનિના શાપથી સરવે, ભૂલી જાયે નિજ ભાનરે;
શાપ મટે સુધ્ર આવતાં નૃપતિ, ઉપજેછે શોચ અમાનરે'. ૧૮૯

સાંભળી પ્રોહિતકેરાં વચનો, મનનો મટયો સંદેહરે;
અવનીપતિ કહે તમ મન માને, કાજ કરોની તેહરે. ૧૯૦

એહ પ્રકારે આજ્ઞા નૃપની, સાંભળતાં સોમરાજરે;
કણ્વસુતાને લઇ કરી ચાલ્યો, દિલમાં ધરી અતિ દાઝરે. ૧૯૧

શિષ્યે છોડી ગૌતમીએ છોડી, તેમજ છોડી નાથેરે;
રૂદન તે કરતી અબળા ચાલી, પ્રોહિતકેરી સાથેરે. ૧૯૨

એવે સમે એક કૌતક નિપજ્યૂં, શુણજો કહૂં તે પ્રકારરે;
જ્યોતીરૂપી એક અપ્સરા આવી, ગગનથકી તેહ ઠારરે. ૧૯૩

અધર ઉપાડી કણ્વસુતાને, ચાલી ગઇ નભમાંયરે;
પ્રોહિત ભય મનમાં અતિ પામી, નરપતિ પાસે જાયરે. ૧૯૪

રે! રે! મહીશ! શૂં મુખથકી બોલૂં, અચરજ દીઠું આજરે;
અઘનવું કંઇ જોતામાંરે થાતે, સાક્ષ થયા જગરાજરે. ૧૯૫

રડતી, ધ્રુણતી ને માથું કુટતી, ચાલી બાળા મુજ સંગરે ;
શબ્દ સાંભળતાં શોચ ભરેલા, થરક્યું અધિક મુજ અંગરે. ૧૯૬

એટલે એક અનળની જવાળા, અધરથકી તો આવીરે;
ગગનમારગે નારીને લઇને, સહજમાં તેહ સિધાવીરે. ૧૯૭

ચપળાથકી પણ અદકી ચપળતા, મુખથી ન તે વરણાયરે ;
ક્યારે આવી ને કયમ લઇ ચાલી, તમને કહું શું રાયરે. ૧૯૮

ભૂપ કહે ભગવંતે મુજને, બુદ્ધિ રૂડી એ દીધીરે;
જે મેં પ્રથમથી ધર્મ વિચારી, તારૂણીને ત્યાગ કીધીરે. ૧૯૯

ભૂતણી, ડાકણી, શાકણી કે કો, હોશે વ્યંતરની જાતરે ;
ઘરમાં ઘાલતાં ઘર મુજ ઘાલત, ખામુખાં મુજને ખાતરે. ૨૦૦

એમ કહી મહિપતિએ કીધા, ગોરને ઘેર વિદાયરે ;
નિદ્રાવશ થઈ ચાલિયો ત્યાંથી, શયનમંદિરમાં રાયરે. ૨૦૧

તોપણ સુધ નૃપને નવ આવે, ચિંતાતુર ચિતમાંયરે ;
સંશયરૂપી કીટ તે કાળજું, કોતરી નૃપનું ખાયરે. ૨૦૨

અંતરમાં અવનીપતિકેરા, અવનવા ઉપજે તરંગરે;
રાત્ર દિવસ રાજાની કરેછે, શાંતિ સકળ તે ભંગરે. ૨૦૩

---

## પ્રકરણ ૩ જું.

### ઢાળ.

એમ અંતરમાંહિ નરપતિ, રહે અધિક ઉદાસ ;
એવે સમે શૂં નીપન્યૂં તે, કરૂં સકળ પ્રકાશ. ૧

જે ઠામ ખોઇ મુદ્રિકા, સરમાંહિ કણ્વસુતાય;
ત્યાં એક કેવટ આવિયો, જે ક્રૂર અતિ કહેવાય. ૨

જળમાંહિ પાથરિ જાળ તેણે, આવિયો મછ હાથ ;
આનંદથી અદકો ફુલ્યો, તે મૂઢ નિજ મનસાથ. ૩

તે મચ્છ ચિરતાં મુદ્રિકા, નિકળી અનૂપમ સાર ;
તે લેઇ માછી વેચવા, આવિયો નગ્રમુઝાર. ૪

મનમાં મગન થઇ આવિયો, ઉભો વણિકને હાટ ;
ત્યાં મુદ્રિકા દરશાવતાં, કેવો રચાયો ઘાટ! ૫

જોઇ મુદ્રિકાપર નામ નૃપનૂં, વણિક ચમક્યો ચિત્ત ;
જો રાખશું એ વસ્તુ તો, થાશે કંઇક વિપરીત. ૬

આ અનાડીને છેતરૂં પણ, પચે નહિં એ દામ;
ગાંદરે ગરદન મારિ મારૂં, લિયે લૂંટી ધામ. ૭

એવૂં વિચારી ખબર કીધી, કોટવાળની પાસ ;
તેણે તુરત આવી કરી, મુદ્રિકાકેરી તપાસ. ૮

તવ માછિ બોલ્યો મુખથકી, મુજ સાંભળો મહારાજ ;
અન્યાયનું કંઇ આ ગલામે, નથી કીધૂં કાજ. ૯

હું જાતનો માછી છઊં તે, જાણજો માબાપ ;
જો અસત બોલું મુખથકી તો, પ્રલયકાળનું પાપ. ૧૦

તવ કોટવાળ કહે તું સાભળ, ક્રૂર, હિણ ચંડાળ ;
તું જીવ હણતાં કાળની, ધરતો નથી મન ફાળ. ૧૧

તો પાપ ને વળિ પુણ્ય તારે, સર્વ છેજ સમાન ;
તું બોલ સાચૂં આજ નહિતો, મોત આવ્યૂં જાણ. ૧૨

ક્યાંથકી લાવ્યો મુદ્રિકા? તે બોલિ દે આ વાર ;
નહિતો જવા તૈયાર થા, જમરાજને દરબાર. ૧૩

કહિ કોટવાળે સિપાઇને, સહજ કીધી સાન ;
કીધો ચતુર્ભુજ માછિને, કંઇ વાત ધરિ નવ કાન ; ૧૪

ગડદા ને પાટુ લાકડીનો, પડયો બહુ વિધ માર ;
પછિ ચોર જાણી લઈ ચાલ્યા, ત્યાંથી રાજદ્વાર. ૧૫

હલકો કર્યો બહુ તોયપણ, ભણિયો નહીંજ હકાર ;
તવ કોટવાળ કહે અલ્યા તૂં, સત્ય વદ નિરધાર. ૧૬

તો જાણજે જે બચ્યો નહિતર, પાપિ ખોશે પ્રાણ ;
જો જીવવાની આશ રાખે, બોલ સાચી વાણ. ૧૭

માછી કહે મુજ રંક ઉપર, મેહેર કરિ સરકાર ;
મુજ વાત ટુંકી સાંભળો ને, મારજો પછિ માર. ૧૮

મેં મચ્છથી ભરપૂર ભાળ્યૂં, રમ્ય એક તળાવ;
ત્યાંહાં જાળ જળમાં પાથરી, જખ ઝાલવા ધરિ ભાવ. ૧૯

એક મચ્છ લોહિત જાતનો, તેમાં ફસ્યો મહારાજ;
ચિરતાં ઉદર આ મુદ્રિકા તે, મળી મુજને આજ. ૨૦

તવ કોટવાળે માછિને, તત્કાલ દીધો છોડી;
તે મુદ્રિકા લઇ આવિયો, નૃપ પાસ પોતે દોડી. ૨૧

સરવે હકીકત સાંભળી, મુદ્રિકા લીધી રાય;
તે નિરખતાંજ શકુન્તલા, સાંભરી આવી ત્યાંય. ૨૨

નિશ્વાસ નાખે નરપતિ, વ્યાકૂળ બહુ વિધ થાય;
લોચનકમળથી અશ્રુકેરી, ધાર ચાલી જાય. ૨૩

શુભ શાંતિ મન સિંહાસનેથી, ઉઠી નાઠી દૂર;
વનિતાવિરહવ્યાકૂળતાનો, અમલ જામ્યો પૂર. ૨૪

શ્યામાતણી સ્મૃતિરૂપ કોઇ, રાક્ષસી વિકરાળ;
ઉદ્દસ્ત મન કાનન કર્યું, કે ઉઠી દવની જવાળ. ૨૫

મહિપાળ અદકો ખેદ કરતો, ચેન નહિ ચિતમાંય;
શિર, છાતિપર કર મારતો, મુખ ઉચરે છે હાય. ૨૬

આ દુઃખ જઈ કોને કહૂં, મેં કર્યું આ શૂં કામ?
મેં છરી દીધી નિજ ગળે, ક્યાં કરું જઈ વિશ્રામ? ૨૭

મુજ ઘરે આવી માનની, સુખતણી બાંધી આશ;
કુલટા ગણીને કાઢી મૂકી, કરી છેક નિરાશ. ૨૮

મરજાદ મૂકી ભેદ મુજને, પ્રિયાએ સમજાવ્યો;
તોપણ થઇ સુમ સરિખડો, મનમાં ન કાંઈ લાવ્યો. ૨૯

કરિ કોપ બોલી કામની, રાતાં કરી નિજ નેણ;
પણ કઠિણ મારૂ કાળજું, તે વ્યર્થ માન્યાં વેણ. ૩૦

તજિ શિષ્ય ચાલ્યા તેહને, તવ ચાલિ પાછળ નાર;
ગાઢે સ્વરેથી રૂદન કરતી, નેત્ર વેહે જળધાર. ૩૧

પણ દયા મુજ દિલમાં ન આવી, દુઃખ નિરખી કાંઇ;
તે આજ ખટકેછે અધિક, કંટક સમૂં ઉરમાંહી. ૩૨

## રાગ ચોપાઈ.

પામ્યો મુદ્રિકા જ્યારથી રાયરે, જાગી ત્યારથી વિરહવ્યથાયરે;
પીળું પડતું ગયું છે અંગરે, ગમે કોઈનો નૃપને ન સંગરે. ૩૩

ભૂખ ભાગી તૃષ્ણા તે ત્યાગીરે, જ્વાળા ઘટમાં વિજોગની લાગીરે;
ભાવે નૃપને ન રંગ કે રાગરે, એવો આવી લાગ્યો વૈરાગરે. ૩૪

સુધ કણ્વસુતાની સાલેરે, સુખ સર્વ તજ્યાં મહિપાળેરે;
રેહે વ્યાકુળ તે આઠ જામરે, કાંઈ સૂઝે ન ભૂપને કામરે. ૩૫

વીતે દિન તો રજનિ નવ જાયરે, જાય રજની તો દિન ન પગાયરે;
એવી દેખીને નૃપની ઉદાસીરે, થાય દુઃખી નગરના વાસીરે. ૩૬

સહુનો પોષક તાત પીડાયરે, પ્રજાપુત્રીથી કેમ જોવાયરે;
સરવે વિસાર્યો રાગ ને રંગરે, થયો પુરમાં આનંદનો ભંગરે. ૩૭

સુખ વિસર્યાં સકળ નરનારરે, દુઃખ વ્યાપ્યૂં છે નગ્રમોઝારરે;
પ્રજાભક્તિ એવી રૂડી જાણીરે, જેને મુનિજન મુખથી વખાણીરે. ૩૮

રાજેરાજે દુષ્યંત મહારાજરે, ત્યાંહાં વિલસે નહીં રૂતુરાજરે;
કૂજે કોકિલ નવ કોઇ ઠામરે, ગાય ગીત ન સુંદર ભામરે. ૩૯

હોળી ખેલવા કોને ન આશરે, રહે અંતર અધિક ઉદાસરે;
સજે કેસરી વસ્ત્ર ન અંગેરે, તેમ વસન કોઇ નવ રંગેરે. ૪૦

ઝાંઝ, ડફ ને મૃદંગ ન વાગેરે, ફૂલ્યાં ફૂલ દીસે નવ બાગેરે;
હાટે અબિલ ગુલાલ ક્યાં પેખેરે? જ્યાંહાં કિંશુકરંગ ન દેખેરે. ૪૧

સજ્યાં સૃષ્ટિએ શોકનાં વસ્ત્રરે, દીપે માત્ર મદનનૂં શસ્ત્રરે;
વીંધે તેથકી નૃપનૂં અંગરે, જાણૂં વાળેછે મન્મથ ખંગરે. ૪૨

ધારે મદન બીજો ક્યાંથી આવ્યોરે, સમોવડિયો મારો જે કહાવ્યોરે;
કીધી બ્રહ્માદેવે ભૂલ મોટીરે, એની રીત જાણૂંછૂં ખોટીરે. ૪૩

કાં તો એની લીધી મેં લાજરે, માટે કીધૂં હશે એ કાજરે;
રૂપ ભૂપને મુજસમ દીધૂંરે, ભલૂં વેર એણે તો લીધૂંરે. ૪૪

એવું ધારી પીડા અતિ આપેરે, ક્રૂર કાળજ નૃપનૂં કાપેરે.
દુઃખે દિનિદન દેહ સૂકાયરે, મન મારી રહે છે રાયરે; ૪૫

લાંબી, કાળી અને વિષવાળીરે, નિશા સર્પિણી ક્રોધી કરાળીરે;
તે તો કેમે કરી નવ જાયરે, ખાવા નરપતિને તો ધાયરે. ૪૬

વીતે વાસર પણ દુખમાંહીરે, ચેન ચિતમાં ન નૃપને કાંઇરે;
રાજકાજ વિષે નથી ધ્યાનરે, બેશી એકલો રે'છે રાજાનરે. ૪૭

સૂનું સરખું તે સઘળું દેખેરે, ધ્યાન ધરતાં પ્રિયાને પેખેરે. ૪૮

સાખી.

નિશ્ચળ કરિ તન લાવિ મન, મિચ્યાં જુગલ નિજ નેણ;
દેખિ વલ્લભા તે સમે, વદે વદન નૃપ વેણ. ૪૯

રાગ દેશી.

પરી કરી હઠ પ્રાણપ્રિયા દો, પરગટ દરશન આજ;
શું કરિયે સુખ મુજને નાવી, બન્યું અઘટતું કાજ. ૫૦

વિરહવ્યથાથી પ્રાણવલ્લભા, મુજને તમે ન મારો;
ક્ષમા કરોને કૃપાદૃષ્ટિથી, એ અપરાધ અમારો. ૫૧

જેવો છું ને જેમ થયું તે, મનથી મૂકો વિસારી;
ગૌરવતા નિજ ગુણની તે નવ, તજશો તમે તમારી. ૫૨

કોપ છાંડિને કામનિ મુજ પર, દયા હવે તો લાવો;
જે સ્થળમાં હો ત્યહાંથકી તો, ઝટપટ અહિંયાં આવો. ૫૩

વદે એટલું ત્યાં મહિપતિ તે, પડિયો મુરછા ખાઈ;
વદનરૂપ જલજાત તેહપર, આવિ મ્લાનતા છાઇ. ૫૪

વિરહે વ્યાકુળ વપૂ તેહપર, ગયો જામિ પરસ્વેદ;
દોડી ચતુરિકા દાસી આવી, પામી અંતર ખેદ. ૫૫

હાલેચાલે નહીં અચેતન, પડયો દિઠો રાજંન;
જોઇ ચતુરિકા દુઃખદશા તે, કરવા લાગિ રૂદંન. ૫૬

પ્રીતે પંખો લઇ નૃપતિના, મુખપર વાયૂ ઢોળે;
મુરછા વળતાં નેત્ર ઉઘાડી, મહિપતિ મુખથી બોલે. ૫૭

કેમ આવિ તું અહીં, નથી કંઇ પડિયું તારૂં કાજ;
મુરછામાં કળ વળી તેહમાં, ભંગ કર્યો તેં આજ. ૫૮

ફરી સ્મરણ થાતામાં મુજને, શોચ થાયછે ભારી;
તેથી મુરછાતણી વિસ્મૃતી, લાગિ મને સુખકારી. ૫૯

તે સુખચંદ્ર છવાયો પાછો, સ્મરણઅભ્રની છાંયે;
દર્શન સ્વપન વિષે પણ પાશ્તો, દેશે નહિંજ જરાયે. ૬૦

વસુધાપતિએ નીજ દુઃખની, ખાણુ એમ જવ ખોલી;
ચતુર ચતુરિકા દાસી તે તવ, મંજુલ વચનો બોલી. ૬૧

મહારાજ જવ નિરાશ થઇને, ગઇ તે ગોર પછાડી;
ગગનપંથથી શકુન્તલાને, ચાલ્યું કોણ ઉપાડી? ૬૨

તેહતણો કંઇ મર્મ મને તો, સમજાતો નથી લેશ;
ચમત્કાર અદભુત છે એમાં, સંશય નહીં નરેશ. ૬૩

તવ મહિપતિ કહે ઇંદ્રભુવનની, એનિ મેનિકા માત;
નિજ પુત્રીનું દુઃખ તેહ નવ, જોઇ શકી નિજ જાત. ૬૪

માટે અંબર થકી અધર તે, ઉતરીને અહિં આવી;
સુતા લઇને સ્વર્ગપંથ તે, સ્નેહે કરી સિધાવી. ૬૫

કહે ચતુરિકા તવ ચિત ચિંતા, ધરશો તમે ન રાય;
ઇશકૃપાથી થશે સમાગમ, ધરો ધિરજ મનમાંય. ૬૬

જ્યાંહાં લગી નિજ પુત્રીકેરૂં, દેખે જનની દુઃખ;
ત્યાંહાં લગી તે સકળ પોતિકું, વ્યર્થ ગણેછે સૂખ. ૬૭

માટે જ્યારે તેહ જાણશે, સ્મૃતી તમોને આવી;
ત્યારે મેનિકા શકુન્તલાને, દેશે સહજ મેળાવી. ૬૮

રાય કહે એવૂં કયાં મારૂં, ભાગ્ય અરે ભગવાન!
કયાંહાં ભૂમિ ને કયાંહાં સ્વર્ગ? કયાં પ્રાણપ્રિયા મુજ પ્રાણ? ૬૯

અહીં રહયો છું હું મહિપર, તે રહી જઈ સુરલોક;
કેમ સમાગમ થશે કેમ આ? મટશે મુજ મનશોક. ૭૦

એમ કહીને અવનીપતિએ, અંતર ધરી ઉદાસી;
તેહથકી ઉદ્વિગ્ન થઇને, વદી ચતુરિકા દાસી. ૭૧

સુણો રાયજી વાત તમે મુજ, રખે જાણતા જુઠી;
જુઓ વિચારી મળી કેહવી, તમને આવિ અંગૂઠી. ૭૨

કયાંહાં પડી જળમાંહિ કયાંથકી? મળી કોણને આવી;
દૈવતણો એ અગમ ખેલ તે, દેશે કુણ દરસાવી. ૭૩

સુણી મુદ્રિકા પ્રત્યે બોલ્યો, નૃપ ધરિ દુઃખ દિલમાંહી;
જગતમાંહિ હું અભાગિયો ત્યમ, તૂં પણ ખરી ગણાઇ. ૭૪

પ્રાણપ્રિયાની અંગુલિએથી, જ્યારે થયો વિયોગ;
સમજૂં છૂં હું મુજ અંતરમાં, ખરા તાહરા ભોગ. ૭૫

સ્થાનકભ્રષ્ટ થઇ તું જ્યારે, પડી તેહથી ન્યારી;
તું પણ મુજપેરે મનમાંહી, શોચ પામશે ભારી. ૭૬

ફરી એહવું સ્થળ કયાં મળશે? તે તું દેખ વિચારી;
તુજ મુજ જડનો ધરે ભરોસો, પામે દુખ તે ભારી. ૭૭

## સાખી.

સુધબુધ કંઇ તનમાં નહીં, ત્યમ મનના હિણ હાલ;
બની બાવરો મુખથકી, બકે એમ મહિપાળ. ૭૮

## રાગ દેશી.

ગઈ મેનિકા નિજ પુત્રિને લઇ, ગગન માર્ગમોઝાર;
તવ કશ્યપાશ્રમમાંહિ તેને, રાખી સુંદર ઠાર. ૧

ત્યાંહાં પુત્ર પ્રગટયો તેહનૂં, ધર્યું ભરત એ અભિધાન;
શી કાંતિ તેની વરણવું, લજવાય દેખી ભાણ. ૨

સિતપક્ષમાં જ્યમ સુધાકરની, કળા વધતી જાય;
ત્યમ દિનદિને પૂરણ પ્રતાપી, પુત્ર મોટો થાય. ૩

નિજ પુત્ર નિરખી કણ્વદુહિતા, હર્ષઘેલી હોય;
સુત છાતિસરસો ચાંપતી, લોચન ભરીને જોય. ૪

તે સિંહશિશુસમ શોભતો, વનમાંહિ વિચરે બાળ;
પણ માતને વિશ્વાસ નાવે, પડે અદકી ફાળ. ૫

તેમાટે રક્ષાતણૂં બંધન, બાંધિ તેને હાથ;
ફરી મોકલે છે માત રમવા, તાપસી સંગાથ. ૬

તે દોરડામાં અનુપ ગુણ છે, લહે કોક સુજાણ;
માબાપ વણ બીજો અડે તે, તજે તુર્તજ પ્રાણ. ૭

અહિં મેનિકા કંઇ દિન પછી, ગઈ જ્યાં હતા સુરરાય;
પરગટ કર્યો અભિલાષ જે, નિજ હતો અંતરમાંય. ૮

મહારાજ નૃપ દુષ્યંતને, અહિં તેડશો જો આપ;
તો પુત્રિ મારીતણો તે શું, થશે સહુજ મિલાપ. ૯

વ્રત આચરીને કઠિણ તેણે, ગાળી નાખી દેહ.
મુજ પુત્રિકેરૂં દુઃખ મુજથી, જોયું જાય ન એહ. ૧૦

સુણી શક્રએ નિજ સારથી, માતલી જેતું નામ;
તેને તુરત આજ્ઞા કરી, જઈ પોંચવા તે ઠામ. ૧૧

વૈમાન નિજ લઇ માતલી, આવિયો ગજપુરમાંહિ;
દુષ્યંત નૃપનૂં રમ્ય મંદિર, શોભતૂં છે જ્યાંહી. ૧૨

તવ ચોપદારે રાયને જઇ, ખબર કીધી સાર;
મહારાજ! સુરપતિતણો આવ્યો, સારથી છે દ્વાર. ૧૩

સુણી મહિપતિ મન મોદ પામ્યો, તુરત તેડ્યો પાસ;
વંદન કરી દુષ્યંત નૃપને, ઉભો સુરપતિદાસ. ૧૪

સાદર પુછી તવ શક્રકેરી, કુશળ જવ મહિનાથ;
મુખથી કહેછે માતલી, આગમનકારણવાત. ૧૫

મહારાજ મુજને મોકલ્યો, તમ પાસ તો સુરરાય;
સંદેશ એવો કહાવિયો, કહું તેહ તમને હાંય. ૧૬

અમસંગ દાનવ જંગ કરવા, ધરે અધિક ઉમંગ;
છે આશ અહિં આવી તમે, રાખશો રણમાં રંગ. ૧૭

છે દુષ્ટ દાનવ સુરઅરી, બળશાળિ બહુ પરચંડ;
છો એક આપ સમર્થ કરવા, દુષ્ટદર્પનિકંદ. ૧૮

સુણિ મહિપતિ સુખ પામિયો, દુખ દિલનું નાખી દૂર;
પુલકિત થયૂં તન, મન વિષે પણ, હર્ષ જામ્યો પૂર. ૧૯

અંબર સજી તન સ્વચ્છ, અંબરપંથ નરપતિ જાય;
કમ્મર ધર્યાં હથિયાર નૃપને, ઉલટ અંગ ન માય. ૨૦

વૈમાનમાં અસવાર થઇને, ચાલિયો અવનીશ;
શોભા સકળ અતિ રમ્ય લાગે, નિરખતો દશ દીશ. ૨૧

વન, ગિરિ, સરિતપતિ, સરિત, સુંદર સરતણાજ પ્રદેશ;
અસમાનમાં ચઢિ નિરખતાં, આનંદ પામ્યો નરેશ. ૨૨

ત્યાંહાં એક નગ નજરે પડયો, તવ પૂછિયૂં પૃથ્વીશ;
આ ગિરિ કયો છે ગુપ્ત જેનૂં, ગગનમાંહી શીશ. ૨૩

કહે માતલી એ અચળનૂં છે, હેમકુટ એ નામ;
નરનાથ છે એ અદ્રિમાં, કશ્યપમુનીનું ધામ. ૨૪

## રાગ ચોપાઈ.

સુણી કશ્યપનૂં અભિધાન, રીઝયો મનમાં અધિક રાજાન;
તવ માતલિપ્રતિ મુખ વેણ, સુધાતુલ્ય વદ્યો સુખદેણ. ૨૫

રથ ગિરિભણી માતલી લીજે, જઇ મુનિતણું દર્શન કીજે;
રથગિરિભણી માતલી લાવ્યો, રાજા ઉતરી અચલમાં આવ્યો. ૨૬

તવ કણ્વસુતાનો બાળ, દીઠો રમતો ત્યાંહાં મહિપાળ;
ખેંચે સિંહણસુતના કેશ, જોઇ અચરજ પામ્યો નરેશ.

એહુ તાપસી છે સંગાથ, તેની સાંભળતો નથી વાત;
ખેંચે કેસરીસુતના દાંત, જોઇ સ્તબ્ધ ઉભો નરનાથ. ૨૮

કરે મહિપતિ મનમાં વિચાર, કોઈ કારણરૂપ એ કુમાર;
કોના કુળનો દીપક હશે એહ? મને ઉપજેછે કયમ અતિ નેહ? ૨૯

હોય પુત્ર મારો એહ જેમ, એવો આવે છે એપર પ્રેમ;
વિના પુત્રનો વિધિએ કરિયો, માટે પરસુતપર સ્નેહ ઠરિયો. ૩૦

પૂછે તાપસીને મહિપાળ, કોણ ભાગ્યશાળીનો છે બાળ;
તવ તાપસી બોલી વચંન, વાત તમને શી કહિયે રાજંન! ૩૧

એનો પાપી પિતા છે જેહ, તેણે મનથી વિસારી નેહ;
દીધો માત એનીને છેહ, સતી સાધવી નારી છે જેહ. ૩૨

તવ નૃપને થયો સંદેહ, પૂછે અંતરમાં ધરી નેહ;
એનો પાપી પ્રમાણ્ છે તાત, કહો કોણ એની છે માત? ૩૩

કહે તાપસી સુણિયે રાય, એની કણ્વસુતા છે માય;
તેને નગણા નાથે ફસાવી, તવ મેનિકા તે અહિં લાવી. ૩૪

સુણી હર્ષ પામ્યો મન રાય, રહ્યો સંશય મન ન જરાય;
લીધો પુત્રને ઉરશું લગાવી, કહે તાપસીને સમઝાવી. ૩૫

જેનું લેતાં નથી તમે નામ, તેહ પાપી ઊભો હું આ ઠામ;
મારી સાધ્વી નિર્મળ નારી, વણ વાંકે કીધી મેં ન્યારી. ૩૬

ધરી દિલમાં મહિપતિ દુઃખ, બોલ્યો તાપસીશું તે મૂખ;
મારા આવ્યાની જઇ કરો જાણ, મળે પ્રાણપ્રિયા મમ પ્રાણ. ૩૭

## રાગ-ધનાશ્રી.

રક્ષાબંધન બાળકને કર, બાંધ્યું જનેતા જેહજી;
સર્પરૂપે થઇ કરડયું ન કાંઇ, અવનીપતીને તેહજી. ૩૮

મગન થઇ મનમાં અતિ તેથી, તેહ તપસ્વી નારજી;
કણ્વસુતાનો એજ પતિ છે, એમ કર્યો નિરધારજી. ૩૯

ભેદ સમજતાં ત્યાંથકી પોતે, શીઘ્રે કરી સીધાવીજી;
મેનિકાપુત્રીને નિજ સંગાથે, તેડી તાપસી આવીજી. ૪૦

મુખ મલીન ને વસ્ત્ર મલિન છે, મેલા મેલા છે કેશજી;
પ્રાણનાથની પાસે આવી, કણ્વસુતા એવે વેશજી. ૪૧

મહિપતિનૂં જોઈ હૃદય ભરાયૂં, વચન વધૂં નવ જાયજી;
કાંઈ કર્યુ નવ પ્રાણપ્રિયાને, જઈ કરિ પડિયો પાયજી. ૪૨

શિદને લગાડો છો પાપ અમોને ? પાય પડી પ્રાણનાથજી;
એમ કહીને નૃપને ઉઠાડયો, કણ્વસુતા ધરી હાથજી. ૪૩

પૂછે પછી તવ મેનિકાપુત્રી, મુજને કહો મહારાજજી;
તે સમયે નિજ દાસીતણી સુધ, વિસારી કોણ કાજજી ! ૪૪

આજ હવે સુધ ક્યમ કરી આવી, કારણ તે સમજાવોજી;
શોચ હૃદયનો પ્રાણપતિ મુજ, સ્નેહે કરીને સમાવોજી. ૪૫

મહિપતિ કેહે મુદ્રિકા મુજને, આવી મળી આ જ્યારેજી;
પ્રાણપ્રિયા તુજ સ્મરણ થયૂં ને, શોચ થયો ઉર ભારેજી. ૪૬

તારૂણી તુજ વિરહે કરી મુજને, ઉપજયું દુઃખ અપારજી;
કાયા મારી તેની સાખ પૂરે છે, અવર કહું સું આ વારજી? ૪૭

દોષ મારો મનમાં નવ ગણુતી, વીતી સરવ વિસારજી;
કર્મસંજોગે દોહેલા દિનનો, આમ આવ્યો નિસ્તારજી. ૪૮

એવું સાંભળતાં શકુન્તલા બોલી, ઉરમાં ધરી અનુરાગજી;
નાથજી દોષ તમારો શો એમાં? હીણું અમારૂં ભાગ્યજી. ૪૯

વચન સાંભળતાં મુદિત થયો મન, તેહસમે મહિપાળજી;
દુખના ફેડીને સુખના દિવસ તે, દેખાડયા દીનદયાળજી. ૫૦

તનમાં સમાય નહીં એમ મનમાં, ઉપન્યો નૃપને હુલાસજી;
પત્ની ને પુત્ર પોતાનો લઇને, આવિયો મુનિવરપાસજી. ૫૧

પ્રેમે પ્રણામ ત્યાં અવનિપતીએ, મહામુનિવરને કીધોજી;
આશિર્વાદ પ્રસન્ન થઇને, કસ્યપઋષિએ દીધોજી. ૫૨

સકળ સુરાસુરતાતે બોલાવી, બેસાડયો નૃપને પાસજી;
પત્ની ને પુત્ર તે નિરખતાં પ્રેમે, વચન કર્યું પરકાશજી. ૫૩

કણ્વસુતા આ કુળવધુ છે ને, પુત્ર વળી તુજ જોગજી;
રાજવંશનાં રત્ન તમે છો, મળિયો ભલો સંજોગજી. ૫૪

તવ નૃપ નેહ ધરી મુનિવરશું, વચન વદ્યો કરજોડીજી;
આજ કૃપા કરી સંશય મારો, મુનિવર નાખો તોડીજી. ૫૫

તમથી અજાણ્યું કાંઇ ન સ્વામી, છે ત્રિકાળનું જ્ઞાનજી;
માટે મયા કરી મુજ મનકેરો, ટાળિયે ભ્રમ ભગવાનજી. ૫૬

કીધો ગાંધર્વવિવાહ મેં એ શું, પૂરણ આણી પ્રીતજી;
પાછળથી સ્મૃ મુજને નાવી, એ અદભૂત અતિ રીતજી. ૫૭

કોપ કરીને કાઢી મૂકી, વાત ધરી નવ કાનજી;
કટુક વચનથી કામનીકેરૂં, કીધૂં અધિક અપમાનજી. ૫૮

કેમ પ્રથમ નવ સ્મરણ થયૂં? ને, પાછળથી સુધ આવીજી;
મુનિવર આજ કૃપા કરી મુજને, કારણ કહો સમજાવીજી. ૫૯

હાસ્ય કરી તવ મુનિવર વદિયા, "માત મેનિકા આવીજી;
કણ્વસુતા તુજ કામની તેને, ચાલી અધર ઉઠાવીજી. ૬૦

તેહ સમે મેં કારણ પરખ્યું, ઉરમાં ધરીને ધ્યાનજી;
દુર્વાસકેરા શાપથકી ભ્રમ. તુજને થયો રાજાનજી. ૬૧

તેહ શાપ સુણિયો સખીએ પણ, કીધી ન કોને જાણજી;
મુનિવર કહે આ મુદ્રિકા જોશે, આવશે સુધ નિરવાણજી. ૬૨

એહ પ્રકારે મુદ્રિકા જોતાં, સ્મરણ થયૂં મહિપાળજી;
શોચ એનો મનમાં નવ ધરતો, ભાગી સકળ ભ્રમજાળજી. ૬૩

દોષ નથી તુજ નરપતિ એમાં, એજ નિશ્ચે કરિ જાણજી;
પત્નિ ને પુત્ર પોતાનો લઇને, પ્રેમથી કર તૂં પ્રયાણજી. ૬૪

સુરપતિએ તુજને હતો તેડ્યો, એજ માટે નરનાથજી;
અવિચળ રાજ કરો જઈ શીઘ્રે, સુખના સમાજ સંગાથજી. ૬૫

કસ્યપકેરાં વચન સાંભળતાં, ભૂપતિ ગુણભંડારજી;
મુનિપદપંકજ નમન કરીને, બેઠો વિમાનમોઝારજી. ૬૬

કણ્વસુતા ને ભરત સંગાથે, આવિયો તે નિજ ધામજી:
ધરણીપતિ મન મગન થયો છે, સફળ થયાં સહુ કામજી. ૬૭

ભાવથકી ભેટયો ભામની નિજને, મટિયો વિરહસંતાપજી;
સંજોગસુખનો સાગર ઉલટે, હર્ષ પામ્યો તે અમાપજી. ૬૮

નિતનિત સુખ ને પ્રીત પરસ્પર, ક્ષણક્ષણ વધતી જાયજી;
આનંદમાં નાશવાસર કયારે, વીતેછે તે ન જણાયજી. ૬૯

ભાગ્ય ભળ્યૂં એમ ભૂપતિકેરૂં, દુઃખ થયાં સહુ દૂરજી:
રાજ્ય ચલાવે મહિપતિ ન્યાયે, પામી પ્રજા સુખ પૂરજી. ૭૦

નૃપસુખ દેખી પ્રજાજન મનમાં, અધિક થયા સહુ રાજીજી;
આનંદ, મંગળ, ઉત્સવ પુરમાં, ઘરઘર નોબત વાજીજી. ૭૧

વેરીવિજોગ મટે થઇ હાવાં, કણ્વસુતા પટરાણીજી;
રસિક કથા એ આદી પરવની, કવિજન મુખથી વખાણીજી. ૭૨

તાપીતટપર સુંદર શોભે, સૂર્યપુરી વિખ્યાતજી;
તેહતણો વાસી કવિજન છે, વાડવ નાગર ન્યાતજી. ૭૩

સંવત શશિ, ગુણ, નિધિ, રવિ કેરો, ઉત્તમ કાર્તિક માસજી;
શુકલપક્ષ દ્વિતીયા બુધવારે, પૂર્ણ કર્યો ઇતિહાસજી. ૭૪

શ્રોતાજન સુણતાં સુખ પામે, રસમય એ આખ્યાનજી :
પ્રેમ, પરાક્રમ, ચાતુરી વાધે, ત્રૂઠે શ્રી ભગવાનજી. ૭૫

વલણ.

ત્રૂઠે શ્રી ભગવાન એવો, કથાનો મહિમાયરે;
શ્રોતાજન સહુ સ્નેહથી બોલો, જેજે શ્રી જગરાયરે.

---

ગ્રંથાર્પણ.

હરિગીત છંદ.

જે પાત્રવણ અર્પણ કરે તે, વ્યર્થ સઘળું જાય છે;
નવ લાભ લેશ પમાય, વાનીમાં હવન જ્યમ થાયછે.
પણ પાત્ર પુનિત વિચારિને, આ ગ્રંથ પ્રીતિરસે ભર્યો;
મુજ મિત્ર ગીગાભાઈ સુત, હરિદાસને અર્પણ કર્યો.

મિશ્ર.

---

## સુભદ્રાહરણ.

કવિત.

ધર્મબંધુ દ્વારિકા ત્રિદંડિતતણો વેશ ધરી,
ગયો એક વાર કર્યો મઠમાં ઉતારો છે;
સાધવા સુભદ્રારૂપ સિદ્ધિ નીજ સૂખકાજ,
બેઠો મૌન ધરી જેમ બગકેરો ધારો છે;
નગ્રજન આવી સહૂ ચરણકમળ નમે,
જાણ્યું બળરામે જોગીરાજ કોઈ સારો છે;
પધારજો મહારાજ ભિક્ષાકેરેકાજ કહ્યું,
લહ્યું ન અનંતે યોગી છલ રચનારો છે. ૧

પૂજન કરીને જોગીરાજતણું પ્રેમથકી,
જમવા બેસાડયા ત્યહાં કેવા ખેલ થાય છે;
અગ્રજની પાસ આવી યતીદર્શનકાજ,
બેઠી છે સુભદ્રા જોઈ જોગી ગભરાય છે;
માધવ હસે છે પણ રામ તો ન દેખે તેમ,
યતીકરમાંથી કોળિયો તે પડિ જાય છે;
મથે મનમથ મન ભોજન તે કેમ ભાવે,
ફરતું તિમિર બાર ગાઉ જયાં જણાય છે. ૨

રૂપ ને લાવણ્યકેરી [illegible] ઉર આણી યોગી,
આકુળ વ્યાકુળ થાય સુભદ્રા જોઇને;
ઘૃતમાં લવણ નાખે, ખીરમાં કાંકરા તેમ,
દૂધમાં લીંબુ નિચોવે રહ્યું મન મોહિને;
જાણે બળદેવ ધન્ય જોગીરાજ મલ્યા જેને,
સ્વાદ તો ન મળે એવો દીઠો નહીં કોઇને;
પણ યતિરાજ એક અધરરસની આશે,
તુચ્છ તો ગણે છે ખટરસ ભાન ખોઇને. ૩

મુનિએ ધર્યું છે ખરેખરૂં મુખ મુનીવ્રત,
ત્યારે વાત સમજાવે નેણતણી સાનમાં;
જાણે છે જરૂર જોગી જીવમાં જે રામસાથ,
કપરૂં કપટ કરી પડવું મેદાનમાં;
ભીમનો અનુજ ભય પામે ઘટભીતર તે,
આજ લાજ જાય રખે ત્રિયાતણા તાનમાં;
પણ જો ધર્યો આ યતિવેશ ભજવું ન પુરો,
તો તો જગમાંહિ ખાલી ખપું હું નાદાનમાં. ૪

સમજી સુભદ્રા નથી સન્યાસી એ રાજપુત્ર,
અરે ! વિશ્વપતિ વર એજ મને આપજે;
માગે યોગીરાજ મધુસૂદન મુરારિ મુજ,
મનના મનોરથ તું પૂરી કષ્ટ કાપજે;

રેવતીરમણ કહે મનમાં અનુજા મુજ,
દુર્યોધનને તારો પતિ કરી થાપજે:
રાધિકારમણ સમજાવે મિત્ર નીજને, જે,
લાગ જોઈ કાર્ય સાધી મારગ તું માપજે. ૫

પ્રભૂ અનુકૂલ તેમ પર્વ અનુકૂલ થયું,
આવી શિવરાત્રી અર્થ યતિકેરો સારવા;
રેવતાચલનીપર નગરનિવાસી સર્વે,
ચાલ્યા શિવદર્શનને પાપ તો નિવારવા;
હય, ગજ, રથ, શિબિકાપર સવાર થયા,
શોભે સૈન્યસાથ લોકથોક તેમ ધારવા;
દિવ્ય રથમાંહિ છે સુભદ્રા સખીજન સાથ,
યતિવરકેરા ઉર હર્ષને વધારવા. ૬

કરમાં ધનુષ બાણ ધરીને ત્રિદંડિ ઉભો,
અંતરમાં રહિ અતુલિત જેને હામ છે;
સુભટશિરોમણી અનેક જેની સામે આવી,
યુદ્ધમાં ન ફાવ્યા તવ નાઠા મુકી મામ છે;
શંકર સમાન મુખ વીરતા વખાણે જેની,
ગાંડિવ ધનુષધર નર એજ નામ છે;
સાયુજ્યતાકેરી આશ મળે ન લગાર એને,
સિધ્ધિ જે સુભદ્રારૂપ તેજ સાથ કામ છે.

પારવતીપતિતણું પૂજન કરિને જેવી,
પાછી ફરી સુભદ્રા તે સખીઓ સંગાથ છે;
ધસીને અગાડી, લાજ લોકતણી છાંડી,
દીધી રથમાં બેસાડી હાથ ધરી નીજ હાથ છે;
હાં હાં કરતા હજાર જન બૂમ પાડે તોય,
સન્યાસી ચઢીને બેઠો રથમાંહી સાથ છે:
દૂર રહો દૂર પાસ આવતાં પલકમાંહિ,
પ્રાણ નીજ ખોશો બોલ્યો ભીમતણો ભ્રાત છે.

હું છું અરજુન સિંહ, શિયાળ તમે છો સર્વ.
જાગ્યો [illegible] ભાગો નથિ કોઇથી હું ડરતો;
કહી એમ હાંક્યો રથ પૂર વેગમાંહી તેણે,
ગજપૂર ભણી અંગમાં ઉમંગ ધરતો;
લોક બૂમ પાડે જેમ વનમાં વણિક સાથે.
સપડાયે વ્હોર વ્યર્થ રહે મુખ કરતો;
ચાલ્યો અરજુન જેમ, ગજની પછાડી શ્વાન
ભસે છે હજાર તુચ્છ જાણી નથી ઠરતો.

અરજુન સુભદ્રા કેરી જોડી કેવી શોભે જેવા,
રોહિણીસુધાકરની જોડી વખણાય છે;
અથવા તો રવિ ને રનાદે દિવ્ય રથમાંહી,
બેઠાં તે ગગનપથ જેમ ચાલ્યાં જાય છે;
શકે શિવપારવતીકેરી જોડ જગતીમાં,
કૈલાસથી ઊતરી એ ઉપમા અપાય છે;
ઇંદ્ર ને શચી સમાન જાણુંછું બની છે જોડ,
કોડે નિરખવા કેનાં મન ન લોભાય છે. ૧૦

ચાલ્યું ભટકટક તે કરતું કોલાહલ જે,
કન્યા હરી ગયો ચોર કપટકુઠાર જે;
વાટે બળદેવ સમાચાર સુણી કોપ્યા જેમ,
પર્વસમે પામે ક્ષોભ પયોધી અપાર તે;
સંધ્યાસમે શરદનો અભ્રરંગ ઝંખવાય,
એવી બની રામની વદનશોભા સાર છે;
શકે રૌદ્રરસ રૂપ પ્રગટ ધરીને ઉભો,
થયાં ભયભીત નિરખતાં નરનાર જે. ૧૧

બોલે બલદેવ ગુરૂ વંચક ગયો એ કયહાં,
બગવેશધારી ખલ છલ રચનાર જે;
આજ હલધર હરિકોપરૂપ અનલને,
ઉસકેરી હવે જઈ કયહાં બચનાર છે;

ક્યહાં મુજ રથ, હળ, મુસલ, કવચ કયહાં,
નથિ નથિ કામ, કરશસ્ત્ર આ તૈયાર છે;
અરે કુંતિપુત્ર કન્યારૂપ એજ કાચો પારો.
જોઉં છું તને જે આજ કેવો પચનાર છે. ૧૨

જાણી બલદેવકોપદાવાનલ પ્રગટયો છે,
શાંતિ કરવાને મેઘશ્યામ ત્યાં પધારિયા;
હળવેજ આવી શિર નામી ગુરૂ ભ્રાતપદ,
કોમળ, મધુર, નમ્ર વચન ઉચ્ચારિયાં;
જેમ સુતકાજ માતા વીનવે પતિને તેમ,
સમજાવી રોષ, દ્વેષ સકલ નિવારિયા;
પળે પલમાંહિ દૂર કોપજ્વર એવાં વેણુ,
ઔષધ રૂપીયાં તેના ઘટમાં ઉતારિયાં. ૧૩

હસિ હલધર કહે સમજ્યો સમજ્યો ભાઇ,
જઇ તેડી લાવો વધુવરને વરાવિયે;
આતુર અધિક છું અનુજાનું વદન જોવા,
અર્જુનને આણો લગ્નદિન તો ઠરાવિયે;
ડરી નવ આવે સમ દઇ મુજ સમજાવો,
કહો શૂર થઇ મન શંક ન ધરાવિયે;
મોકલો ભૂષણ, વસ્ત્ર, રત્ન, હાર, દાસદાસી,
ચાલો શીઘ્ર સકળ તૈયારી તો કરાવિયે. ૧૪

અર્જુન સુભદ્રા એમ કૃષ્ણની કૃપાએ કરી,
વર્યાં પૂર્ણ પ્રેમ સાથ વેદનાં વિધાનથી;
વિપ્ર, ભાટ, ચારણ તે આશીશ અનેક આપે,
માનુની મંગળ ગાય ભલી વિધિ ગાનથી;
વાજિંત્ર અનેક ત્યાંહાં આનંદનાં વાજી રહ્યાં,
દેવવૃંદ શોભા તે નિહાળે આસમાનથી;
જુગતી બંધાય જોડ તેમાં કૃષ્ણદેવ રાજી,
શોધતાં મળે છે સાર એજ આ આખ્યાનથી. ૧૫

તાપીતટપર સૂર્યપુરી નામ નગરી છે,
વિપ્ર સવિતાનો તેહ ઠામ તો નિવાસ છે;
જ્યહાં શિવાનંદ શિવભક્ત કવીરાજ થયા,
તેહનાં ચરણતણા દાસકેરો દાસ છે:
વળી ભદ્રશંકર સમાન નીપજ્યાં જ્યાં રત્ન,
તૃણતુલ્ય બુદ્ધિ એવા પંડિતની પાસ છે;
વિધમાન રસિકસુજાણ જે તાપીપ્રસાદ,
તેહના પ્રસાદતણી મુજ મન આશ છે. ૧૬

દોહરો.

વિદ્વજજનપદ પ્રેમથી, કરી વંદન આ વાર;
રચ્યો સુભદ્રાહરણનો, સવિતાએ શુભ સાર. ૧૭

---

## मित्र अने मित्रता.*

### મંગળાચરણ.

### ત્રિભંગી.

જય અશરણશરણી, અભરાભરણી, કરૂણાકરણી, દુખહરણી;
જય અમૃતઝરણી, આયુધધરણી, તારણતરણી, સુરવરણી;
જય જય ગિરિનંદનિ, દુષ્ટનિકંદનિ, ખળમદખંડનિ, જગમાતા;
કર આનંદનિરંજનિ, ભવભયભંજનિ, જનમનરંજનિ, સુખશાતા. ૧

* મોરબીવાળા પ્રસિદ્ધ શીઘ્ર કવિ શંકરલાલ જેમણે નીચે જણાવેલો સંસ્કૃત પત્ર મારાપર હું મુંબઈથી વડોદરે નોકરીના સબબથી ગયલો ત્યારે લખેલો તેમના ઉપર તથા મારા બીજા મિત્રો ઉપર લખેલા પત્રોમાંની કવિતાનો એ વિષયમાં સંગ્રહ કરવામાં આવ્યો છે.

श्लोक : ये सौजन्यसुधाब्धय : सुकवितारत्नैकरत्नाकरा ये सौशील्यनयार्जवप्रणयिताक्रीडानिकुंजाश्च ये ये श्रीशैलसु-

## ૧ મિત્રલક્ષણ.

નીતિજ્ઞ, ધર્મરત, આસ્તિક બુદ્ધિ ભારી, વિદ્યાદિ સદ્‌ગુણવડે કીર્ત્તિ સારી;
એવો મળે ચતુર ને ગુણિ મિત્ર જેને, ત્યારે રહે શિ જગમાં પછિ ન્યૂન તેને. ૨

નગધર છંદ.

વિપત્તિકાળે નવ વેગળા ખસે, સમીપમાં પ્રીતથકી સદા વસે;
દિઠાથિ જેને દિલદુઃખ તો ટળે, સુમિત્ર એવા વિરલા જગે મળે. ૩

સવૈયો.

આપણનાં દુખથી દુખિ થાય, વળી સુખ જોઈ ઉરે હરખાયે,
સંકટમાંહિ રહે નિત સંગ, કરે કંઈ કોટિ પ્રકાર ઉપાયે;
સ્વારથ એક સનેહતણો શુભ, અંતર આશ ન અન્ય જરાયે,
તેહ સુમિત્ર પવિત્ર સદા, ધરણીતલમાં અતિ ધન્ય ગણાયે. ૪

---

ताह्दीशचरणांभोजैकमग्नाशया वाङ्माधुर्यवशीकृताखिलसुहृच्चेतो मिलिंदाश्च ये ॥१॥ गणपतिनारायणसुत । सवितानारायणेषुविद्वत्सु॥ तेषुप्रणामकुसुमां । जलयोविलसंतुमेशतश : ॥२॥ कुशलं करूणासुधांबुधे : करूणालोकनतोमहेशितु : ॥ ममतद्भवतामहर्निशंभवतामित्वहमर्थयेशिवं॥३॥ भवतांदलदूतआगतः । प्रियमित्रंहरजीवनंप्रति॥ विदितंततएवतावकं। शुभवृत्तांतमिहातिहर्षदं ॥४॥ पुनरपिदलदूत : प्रेषणीयोभवद्भिर्मृदुलतरसुशब्दालंकृत : प्रेमसिंधो । कविवरवयमेतेयेनयुष्मद्वियोगप्रभवमतुलदुःखंविस्मारिष्यामआशु ॥५॥ हेसन्मित्रभवत्समागमसुधासिंधौमहाहर्षदे। नानासद्गुणरत्नराजिरूचिरेनिःशेषतापपहे। अस्माच्चित्तमतंगजाप्रियसखेदुष्माद्वियोगातपक्लांत : क्रीडितुमिच्छातिप्रतिदिनंप्रेमामृताभोनिधे ॥६॥ दयामृतमयात्माश्रीपार्वतीप्राणवल्लभ : ॥ विधास्यात्सखेस्माकं । युष्माभि :सहसंगमम् ॥७॥

विद्वान्स : शतशोल्संतिकवय : संत्येवसर्वत्रवा । सन्मित्राणि च संतिसंतिसुहृदोनेकेत्र भूमंडले ॥ हे सन्मित्रतथापितावकवियोगाग्निप्रदग्धस्यमे। युष्मदागमृतंविनानसुखदंकिंचिद्वरीवर्त्तते ॥८॥

### કાવ્ય છંદ.

"મિત્રતણૂં દુખ જોઇ, જેનું દિલ તે ન દુખાયે;
તેનૂં જોતાં વદન; ભારિ પાતક તો થાયે. ૫

પર્વતસમ નિજ દુઃખ, તેહ રજ સમ કરિ જાણે;
મિત્રદુઃખ રજસમૂં, મેરૂસમ જેહ પ્રમાણે. ૬

આપત્કાળે આપ, સ્નેહ શતગુણુ જે રાખે;
સત્ય મિત્રગુણુ એહ, જાણવા તે શ્રુતિસાખે." ૭

## ૨ મિત્રવિયોગ.

### ઝૂલના.

પ્રેમના પારખૂ મિત્ર તુજ સ્મરણથી, આજ અકળાય મન અધિક મારૂં;
થાય ઘટ પ્રગટ અભિલાખ દર્શનતણો, તેથકી અત્તર સહુ લાગે ખારૂં;
સ્નેહસરિતા વહે સ્વચ્છ તવ અંતરે, કેમ તુજ સ્નેહ સજ્જન વિસારૂં;
રત્નચિંતામણીથી હું તુજને અધિક, મિત્રચિંતામણી શ્રેષ્ટ ધારૂં. ૮

### સવૈયા.

મોહનલાલ મળે બહુ મારગ, અમૃતલાલ મળે અથડાતા;
છોટમલાલ દિસે છતમાં કદિ, જીવનલાલ મળે બહુ જાતા;
સૂરજલાલ સહસ્ત્ર મળે, પણ ફોકટ છે સહુ લાલ લખાતા;
શંકરલાલ સમાન બિજો નથિ, લાલ ઘડયો વિધિ તેં ગુણજ્ઞાતા. ૯

### આર્ય-ગીતિ.

પ્રિયજન વિયોગરૂપી, વર્ષારૂતુ આ અભાગિયો આવ્યો;
અધિક ઉદાસીકેરાં, અભ્રોને સંગ તેહ તો લાવ્યો. ૧૦

તેણે મુજ મનરૂપી, નભના આનંદરૂપ જે ભાણ;
તેને ઢાંકી નાખ્યો, તેથી વ્યાપી રહયું તિમિર જાણ. ૧૧

સુખદ સુમિત્રસમાગમ, તે રૂપી આવશે શરદ જ્યારે;
દિલનૂં દુઃખ સરવ તે, મટશે મુજ નિશ્ચે કરી ત્યારે. ૧૨

### દોહરા.

પ્રીત પૂર્વના પુણ્યથી, બંધાઇ તમ સાથ;
તેહ નિભાવો સર્વદા, વિશ્વ સકલનો નાથ. ૧૩

સ્વારથિયા સ્નેહી અહીં, આવે મળી હજાર :
સાચા સ્નેહી તમ સમા, તે દુર્લભ સંસાર. ૧૪

### સવૈયા.

ધામ દિયે ધરતીતલમાં ધન તેમ દિયે કદિ જો સુખદાતા,
ભોજન, વસ્ત્ર દિયે ભલિભાંત તથા વળિ વાહન જે વખણાતાં;
સાધન અન્ય દિયે સુખનાં અનુકૂળ થઇ કદિ એમ વિધાતા,
દૂર વસે દિલનો દિલદાર વળે પછિ કેમ કહો દિલ શાતા. ૧૫

### આર્યા–ગીતિ.

મનકેરા સ્વામીના, તાતતણા અરિતણો પિતા જેહ;
તે છે રાશી જેની, તે વિસરે કેમ આપનો સ્નેહ. ૧૬

### દોહરા.

ચંદ્રતણાં દર્શન વિના, ચકોર દુખિયું થાય;
તેમ પત્રદર્શન વિના, મુજ મન મિત્ર પિડાય. ૧૭

સજ્જનતણા વિજોગથી, ઉપજે જેહ વ્યથાય;
તે જાણે મન માહરૂં, અવરથકી ન કળાય. ૧૮

સ્નેહરૂપ માધ્વતણું, ઘટમાં ચઢતાં ઘેન;
તનમનભાન ભુલાય ને, પલક પડે નવ ચેન. ૧૯

### કવિત.

ભ્રમણ કરે છે રોજ, મનથી વિસારી મોજ,
પળભર પણ નથી ઝંપતો સદનમાં;
પંગુ એક સારથી અરૂણ જેના હયસમ,
વેગ તે જરૂર નથી દિસતો પવનમાં;
તેને જોડી રથે મિત્ર, મિત્રતણા શોધકાજ,
જાણું છઊં ભટકે છે આતુર ગગનમાં;

જુઓ પ્રીયજનના વિયોગરૂપ વન્હિથકી,
તમ કેવો રહે છે તરણી નેહ તનમાં. ૨૦

### દોહરા.

મિત્ર પ્રતાપી માહરા, મનકેરા વિશ્રામ ;
સ્નેહ તમારો સાંભરે, મુજને આઠે જામ. ૨૧
સજ્જનતા જે તમતણી, તે ન વખાણી જાય,
દર્શન કરવા તમતણૂં, મન મુજ આતુર થાય. ૨૨
મોજશોખ તમવણ નહી, મુજને ગમે લગાર ;
શોક સમાવી મન વિષે, રહું બેશી આ ઠાર. ૨૩
અંતરનૂં દુખ અવરને, તેહ કહયૂં કેમ જાય?
તેમ સમાલી રાખતાં, મનડું બહુ મુંઝાય. ૨૪
કામ સુઝે નહી મુજને, ખાવા ધાયે ધામ ;
નામ ચેન પડતૂં નથી, મિત્રવિના આ ઠામ. ૨૫
જ્યારે પામિશ તમતણૂં, દર્શન મારા વીર ;
તે અવસર સુખથી થશે, શીતળ મૂજ શરીર. ૨૬

## ૩ મિત્રપત્ર.

### વસંતતિલકા છંદ.

રે પત્ર હંસ શુભ ચોઘડિયે તું આવ્યો,
તેથી મને અધિક અંતરમાંહિ ભાવ્યો ;
ભાળિ સુવર્ણયુત શોભિત દેહ તારો,
ઝાઝો થયો મુદિત આ મનહંસ મારો. ૨૭

### કવિત.

નથિ પ્રિયજનપત્ર પણ મિત્રમનતણો,
પ્રેમ દરસાવનાર દર્પણ આ જાણુંછું ;
કાં તો તેનાં ઉરસિંહાસને જે બિરાજમાન,
પ્રીતિરૂપ દેવી તેનો દૂત આ પિછાણુંછું ;

કાં તો તેના વિજોગની વેદના મટાડે એવી,
સુંદર ઔષધીરૂપ અંતરમાં આણું છું;
અથવા તો ચક્ષુરૂપ ખંજનને ખેલવાની,
ચારૂ રંગભૂમિરૂપ ચિત્તમાં પ્રમાણું છું. ૨૮

### દોહરો.

હસવા કે કસવા લખે, ચઢશે મને ન રીશ;
મિત્રતણાં કડવાં વચન, મધથી મિષ્ટ ગણીશ. ૨૯

### હરિણપ્લુત.

સમજો ફરી પત્ર મને તમે, પરમ સજ્જન મિત્ર કૃપા કરી;
મુજ વ્યાકુળ અંતર જેથકી, સહજ જાય વ્યથા સહુ વીસરી ૩૦

## ૪ મિત્રપ્રશંસા.

### સવૈયો.

શ્રી માહેશ્વરસુત શુભ પંડિત સદવિદ્યાનિધિ શંકરલાલ,
પરમ ધર્મપાલક ધીમંતા, મુખ પ્રસન્ન જેનું સહુ કાલ;
સુંદર કવિતારૂપ સરોવર તેહતણા જે હંસ પ્રમાણ,
કરૂણાનિધિ કિરતાર કૃપા કરી, કરો સદા તેનું કલ્યાણ. ૩૧

### કવિત્ત.

મનમાનસરોવર જેનું સ્નેહરૂપ સુધા,
તેથકી ભરેલ પરિપૂર્ણ આઠ જામ છે;
પારવતીપતિપદપંકજ વિષે તે જેની,
ચિત્તવૃત્તિરૂપ ભ્રમરીએ કર્યું ધામ છે;
પરમ પવિત્ર જેની વાણીરૂપ સુંદરીએ,
સજ્યાં નીતિરૂપ શુચી વસ્ત્ર અભિરામ છે;
એવા ગુણવાન મિત્ર શંકરલાલને મુજ,
વિનય સહિત વારવાર તો પ્રણામ છે. ૩૨

## પ્રિયાનો વિલાપ.

### ગરબી.

ક્યારે દઇશ તું દરશનદાનરે, મારા રસિક સનેહી;
તારા ગુણલાનું શું કરૂં ગાનરે, મારા રસિક સનેહી-ટેક

પ્રીત અપૂરવ તાહરી રે, ક્ષણક્ષણ આવેછે યાદ;
મૃદુ મધુરાં વચનોતણો, મને શિદને ચખાડયો તેં સ્વાદરે;
મારા રસિક સનેહી. ૧

સુંદર વદન સોહામણું રે, મનહર મદન સમાન;
તેનું નિરંતર અંતરે, મને લાગી રહયું છે ધ્યાન રે.
મારા રસિક સનેહી. ૨

સ્નેહનું સ્મરણ થતાં મનેરે, ઉપજે છે દુઃખ અપાર;
મનના મેળાપી તેતણો, ક્યાંહાં જઇને કરૂં પોકારરે.
મારા રસિક સનેહી. ૩

તુજ વિરહે મુજ લોચનેરે, રેછે જલ ગંભીર;
મીન વસે છે નીરમાં, આ તો મીનમાં રે છે નીરરે.
મારા રસિક સનેહી. ૪

પત્ર લખૂં પ્રીય પ્રેમથીરે, હોય જો તું પરદેશ;
નિશદિન મુજ મનમાં વસે, તેને મોકલું શો સંદેશરે?
મારા રસિક સનેહી. ૫

મન તને મળવાને ચાહેછેરે, મુખડું જોવા વળિ નેણ;
સુણવા આતુર મુજ કર્ણ છે, વ્હાલા સુખકર તારાં વેણરે.
મારા રસિક સનેહી. ૬

સજ્જન મન નવ જાણતોરે, થયો કદી દૂર વાસ;
દેહ રહે શત જોજને, પણ પ્રાણ મારા તુજ પાસરે.
મારા રસિક સનેહી. ૭

તું તારા મનપર થકીરે, કરજે મુજ મનતોલ;
ચતુરશિરોમણી તુજને, કહું મુખથી શું ઝાઝા બોલરે.
મારા રસિક સનેહી. ૮

અવધ વીતે કેમ નાવિયોરે, પ્રાણતણા આધાર;
મનના મોહન દીન દાસીનું, દુખ દિલમાં તું કંઇક વિચારરે
મારા રસિક સનેહી. ૯

## પ્રેમપ્રશંસા

### દેશી.

પ્રેમપંથતણી બલિહારી, કેમ વરણી શકે વાણી મારી;
જેનો મુનિજન મર્મ ન જાણે, તેને પ્રાકૃત જન શું વખાણે. ૧

એમાં શુકજી ને શિવજીસરખા, પ્રેમરસના ભોગી નવ નરખ્યા;
બીજા પ્રેમની વાતો બકે છે, છોને છાકે તે જન તો છકેછે. ૨

જેણે પ્રેમઅમીરસ ચાખ્યો, તેણે સ્વાદ મુખે નવ ભાખ્યો;
કેમ મુખથી તે વરણી શકાય, કરે કવિજન કોટી ઉપાય. ૩

એવો પ્રેમતણો મહિમાય. પૂરાં પુણ્યવિના ન પમાય;
જે કો પ્રેમનો મર્મ તે બૂજે, તેને વસ્તુ તે ઘટમાં સૂઝે. ૪

કહું પ્રેમને મુખથકી કેવો, નથી ઉપમા કો આપવા જેવો;
ભિન્નભિન્ન રૂપે જેહ ભાસે, તેને ગુણિજન ગ્રંથે શું ગાશે. ૫

લીલા પ્રેમતણી અતિ ન્યારી, જેમાં ભેદ રહયા છે ભારી;
ઘડી એકમાં જેહ હસાવે, ઘડી એકમાં પાછો રડાવે. ૬

ઘડિ એકમાં નાચ નચાવે, ઘડિ એકમાં વેર લે દાવે;
એવા અકલિત છે જેના રંગ, તેને નિરખી થયોછું દંગ. ૭

જેને લાગ્યાંછે પ્રેમનાં બાણ, તેના પળમાં વીંધાયાછે પ્રાણ;
નથી લાગ્યું તેથી લેશ દુઃખ, એનાં દુખમાં મનાયુંછે સુખ. ૮

જ્યાંહાં પ્રેમ ત્યાં મરવું છે સારૂં, નથી પ્રેમ ત્યાં જીવવું નઠારૂં;
પ્રેમ વિખનો પ્યાલો જેણે પીધો, તેણે મનખો સફળ નીજ કીધો. ૯

જેનો પ્રેમ લાગ્યો જેહ ઠામ, તેનું ચિત ત્યાં ઠર્યું આઠજામ;
ભૂલ્યા અવર સરવ તેહ કામ, પણ મૂકી ન મનથી મામ. ૧૦

એવો પ્રેમ પ્રભૂપર લાગે, તેનાં ભવનાં તે દુખડાં ભાગે;
તીવ્ર વૈરાગ્ય ઉરમાંહિ જાગે, હરિ હીરો તેને હાથ લાગે. ૧૧

# અંગ ૪ થું.

## સ્વદેશકલ્યાણાર્થ ઉપદેશ.

### સ્વદેશાભિમાનીનો શોચ.

મંગળાચરણ.

દોહરા.

આદ નિરંજન જે ધણી, જગ પેદા કરનાર;
એવો અવિનાશી પ્રભૂ, વંદૂં હૂં આ વાર. ૧.

દુનિયામાં જનને સદા, શુભ મતિનો દેનાર;
એવો અવિનાશી પ્રભૂ, વંદૂં હૂં આ વાર. ૨.

(હરિગીત.)

તૂં વિશ્વકર્ત્તા, વિશ્વહર્ત્તા, વિશ્વપાલનકારિ છે,
જગદીશ, જગસુખકાર, જગજીવંન, જુગદાધારિ છે;
શુભ દે મતી, સહુને સદા, તુજપાસ માગૂંછૂં હવે,
દેશીજનો અટકે કંઈ, જ્હેમાંથકી દુખિયા થવે. ૩.

કુંડળિયા.

ગૌરીનંદન ગણપતી, ભવભયભંજન દેવ;
સુરનર મુનિ જેની કરે, પ્રિતે નિરંતર સેવ;
પ્રિતે નિરંતર સેવ, કરે મંગલકર જાણી;
સકલ કવીજન સદા, ગાય જશ પ્રથમ વખાણી;
કહે સવિતો કરજોડ, સમર તે વિધ્નનિકંદન;
પૂર્ણ મનોરથ કરે, ગણપતી ગૌરીનંદન. ૪

ભવભયભંજનિ ભારતી, કરૂં નમન કરજોડ;
વીણા પુસ્તકધારિણી, પુરે ભક્તનાં કોડ;
પુરે ભક્તનાં કોડ, ખોડ ખળતણી ભુલાવે;
કષ્ટહરણિ સુખકરણિ, ત્રિવિધ ભવતાપ સમાવે;
કહે સવિતો કરજોડ, સમર મન આદનિરંજનિ;
દિયે વાણિરસ સદા, ભારતી ભવભયભંજનિ. ૫.

જય જગપાલ દયાળ તૂં, જગકર્ત્તા જગરાજ;
સકલ હિંદુની આ સમે, ઊંધ ઉરાડી આજ;
ઊંધ ઉરાડી આજ, આપ દેવા સદબુદ્ધિ;
છેક વીસરી ગયા, જેહ તનમનની શુદ્ધિ;
કહે સવિતો કરજોડ, ટાળ દુર્દશાતણૂં ભય;
પળે ઘોર અજ્ઞાન, ભળે જગપાળ રૂડો જય. ૬.

યશના ડંકા વાજતા, રાત્રપદિવસ જે દ્વાર;
તેહ ધરા વિધવા થઇ, આ અવસર નિરધાર;
આ અવસર નિરધાર, નરોપર નૂર ન ભાસે;
આખર કો દી ખરે, અવસ્થા હીણી થાશે;
કહે સવિતો કરજોડ, ધરો નવ મનમાં શંકા;
આજ ધરાપર ખરા, વાજતા યશના ડંકા. ૭.

આજે શોભા અસલની, કહાં તુજ હિંદુસ્તાન?
અધિક હર્ષનાં કયાં ગયાં, વાજિત્રોનાં તાન;
વાજિત્રોનાં તાન, અસ્ત પામ્યાં આ વારે;
ગઇ ગૂજરી વાત, કોણ હમણા સંભારે;
કહે સવિતો કરજોડ, કોણ વિરલો દિલ દાઝે;
હીણ હાલ તુજ થયા, ગઇ શોભા શુભ આજે. ૮.

તારા તનુજો રેહતા, રંગમાંહિં ગુલતાન;
નવેખંડમાં તેમનૂં, અધિક હતૂં સનમાન;
અધિક હતૂં સનમાન, માન આજે સહુ ખોયૂં;
દાઢ રાખિ દિલમાંહિ, પાણિ પરલોકે જોયૂં;

કહે સવિતો કરજોડ, હાલ બહુ થયા નઠારા;
દાસપણું ભોગવે, કુલિન આ તનુજો ત્હારા.

ગત અવસરની વારતા, સંભારે દુઃખ થાય;
કાળજ ફાટે આપણું, એ દુઃખ કેમ ખમાય;
એ દુઃખ કેમ ખમાય, જન્મપીડિત થઇ મરવું;
દાસપણું કરિ ધિઃક, આપણે પેટજ ભરવું;
કહે સવિતો કરજોડ, ખોડ એ નહીં અવરની;
યાદ કરો અંતરે, વારતા ગત અવસરની. ૧૦.

ભોગવિ ભારી અવદશા, તેનું નથિ કંઇ ભાન;
ભર્ત્તખંડની લક્ષ્મિએ, ઉપજાવ્યૂં અતિ તાન;
ઉપજાવ્યૂં અતિ તાન, ધ્યાન તેપર નવ દીધૂં;
પરદેશી નૃપતણું, ચિત્ત આકર્ષી લીધૂં;
કહે સવિતો કરજોડ, એજ મુળ જુઓ વિચારી;
જેહથકી ખમિ હાણ, અવદશા ભોગવિ ભારી. ૧૧.

આપણમાં નહિં અસલથી, નીજ દેશ અભિમાન;
તેથી અરિએ આપણો, વાળ્યો અદકો ઘાણ;
વાળ્યો અદકો ઘાણ, જાણ એ થયૂં જગતને;
પડયા તુટી તિડપઠે, હરણ કરવા પરજરને;
કહે સવિતો કરજોડ, વાટ એ ઉઠિ ડ્હાપણમાં;
કે નિજ દેશનિ દાઝ, અસલથી નહિં આપણમાં. ૧૨.

રંક દેશરૂપ હરણ આ, આખર થઇ લાચાર;
પરદેશી નૃપ પારધી, તેનો થયો શિકાર;
તેનો થયો શિકાર, યાર ઝાઝૂં શૂં કહેવૂં;
પરવશ પડિયા પ્રાણ, રહ્યું દુખ દે તે સ્હેવૂં;
કહે સવિતો કરજોડ, મળ્યો નવ ધણી શૂર ભુપ;
ચુપ મનમાં થઇ રહ્યું, હરણ આ ભર્ત્તખંડ રૂપ. ૧૩.

એહ દશામાં આસરે, વીત્યાં વર્ષ હજાર;
દુષ્ટ શત્રુએ આપણે, દીધાં દુઃખ અપાર;

દીધાં દુઃખ અપાર, ધર્મનૂં મીષ કરીને ;
હર્યા ઘણાના પ્રાણ, જોરથી દ્રવ્ય હરીને ;
કહે સવિતો કરજોડ, ધંધ એ મચ્યો ધરામાં ;
કહાડયાં બહૂબહુ વર્ષ, આપણે એહ દશામાં. ૧૪.

પૃથ્વીપતિ થઇને કરયો, પ્રજાઉપર અન્યાય ;
એજ નર્કની ખાણમાં, પડવાતણો ઉપાય ;
પડવાતણો ઉપાય, કરયો નિજ ધર્મ વિસારી ;
પક્ષપાત કરિ વિપત પાડિ, સજ્જનપર ભારી ;
કહે સવિતો કરજોડ, અરીએ કરી દુષ્ટમતિ ;
રંક ઉપર પિડપ્હાડ, નાંખિયો થઇ પૃથ્વિપતિ. ૧૫.

કીધાં સંકટ કષ્ટ બહુ, સહન એજ પરકાર ;
જુલમી લૂટારાતણો, પડયો ઊપરથી માર ;
પડયો ઉપરથી માર, તેથકી હિંમ્મત છૂટી ;
અરિ મળિયા બળવાન, તેથિ યશઆશા તૂટી ;
કહે સવિતો કરજોડ, હોડમાં હઠાવિ દીધા ;
સહન એજ પરકાર, કષ્ટ સંકટ બહુ કીધાં. ૧૬

## દોહરો.

આજકાલ કાયર, કુડા, દિસે મુરખ મહિપાળ ;
દશા સૂધરે દેશિનિ, કહો તેથી કો કાળ. ૧૭.

## (કુંડળિયા.)

ભણ્યાવિના ભોથડ રહ્યા, ભર્ત્તખંડના રાય ;
ભાભીજી સરખાથકી, કેમ દેશહિત થાય?
કેમ દેશહિત થાય, તેનિ સમજણ નવ લેશે ;
નામરદા નાદાન, નારિમંડળમાં બેશે ;
કહે સવિતો મનથકી, વિસારી દઈ પુરૂષપણ ;
ભર્ત્તખંડના ભૂપ, રહ્યા ભોથડ ભણિયાવણ. ૧૮.

અફિણ, કસુંબા લઈ રહે, નિશદિન જે ચકચૂર ;
દેખે ક્યમ તેની પ્રજા, સુખસરિતાનૂં પૂર ;

સુખસરિતાનૂં પૂર, ચઢતૂં ક્યાંથી ભાળે ;
જ્યાં મૂરખ મહિપતી, લખ્યો બ્રહ્માએ ભાળે ;
કહે સવિતો નૃપ તેહ, પ્રજાને સુખ ક્યાંથી દે ;
નિશવાસર ઝૂલતા, કસુંબા જે ખુબ લઈ રહે. ૧૯.

ખટપટિયા જે રાજમાં, કારભારિ વળિ લોક ;
મારકૂટ કરિ દંડિને, હરે રંકધન ફોક ;
હરે રંકધન ફોક, દયા દિલમાં ન વિચારે ;
દિયે જેહ જન દામ, તેહનૂં કારજ સારે ;
કહે સવિતો પિંડ દઇ, પ્રજાને બાંધે ગઠિયા ;
કારભારિ ખળ લાંઠ, લાંચિયા જ્યાં ખટપટિયા. ૨૦.

એમ ચાલતા જુલમનૂં, નરપતિને નહિં ભાન ;
પ્રજા બાપડી રાંકડી, વેઠે કષ્ટ અમાન ;
વેઠે કષ્ટ અમાન, દુઃખ કોને જઇ કેહે ;
દઇ કપાળે હાથ, બાપડી સરવે સેહે ;
કહે સવિતો સ્થળ એહ, રંકને જિવજોખમનૂં ;
જ્યાં નૃપને નહિ ભાન, ચાલતા જબર જુલમનૂં. ૨૧.

લબાડ, લાંઠ, હરામિના, ગણાય જ્યાં બે ભાગ ;
દાદ પૂગવા રંકની, કહો ક્યાં ફાવે લાગ ;
કહો ક્યાં ફાવે લાગ, જ્યહાં અન્યાયજ મ્હાલે ;
અંધેરી પુરિસમા, જ્યહાં ચૂકાદા ચાલે;
કહે સવિતો રંકના, કરમનો અક્ષર આડો ;
વસે જેહ રાજમાં, હરામી, ઠગો, લબાડો. ૨૨.

રાજનીતિ નિજ ધર્મની, જાણે નહિં નૃપ પેર ;
પ્રધાનમતિએ વેતરે, નવની સાડીતેર ;
નવની સાડીતેર, વેતરે નહીં નવાઈ;
દિનદિનપ્રતિ જ્યાં થાય, ભુંગળવણુ સદા ભવાઈ ;
કહે સવિતો નવ મળે, રાજ્યસ્થિતિ રૂડિ રીતિની ;
જાણે નહિ નૃપ પેર, જહાં શુભ રાજનીતિની. ૨૩.

પ્રાચિનકાળે જે હતો, સર્વથકી સુધરેલ;
તે આ અવસર તો બન્યો, બધાથકી બગડેલ;
બધાથકી બગડેલ, વિશ્વમાં નામ ગણાયૂં;
હાપણ દરિયામાંહિં, અસલનૂં ગયૂં તણાયૂં;
કહે સવિતો કરજોડ, બાઝિ નવ વ્હેમનિ ડાળે;
બનો સર્વ સુધરેલ, હતા જયમ પ્રાચિન કાળે. ૨૪.

દેખિ દુર્દશા દાઝશે, કોણ દેશનેકાજ?
જગમાંહી જગદીશ વણ, કોણ રાખશે લાજ?
કોણ રાખશે લાજ, આજ આપણી વિચારો;
દુખનો ડુંગર મોટ, ચૂર્ણ કરશે કુણ યારો;
કહે સવિતો કરજોડ, સમય કપરો આ પેખી;
કોણ વીર જાગશે, દુર્દશા દેશનિ દેખી; ૨૫.

દેશીજનને આ સમે, દુઃખસિંધુમોઝાર;
પડના ખાળી તૂં પ્રભૂ, ડુબતા દુખિયા તાર;
ડુબતા દુખિયા તાર, ધાર દિલ દાઝ હમારી;
આપ સૂખ અવિનાશ, ઉર પોતાના ધારી;
કહે સવિતો કરજોડ, દમે એ દુખ મુજ તનને;
આપ ઇશ મતિ શુદ્ધ, આ સમે દેશી જનને. ૨૬.

## સાખી મરાઠી ચાલની.

અનંતકોટિ બ્રહ્માંડતણો, એકજ તું છે સ્વામી;
સર્વે રાજા ભૂપતિ કહાવી, થાએ કુમાર્ગગામી. ૧

સાર્વભૌમ એ પદવી તુજને, યોગ્ય નથી બીજાને;
દશા અમારી દેખી સત્વર, સાહ્ય કરો દુખિયાને. ૨

ધંધા, યત્ન સકળ પરવાર્યા, દિસે દુર્દશા ભારી;
દરિદ્રતાએ દેશ હમારો, બહુજ બન્યો ભીખારી. ૩

સંપતિ, વિદ્યા સરવે દેવા, દેવ તું છે હિતકારી;
સ્વદેશપ્રીતીની મતિ આપી, કર તું દેશ સુખકારી. ૪

(૧) પદ. *

દેશ સધન સુખી આજ, તે થયો ભિખારી:
વૈભવ સહુ દેશબંધુ, ખોયા સુખકારી. દેશ સધન. ૧

સર્વ રાષ્ટ્ર છેજ સુખી, ઉરમાં કોઈ આણો:
લાજો જન દેશદાઝ, દિલમાં જરિ જાણો–દેશ સધન. ૨

કાં નિરાંત રાખિ વ્યર્થ, કાળ તે ગમાવો;
જાણુ છતે મૂર્ખમાંહિ, નામ શૂં ખપાવો–દેશ સધન. ૩

ઈર્ષ્યા ધરિ સુમતિ આજ, આર્યયશ ગજાવો;
જય જય સહુ ઠામ થાય, દેશને દિપાવો–દેશ સધન. ૪

(૨) પદ. †

દીનહીન થઈ દશા હવે, કહો કરિયે કહાં પુકારરે;
દેશીજન શૂં જુઓ બાવરા, બુડયૂં સર્વ પ્રકારરે–દીનહીન. ધ્રુપદ.

ઇનામ, જાગિર, અગ્રહાર ને, અવર વળી સંસ્થાનરે;
દેવસ્થાન, વતન, વિધવિધના, બુડયાં થયૂં બહુ જાનરે.–દીન. ૧

વર્ષાશન ને ભોંય ભાડું તે, બાગ, બગીચા, વાડીરે;
બુદ્ધિ ગઈ તે સાથ ગયાં સહુ, મ્યાના, પાલખી, ગાડીરે.–દીન. ૨

શાલ, સાળુ ને સાડિ જરીની, શેલાં મંદિલ ભરજરિરે;
પટ જાતે પટ દઈ પત ખોઈ, ઘટે અવસ્થા જરજરિરે–દીન. ૩

કંઠી, વીંટી, હેમ સાંકળાં, બાજુબંધ બહુ ભારીરે;
હાર, તુશી, તનમનિયાં જાતે, જખમ થયો બહુ કારીરે.–દીન. ૪

કંદા, પોંચી, કાપ, બંગડી, કડાં ચોકડાં માળરે;
ગયાં પવિત્રાં જઠિત, પવિત્રાં, રહ્યાં ન જેમાં માલરે–દીન. ૫

બેલ, અશ્વ, ગજ, ઢોરઢોર સહુ, રહયૂં ન કરમે કાંઇરે;
થયા દરિદ્રી રહયો ન ધંધો, જશો હવે કયાં ભાઇરે–દીન. ૬

---

* "એક તૂં અભેદ સમજ ચિદઘન સુખકારી"—એ રાગ.
† "બિગરી કોન સુધારે નાથબિન"—એ રાગ.

એક કહેરે દૈવ આવિયો, અવસર આ અતિ ખોટોરે;
એક કહે જે બળી નોટ કહે, એક ઉધમે તોટોરે–દીન. ૭

પદ * (રાગ લીલાંબરી.)

ગતી શી આપણુની ભાઈ, દુર્દશા દેશ ઉપર આવી:
દેશ ઉપર આવી, દુર્દશા દેશ ઉપર આવી—ધ્રુપદ.

બુડ્યા સહુ ધંધા સુખકારી, કૃષીપર કર ચઢિયો ભારી;
ચાકરીકાજ મરદ ઘરના, રહે મંડ્યા નિશવાસરના;
એથકી દશા થઈ આવી, દુર્દશા દેશ ઉપર આવી. ૧

ખર્ચ બહુ સંચય કમિ પડિયો, પ્રપંચે દર તેનો ચઢિયો;
વસ્ત્ર ને ભૂષણમાં બુડિયા, સદા સુખ ચેન વિષે ગડિયા;
શું ટકશે સંપતિ સુખ ભાવી, દુર્દશા દેશ ઉપર આવી. ૨

છતાં બહુ જનો થયા મુરખા, ગુમાવ્યું કરિ આલસ્ય સખા:
તથાપી હજી સ્વસ્થ બેઠા, નિલજ સુખ વિલાસશું ભેટ્યા;
**વળી હદ હઠો શુદ્ધિ ભાવી,** દુર્દશા દેશ ઉપર આવી. ૩

**સુણો નિજ દાસતણી** વિનતી, વધારો સાધન સૂખ અતી;
**હકારો ઉધમરૂપ વ્હાણ, યંત્રરૂપ** દિયે અતુલ લ્હાણ;
બતાવી **ગત સુખાર્થ** ચાવી, દુર્દશા દેશ ઉપર આવી. ૪

પદ રાગ લાવણી.

સેવાકારણ વિદ્યા શિખવી, છોડ યાર ખોટી ખટપટ;
ત્રીશ વર્ષ વિશ્રામ કદી નવ, મટી ન ચિંતકેરી ચટપટ. ૧

ગઇ આંખ, ખઈ રોગ વળગિયો, હવે થાય કાંઈ નવ કામ;
થયા બિ. એ. ને કંઈ એમ. એ. પણ ખીસાં ખાલી વણદામ. ૨

શિખે છે વિદ્યા, મદ્ય પિયે છે, અરે રામ! થઈ ઉંચી જાત;
ઈર્ષ્યા દાસપણૂં કરવાની, ગણુતા નવ મીઠી મનસાથ. ૩

શી શિખ દઉં, શૂં કહૂં, યાર હું, દરસાવૂં એનો કંઈ તોડ;
આળસ હાંકો, નવીન કાઢો, કળા તોજ મટશે એ ખોડ. ૪

* "ગડયાનો કૃષ્ણ ગડી અપુલા" એ રાગ.

સાખી

વિદ્યા શિખિ, દિન કર્યાં સ્વદેશી, પણ નિજ હિત નવ કીધું;
ચારો ખાઈ, દુગ્ધ ભેંસસમ, દઇ ધણિને સુખ દીધૂં. ૧

ચોપાઇ.

સાકરની પેટીનો ભાર, પીઠ વહે છે ઊંટ ગમાર;
તેને ખાવા કારણ યાર, કંટક તો ખાસા તૈયાર. ૧

સાખી.

મદ્યપ્રાશને ધર્મ છોડિને, માન, દ્રવ્ય સહુ ખોયૂં;
પોપટપેરે વિદ્યા પઢિને, સત્ય તત્વ નવ જોયૂં. ૧

માન ગમાવ્યૂં દીન થઇને, ફરો તમે પરદ્વાર;
સર્વકાળ બહુ, ભાર વહો, પણ આખર દિન નાચાર. ૨

ગરમ શ્વાનના જેટલિ પણ નથિ, રહી ભ્રાત તમમાંહી;
તો કયમ ફોકટ માથું મારતાં, લાજ નથી મન કાંઇ? ૬

પદ. *

કરમે આ દિન ક્યાંથી આવ્યા, અમારે કરમે, આ દિન કયાથી આવ્યા
શીદ ભક્તને પ્રભૂ તેં દુભાવ્યા, અમારે કરમે આ દિન ક્યાંથી
આવ્યા? ધ્રુ૦

દાસ થયા પનિ અમતણા તે નવ, બ્હાલ કદાપી થાયે;
આવી જરા ગઇ શકિત હવે કયમ, લેખી મજુરી કરાયે—અમા. ૧

ચાકરી કરતાં નેત્રજ ખોયાં, માલક શકિત ગુજારે ;
સહન કરાય કદી નવ પળભર, એવાં તે વચન ઉચારે—અમારે. ૨

સ્વસ્થ બેસી ઘર રામા રડતી, ગઇ છતી ચાકરી આજ;
દ્રવ્ય ગયું ન ઉપાય રહયો જયમ, વેપારે બુડિગૂં ઝાઝ—અમારે. ૩

ખેતી બુડી નિષ્ફલ થઈ ઝુસરી, જબ્બર વેરાની આવે;
સ્વામી અમારા નરમ નિવડિયા, દુખડાં તે કોને સુણાવે—અમારે. ૪

---

* "નાથ કૈસે ગજકો બંધ છોડાયો"—એ રાગ.

અન્ન વિના દુખ માંહિ રિબાઈ, દેખાડે મુખડું શું જનમાં;
નરનારીને સુખ ન મળે કંઈ, મનમાં કે સારા સદનમાં–અમારે. ૫

### પદ. રાગ કાફી.

કેવો થયો મહા ઘાત, આર્યજનો, ઉરમાં વિચારોરે, કેવો થયો–ટેક.
પૈસો ગયો પરદેશ વિષે સહૂ, ઠાલા રહ્યા ઘસી હાથરે.
આર્યજનો. ૧

એસા નહીં ધનમાલ ગુમાવી, થઈ ધૂળધાણી ખરેખાતરે.
આર્યજન. ૨

સાવધ થાઓ સર્વસ્વ ખોયૂં, છુટયો હવે નિરધન વાતરે.
આર્યજન. ૩

આલસ ત્યાગી કીર્ત્તિ પ્રકાશો, ફાંસી આવી ગળાંસાથરે.
આર્યજન. ૪

દ્વેષ નિવેડી પ્રીતી ધરી બહુ, આ હિતકર સુણો વાતરે.
આર્યજનો. ૫

યત્ન કરો શુભ સંપને સાંધો, ટોળે મળો દિનરાતરે.
આર્યજનો. ૬

### પદ. *

ગજબ થયો છે રે તમપરતો,
શિદ તુચ્છ ગણી મન વરતો. ગજબ થયો છે–ટેક.

જેવું થયૂ તેવૂં ઇર્ષ્યા તજી, સહન દુઃખ તે કરતા;
શી ગતિ આગે થશે આપણી, કયમ વિચાર નથિ ધરતા.
ગજબ. ૧

દાસપણાની આશ એજ છે, નાશ આપણો ન્યાહાળો;
એ આગ્રહ મનનો તજિને સહુ, સ્વતંત્ર રહિ સંભાળો.
ગજબ. ૨

---

* પ્રભુ તને પ્રસન્ન તે કેમ થાયે–એ રાગ.

પ્રીત પરસપર ધરી નિરંતર, એકમતે સહુ ચાલો;
વધે જેમ વ્યાપાર કરી ત્યમ, જતી સંપતી ખાળો.—ગજબ. ૩
એમાટે દિન દાસ હું તમને, અરજ કરૂં આદરથી;
ઝટ સ્વદેશનું હિત કરવા સહુ, ઉઠો હવે ઘરઘરથી.—ગજબ. ૪

## પદ.*

દિન દિન દીન દશા, ઉદય થઈ, દિન દિન દીન દશા—ટેક.
મિત ધન ઉગર્યૂં જન હો તમારૂં, સર્વ ગયું સો વશા—ઉદય. ૧
હરેક હુન્નર મંત્ર જાણીને શીખો, દીનતાનાગણના ડસ્યા—ઉદય. ૨
દેશ સધન કરો સ્વહિત સુણો આ, ફંદમાં બહુ છો ફસ્યા—ઉદય. ૩
તરવાડીને ઘર ત્રણસેં કુવા તોય, તેમની ગઇ ના તૃષા—ઉદય. ૪
આર્યમુલક આ ઉધમનો અખાડો, રંક થયા ત્યાં કશા—ઉદય. ૫
બહુ બહુ દુખિત થયાછો હે શઠજન, નિદ્રામાં બહુ દી વસ્યા. ૬

## તનશક્તિ.

### શ્લોક.

શિવતન સુરશકતી, આદિમાયા ભવાની,
ભજનપુજન ત્યાગ્યે, શંકરાચાર્ય માની;
ગલિત ત્વરિત થતાં, જેહણે દાખી શક્તિ,
નમિ ચરણ હું તેને, માગુંછું અંગશક્તિ. ૧

### ભુજંગી છંદ.

સદા સર્વ સંપત્તિની જેહ રાણી,
સહૂ સૂખની છે વળી જેહ ખાણી;
ખરી પ્રાણનેઅર્થ જે સૂખદાઇ,
વડી તેજ શારીરસંપત્તિ ગાઈ. ૧

### આર્યા–ગીત.

શકતીવણ સંપત્તી, ભોગવિ ન શકે ખરોજ અસમર્થ;
પાયેને જયમ પદ્મનિ, શું કામની ! જાણવીજ તે વ્યર્થ. ૧

---

* કોડીનાર મારીને જાય, ઓખાનો વાઘેર—એ રાગ.

### આર્યા-ગીતિ

બાલંભટ બળશાલી, જ્યારે શ્રીમંતસદ્મ આપ ગયા ;
થંભતળે પટ ડાબ્યૂં, પેખી નરવર પ્રસન્ન ચિત્ત થયા—૧

### અભંગ (મરાઠી ચાલનો)

અમવણ સારૂં ખાનપાન કાંઈ, પચે નવ ભાઇ, શક્તિવણ ;
રજતવાટકી કાઢાકાજ લે તે, સંપત્તિમાં સૂખ શાનું યાર ;
પાલખી ને મેનાકાજ રાખે ભાઇ, પગમાં ન જોર તેહ માટે ;
દાસ કહે પય પ્રીતે ભરી પ્યાલું, જવરીતને દીધું તો શું સાર. ૧

### સાખી (મરાઠી ચાલની)

ખેરભટે વાટે તસ્કરને શક્તિ નીજ દરસાવી ;
પાષાણે તે વૃક્ષ ભેદિ કહે, હવે વસ્ત્ર લો આવી—૧

### દાદરો.

દેશબંધુઓ દિસો, સદાય ગલિત રોગીરે ;
દેશબંધુઓ દિસો સદાય—ટેક.

તનમાં છતાં નવ બળ તે જરાયે,
મર્દરૂપે ફરોછો ઢોંગીરે. દેશ૦ ૧

તેજહીન છો દીસો ગમે ત્યમ,
બળ ઘટતાં થયાછો જોગીરે. દેશ૦ ૨

### ઠુમરી.

અમારા અંગમાં, નથી બળ તે રહ્યૂં રતિભાર ;
હાંહાંરે નથિ બળ તે રહ્યૂં રતિભાર ;
અમારા અંગમાં—ટેક

શૌર્ય ને બળવણ સર્વ ગુમાવ્યૂં,
ખાધો બહુ વિધ માર,
હાંહાંરે અમે ખાધો બહુ વિધ માર,
અમારા અંગમાં૦ ૧

ઝટકા પડયા બહુ ફટકા ફડાફડ,
થઇ રહ્યા દીન નાચાર,

હાંહાંરે અમે થઇ રહ્યા દીન નાચાર,
અમારા અંગમાં૦ ૨

## સાખી. (મરાઠી ચાલની.)

અલ્પ ઉમરનાં વધુવર કોડે, વરાવિ દેછે કોય,
બીજ પકવ નવ થાય, સંતતી ઉપજી નજરે જોય;
અશકત રોગી માલવિનાની, તેજ મળે નવ તનમાં,
અલ્પાયુષિ તે મરતાં વિધવા, ઉગરે માત્ર સદનમાં. ૧

## આર્યા–ગીતી.

વ્યભિચાર પાતકતણી, તુલ્ય મળે કોપિ પાતક ન મોટું;
ઉપદંશરૂપ શિક્ષા, તુર્ત મળે છે ન બોલતા ખોટું. ૧

સિદ્ધ કર્યો પાક ખરો, પણ ભૂખ અભાગણી ન તો લાગે;
જઠરાનલથી પીડિત, ભિક્ષુકઉદરે ભરાઈ ગઈ લાગે. ૨

## પદ.*

હાથ જોડી સ્વદેશબંધુ વીનતી કરૂં.
ખરી લાભકારીરે, નરી લાભકારીરે,
હાથ જોડી સ્વદેશ–ટેક.

પૂર્ણ તપસ્વી, સબળ યશસ્વી,
કદી પૂર્વજકેરૂં ન ઘટયું બળ ખરૂં રે;
હાથ જોડી સ્વદેશ–૧

બળહીન જન તમે, સબળ કરો તન,
સ્વાર્થઅર્થ તેજ બળ તનમાં ન ઠર્યું રે,
હાથ જોડી સ્વદેશ–૨

## લાવણી.

કયમ ઘટી શક્તિ તનમાંહિ, કહું છું કાંઈ,
કારણો ભાઈ, દેશિજન આજે;
પૂરણ ધરિ અંતર પ્રીત, તેહ તમકાજે; છોડિછે.
છોડિ છે સર્વ જુનિ રીત, ઉતારી પ્રીત,

* મેરા બંગાલી લાલ બંગાલે ચલા–એ રાગ.

જે થકી હીત, શરિરનું થાયે,
આહારવિહારાર્થ તે નિયમ સચવાયે; કહું વળી,
કહું વળી રીત લગ્નની, યોગ્ય કાળની,
અધિક વખણાતી,
વેદમાં બ્રહ્મચર્યાદિ નોંખિ કહિ જાતી; યોજિયો,
યોજિયો હતો કંઇ કાળ, નિયમસર ભાળ,
કામની લેવા,
સહુમાન્ય હોષ નવ જડે,
કોઇને દેવા; ત્યાગિયો
ત્યાગિયો હતો વ્યભિચાર, ગણિજ આચાર,
પેય ભક્ષાદી;
બંધાઈ ન્યાત, કહું ભ્રાત,
પ્રથમ લક્ષાદી.

**ઝૂલ.**

તે ખાનપાનની કરિ મર્યાદા પરી,
આળસે શક્તિ તનતણી જઇ દુર ઠરી.
દુઃસંગે અંતરદૃષ્ટિ બંધ થઇ ખરી,
જર્જરી મદનસર્પએ આકાળે કરી,
થઇ ધુંદ દૃષ્ટિ અમતણી અભાગ્યે નરી,
તેથકી દશા દેશની સકળ ગઇ ફરી,
સર્વમાં સેજ ખાટલી તેજ ઉગરી,
ગંગોદકસમ બાટલી તેહ કર ધરી—નાવડે,
નાવડે સ્વપ્નમાં જોર, વાજિપર સ્વાર, થઇ તલવાર,
ધરંતા કાંઇ,
પણ કલીબ શુદ્ધ તો છતે, ધરી છે અમે,
ફાંસુ મરદાઇ.

**શિખરિણી.**

કરાવો દેશીઓ, શ્રમ શરિરકેરો સુતકને,
વધે શકતી જેથી, મરદ, મઠિ મેરી જયમ બને;

ભટોનાં સંતાનો, નિરબળ દિસે છે વિકળસા,
કરો એવી રીતે, સુદૃઢ નર થાએ સબળસા. ૧

**કટાવ.**

નર થઇ શી આ નબળાઈ,
ઉરમાંહિ વિચારો કાંઈ—ટેક.

આજકાલ આ, દેશી જોતાં, વિચાર અંતર, પુરૂષ જેટલો, પણ કરવાને, પુરૂષ નથી કો, રહ્યા એહવૂં, થયૂં હવે છે. તેથિ શક્તિની ખોટ ઘણીછે, દિસેછ એવૂં, જુઓ જુઓ જન, ઝટપટ જાગો, નિદ્રા ત્યાગો, રોગી નબળી, સંતતિ જોતાં, ધૈર્ય તુટે છે, સમર્થ જનનું, શક્તિકેરિ જે; રહિત ભક્તિ, જગમાં જન થાશે, ક્ષય અતિ શીઘ્ર, થશે શાસ્ત્રનો, અર્થ વિચારો; સર્વ ખોઇને, પડયા રહીને, ભાર વહીને દીન ગલિતને, બિકણ બાયલા, થયા ખરેખર; સુવર્ણકેરી, વાત એક છં, રહી દેશમાં, ભક્તિ નથી પણ, શુદ્ધ શક્તિની, તેણે ઉપજી, શરીરબાધા, માટે સરવે, શક્તિકેરૂં, કરિ સાધન ભાઇ, સબળ થઇને, આળસ જઇને, દૂર થાય તે, દરિદ્રબાધા, દીર્ઘદૃષ્ટિએ, વિચાર કરવો; અંતર ખોળો, સ્વપર બળાબળકેરો યારો, ખરે ખોળતાં, ખરેખરૂં નિઃસત્વ શરિર તે, સહજ જણાશે, સોચજ થાશે, એજ વિચારે, તમહિતઅર્થે, વાત કહૂં તે, સુણો સકળ મુજ ભ્રાત, સમજતાં તજોનિ નામરદાઇ, કરિ વિચાર અંતર કાંઇ—

ભાવિ શક્તિ તે, વિના ભક્તિ નહિ, મળે યુક્તિ પુનરૂક્તિ થાય તો ભલે, તથાપી, ભય તજિ કહું છું, સર્વ જનોએ સંપ કરીને, સર્વ જનોપર, થઇને હઠી, ચાલૂ કરવી, ખટપટ કરિને, ખરચકાજ કરિ, ટીપજ ઝટપટ, અટપટિ વાતો, લોકલાજની, દૂર તજીને, ચટપટિ ચિતથી, કાઢિ નાખવી, તાલિમ કરિને, થાવૂં જઠ્ઠા, અશ્વારોહણુ, કાઠી પઠ્ઠા, જોર, જોડિ, મલખમ કરિ ખાસા, બનોનિ લઠ્ઠા, કસરત કરિને, કહાવો ભઠ્ઠા, નામરદાપર, સુકાય બઠ્ઠા, સહુજન થઠ્ઠા, કરે પરંતુ, દૃઢ બળસઠ્ઠા, કરે ખરેખર, વેરી કઠ્ઠા, ઉરમાં ત્રાસે, સુવર્ણ ભાસે, સુવર્ણ ગઠ્ઠા, સુવર્ણહારક, શાહૂકારના, દિકરા સરવે, જાએ લુટી, હિંમત તૂટી, આંખો ફૂટી, એલ વખૂટી, પડી

કુસંપે, કદી ન ઝંપે, સુખમાં બેશે, દશા ભ્રાત એ, થઇ તમારી૦ આંતરડી, કરકળે અધિક, એથી કરિ મારી, બંધ કરો સહુ, ફંદ તજીને, વ્યભીચારને, પરનારીથી, ભગનીનાતું, રાખી વરતો, એહ શક્તિ તે, સર્વશક્તિપતિ, અતિ પ્રસન્ન થઇ, દિયે અધિક સુખદાઇ, કરિ વિચાર અંતર કાંઈ,—૧

પદ.

રક્ષા કરોરે કરોરે કરોરે જન,
નિજ બળરક્ષા કરો—ટેક

દિનદિન શાથી શકતી ઘટે છે,
ખોળો એ મર્મ ખરોરે,
ખરોરે જન—નિજ બળ૦ ૧

વ્યસનતણે છંદે લપટાઈ,
શિદને વિકળ ફરોરે,
ફરોરે જન—નિજ બળ૦ ૨

દુઃખને અંતે સુખડાંકેરો,
દેખશો વિમળ ઝરોરે,
ઝરોરે જન—નિજ બળ૦ ૩

વ્યાયામનો અભ્યાસ તજીને,
શબબત શિદને ઠરોરે,
ઠરોરે જન—નિજ બળ૦ ૪

ચાલ રીત જુની સર્વ વિસારી,
મનનૂં ગમ્યૂં કાં કરોરે,
કરોરે જન—નિજ બળ૦ ૫

પરમારથ ને પ્રપંચમાં બળવણુ,
બાયલા દીસો નરોરે,
નરોરે જન—નિજ બળ૦ ૬

## લાવણી.*

ભરતખંડની દશા આવિ થઈ, આજે જગદીશ શી?
. શિ અમને નિદ્રાનાગણ ડસી. ટેક

કર્મ, ધર્મ, ધન, વીર્ય, શર્મ ને, જ્ઞાનકળા સહુ ખસી,
તેથકી પડયા અમે તો ફસી;
ન્યાય, નીતિ, સદવર્તન, કીર્ત્તન, છોડિ કુછંદે ખુશી,
મૂર્ત્તિ તુજ અંતરમાં નવ હસી;
ચાલ રીત જુનિ ગઈ બીગડી, શક્તિ રહી નવ કશી,
ત્રોશિમાં જરા ત્વરિત તન વસી;

### ચાલ.

સુણિ નિદ્રા સ્વપ્ને એવિ નવ અભાગણી,
વાધિયો ખરચ વણ કુંચી ખજાનાતણી,
શોભતી ઉપમા ખરિ ખરની તે ધણી,
જાગૃત થાતાં ગયું કળે ના, સર્વ ભૂમિ માતસી,
સાથ ધી કહો એહ ઊંઘ શી? १

### કડવું ૨ જું.

ભુવન દિશાએ સમુદ્રવેષ્ટિત, દિવાલ હિમસઘ્નસી,
જળ, હવા જહાં બહૂ સુખદસી,
સદા સર્વદા બર્ફ પડે છે, કંપ બહૂ ભૂ અસી,
તેમ ખટ માસ દિવસ રાતસી;
તામ્ર મેદની, ઉપલયુક્ત જે, ફળ નવ દે વાંઝસી,
ભક્ષણે વસ્તુ કાંજિ, પેજસી;
એ કાંઇ નથી આપણે કરો વીચાર,
એ ભાગ્ય નથી અન્યનૂં, મળી જણ ચાર,
રક્ષવા દેશ શૂં કર્યો વેદ આચાર;
વિબુધભોમ હિંદુસ્થળ કહેછે, નિકળે બાવનકસી,
કનકનો ધુંવો વાત તે કશી. ૨

* "તી ભીમાચી વાર્તા પરિસુનિ ધર્મરાજ તળમળી"—એ રાગ.

### કડવું ૩ જું.

વર્ણન સુણતાં વર્ણજાતિ બહુ, વાટ ખોળિ સુલભસી,
મુષકની પૂઠે મંઝારિસી;
છપન દેશના છપ્પન આવી, થયા કુસંપે ખુશી;
નજર બેઠિ છે ચોપડો મસી;
અટક દેખતાં અટકી પડવું, ભુંડી જીભ એ ભસી;
બકરિઓ પડી તેથિ ભાકસી;

### ચાલ.

ધંધો કાંઇ નવ મળે બન્યા વિકલ,
જંજાળ ભાળતાં જીવ કરે ટળવળ,
વેપારકાજ નવ મળે કાંઈ અક્કલ,
રસાળ કાળી સુગુણયુક્ત નવ, માત અમારી તસી;
પોખિયા થઇ અમને તાતસી— ૩

ધારા ચઢતાં સર્વ બૂડિયા, જીવ દેતાં સાહસી;
કહે જોય છે કયાં લગી કસી;
વિપત્તિ શિખરે ચઢયા, ઝરે છે નયન અશ્રુધાર શી,
દૈવડા ઉગામેછ શિદ અસી;
સમર્થ કરવા કોઈ ન યાગ તપ, છોડયો જન તાપસી,
કરે છે વ્યર્થ દૃષ્ટિ વક્ર શી;

### ચાલ.

તૂં ભક્ત અમતણો વાલિ તોજ કસર
નવ રાખ ચૂક કદિ થઇ, તોય વિસર,
કર્મઘ્ને બહુ પીડિયા વ્હાર ઝટ કર,
એકાદશમાતણી આવિ છે, વેળા તવ વાર શી;
ભકત થાકિયા નાક નિજ ઘસી—૪

## વિદ્યાશકિત.

### ગીતિ.

વિદ્યાથકિજ મનુજને, મળિયું શ્રેષ્ટત્વ આ જગતમાંહી;
કો પણ વસ્તુ નવ મળે, વિદ્યાથી પણ અસાધ્ય જે આંહી. ૧

સ્વાભાવિક ગુણુમાંહી, કેવળ જોતાં સમસ્ત જગમાંહી;
પ્રાણીગણુમાં પંગૂ, મનુષ્યસમ એક ના મળે કયાંહી. ૨

સિંહ, દ્વિરદ, વ્યાઘ્રાદિક, માનવિથકિ છે અધીક બળવાન;
જે આગળ માનવિ છે, બલહીન ક્ષુદ્ર મચ્છર સમાન. ૩

તનસુંદરતામાં ને, સ્વૈરગતીમાં મનુષ્યવર્ગથકી;
પક્ષિ દિસે છે લાખો, તેનાથી અધિક બહુમાંહિ નકી. ૪

કહે છે ભર્તૃહરિ નૃપતિ, નર વિદ્યાહીન જાણુવો પશુજ;
પણુ પશુથી પણુ પામર, ગણુવો તે નિશ્ચયે મતે મૂજ. ૫

વિદ્યાબળ સમ બીજું, આ લોકે બળ નથી દિસતું કાંઇ;
જેણે નિજ પ્રભાવે, વશ કીધું સકળ વિશ્વ તો ભાઇ. ૬

ક્ષુદ્ર પશુકેરી શી, કથની પણુ ભૂત જે મહા પાંચ;
તેને જ્ઞાનબળે કરિ, કીધાં મનુજે સ્વદાસસમ સાચ. ૭

નાનાવિધ રત્નતણાં, ભૂષણુ છે અતિસ ભૂતલમુઝાર;
પણુ વિદ્યાસમ બીજો, વિશ્વવિષે કો નથી અલંકાર. ૮

વિદ્યાસમ હિતકર આ, ભુવનવિષે મિત્ર કો મળે નાંહી;
અનુકૂલ તેહ જેને, તેને નથિ ખોટ ભૂતલે કાંઇ. ૯

વિસરી પરસ્પરતણો, જલ, અગ્નિ વિરોધ, જે મનુષ્યતણી;
દાસપડે વશ થઇને, સેવા કરતાં રહેછ રોજ ઘણી. ૧૦

તેનાં વસ્ત્ર વણે છે, રથ ખેંચે, વ્હાણુ તો ચલાવે છે;
ઝાઝું શું કહું, માનવિ, કહે છે જે સર્વ તે બજાવે છે. ૧૧

મોટાં મોટાં તરૂવર, ભાંગે, તોડે વળી શિલારાસી;
વિદ્યુલ્લતા, નરે તે, કીધી સંદેશહારિકા દાસી. ૧૨

વિદ્યાબળે મનુષ્યે, બનાવિયો ભાનુને ચિતરનાર;
પવન થઇ કરિ અંકિત, રિઝવે છે બનિ કરીજ ગાનાર. ૧૩

વ્યાસાદિક આદ્યમુની, વળિ અર્વાચીન મોટા કવિજન જે;
એક મતે કહે છે જે, વિદ્યાસમ અન્ય તો નથી ધન તે. ૧૪

દેતાં કે વાપરતાં, નાજ ઘટે પણ વધે અતિ સદાય;
એવું ધન વિદ્યા છે, અદ્ભુત ગુણ એ નથી બિજામાંય. ૧૫

કપટે કે જુલમે પણ, હરવા ન સમર્થ તસ્કર, નરેશા;
સાચવવાને જેને, શ્રમ પડતો મનુજને નથી લેશ. ૧૬

શિક્ષકસમ બોધ કરે, સંકટમાં સૂઝવે ઉપાય ખરે;
વાંછિત ફલ દઇ કરિને, કલ્પતરૂપઠે મનોર્થ પૂર્ણ કરે. ૧૭

એકાંતમાં પ્રિયાસમ, મનને હર્ષિત કરી બહુ રિઝાવે;
આનંદસાગરે મન, બુડવી ચિંતારૂપી જ્વર સમાવે. ૧૮

અજરામર જેહ કરે, મુવેલને, તે સુકીર્ત્તિ મેળવવા;
વિદ્યાજ સાધન ખરૂં, બીજાં સહુ વ્યર્થ અંતરે ગણવાં. ૧૯

ભૂતલમાં પથરાયો, યશ રામયુધિષ્ઠિરાદિ રાજાનો;
પણ તે ફળ વાલ્મિક ને, વ્યાસતણી પ્રૌઢ વાણિનું માનો. ૨૦

છે વચન મોટું કે કો, નથિ પુણ્ય પરોપકારસમ આન;
સત્ય, નથી તોય અવર, વિદ્યાના દાનતુલ્ય ખરૂં માન. ૨૧

ઐશ્વર્ય, બળ, ધનાદિક, પ્રસવે સરવે સુખો રૂડાં જેહ;
તે વિદ્યામાત દિસે, તેણે શૂં નથિ દિધૂં મુખે કેહ. ૨૨

એ રીતે સહુ સુખ દે, દિલનાં સહુ દુઃખ દૂર કરિ જેહ;
સેવો અનન્ય ભાવે, વિદ્યાદેવી સમસ્ત જન તેહ. ૨૩

વસંત તિલકા છંદ.

વિદ્યાવિના નથિજ સાધન અન્ય કાંઈ,
વિદ્યા દિયે ધન સુકીર્ત્તિ સદાય ભાઈ;
વિદ્યાથકી સુખ મળે વળિ સત્ય માન,
વિદ્યાવિહીન જન તે પશુતુલ્ય જાણ. ૧

વિદ્યાતણા જન સુશોધ પછાડિ લાગો,
આલસ્યરૂપ અરિને તનથીજ ત્યાગો;
જેથી દરિદ્ર દુર દેશથકી પળાય,
સંપત્તિનૂં સહજમાં ફરિ ધામ થાય. ૨

## આર્યા ગીતિ.

વિદ્યા ફલ દે તે ભવ, દેઇ શકે વિધિ, ચતુર્ભુજ, પિનાકે;
વિદ્યાયોગે ગૌરવ, અહિં તેમજ થાય છે વળી નાકે. ૧
માટે કહું છું તુજને, વિદ્યા મેળવ શ્રમે તું માનવ હો;
સંપત્તિસરિતનો પછિ, ભ્રાતા તુજપર પ્રવાહ નિત્ય વહો. ૨

## શ્લોક.

વિદ્યાથી ધન, માનપ્રાપ્તિ મરમે, વિદ્યા વડી સંપતિ,
વિદ્યાભક્તતણો ધરે કર સદા, અત્યાદરે ભૂપતી;
વિદ્યાહીન સ્વદેશ છે અવદશા તેથી થઇ છે અતી,
વિદ્યા સાધ્યજ જેહને, નર ન તે પામે કદી દુર્ગતિ. ૧

## ચૌદ વિદ્યા.

### છપ્પય છંદ.

૧ બ્રહ્મજ્ઞાન, ૨ વ્યાકરણ, ૩ વૈદ્ય ને ૪ જ્યોતિષ જાણું;
૫ સ્વરધર, ને ૬ જલતરણુ, ૭ કોક, ને ૮ વેદ, વખાણું;
૯ કૃષી, ૧૦ રસાયણુ, ૧૧ ન્યાય, તેમ ૧૨ નટવિદ્યા કહિયે;
૧૩ અશ્વારોહણુ, તથા, ૧૪ ધનુર્વિદ્યા પણ લહિયે;
ભણ ભાવથકી સુખ પામવા, વિદ્યા એ દશચાર જે;
નહિંતો તૂં દ્વિપદપશૂ થઇ, સુખે ચોપગાં ચારજે. ૧

## ચોંસઠ કળા.

જય જય ગિરિજાસુત સ્વામી,
રહું ચરણકમળ શિર નામી–ધ્રુપદ.

કૈલાસે શશિધરનંદનને. ગર્વર્વે પદ કરિ વંદન ને, કરી પ્રાર્થના, સદગુણસદના, કરિવરવદના, કુબુદ્ધિકદના, ભક્ત દીન આસકત પદે છું, ત્યકત મોહમદ, કરી દાસની, આશ એક તે, પૂરણ કીજે, નાથ કૃપા કરિ, સકળ કળા ને બિજ વિદ્યાનાં, કરો નિવેદન, સંશય છેદન, થાય સકળ મળ, ટળે કુમતિને, અમળ બુદ્ધિબળ, પ્રકાશ પામે, ઠામેઠામે, જશ બહુ જામે, તિમિર અવિદ્યા, રહે ન નામે, સુણી પ્રાર્થના પ્રસન્ન થઇ તવ, વિદ્યાનાયક, સહુ સુખદાયક, કળા અર્ધશત, દશયુગ સુંદર વદે વદનથી:—

(૧) કહું પ્રથમ કળા, ગણુ ગીત રાગ ખટ, (૨) વાદ્ય વિવિધ સુરતાલતણાં તે; (૩) નૃત્ય અવર છે, હાવભાવસહ; (૪) લેખ્યકળા ને (૫) ભાંતિભાંતિ અભિરામ વામને અર્થ કાતરે ચતુર ચાંદલા; (૬) ચિત્રકર્મ તે મનુષ્ય, પંખી, પશુ તથા સર, સરિતા, સાગર; વૃક્ષ વિવિધ, આકાશ ભૂમિ ને પરવત, ડુંગર ચિત્ર મનોહર; (૭) દેવમંદિરે સુમન તાંદુલે પુરે સાથિયા; (૮) પરમ રમ્ય ત્યમ પુષ્પ પાથરે, વિધવિધ જુગતે; (૯) વસ્ત્રદંતને, રંગ ચઢાવે, કળા નાડિ ગણુ; (૧૦) સદન તથા ઉદ્યાન માંહિ, બેઠકો બનાવી ગ્રીષ્મકાળમાં ખાનપાન ને, મોજ કરંતા, કળા એહ દશમી, અતિ સુંદર; (૧૧) શયનરચન વળિ; (૧૨) ઉદકવાદ્ય સુણિ જનમનઅતિ, પરસન્ન થઇ, શુભ હરખે ડોલે, મુખ જશ બોલે; (૧૩) જલાઘાત લહિ; (૧૪) ચિત્રયોગ વળિ; (૧૫) માલ્યગ્રથનવિકલ્પ જાણુ; (૧૬) ત્યમ ભાતભાતની, ટોપિ પાઘડી, શીશ મૂકવાકાજ બનાવે, તેજ શેખરાપિડયોજન એ કળા કહાવે; (૧૭) અવર જાણુ શ્રૃંગારકરણવિધિ; ૧૮ ચંદન, પાચ, ગુલાબ, મલ્લિકા આદિ પુષ્પના અર્ક બનાવે; (૧૯) કર્ણતણા શ્રૃંગાર સાર વળિ; (૨૦) ભૂષણયોજન; (૨૧) ઐંદ્રજાલ ને; (૨૨) રૂપપરીક્ષા; (૨૩) પાકભેદ; (૨૪ વશિકરણુ તથા મોહન ઉચ્ચાટણુ પ્રયોગ કરવા; (૨૫) હસ્તલાઘવી; (૨૬) દ્રાક્ષ તથા જંબીરતણા અતિ સ્વાદક માદક અર્ક બનાવે; (૨૭) સુચીકર્મ ને; (૨૮) સૂત્રક્રિયા છે; (૨૯) વળિ પ્રહેલિકા; (૩૦) પ્રતિમાળાએ બુદ્ધિપરીક્ષા થાય, અવર ચાતુર્યભેદ, સમજાય સકળ એ, કળાત્રીશ જગદીશ કોપથી, ભર્ત્તખંડથી દૂર ભાગિ તે, મળે ન ખોળી, મળે ન ખોળી. (૩૧) સુણુ કળા હવે કહું એકત્રીશમી, વાકય અટપટાં, ઉચ્ચારણુમાં, વારવાર અતિ શીઘ્રતાથિ ઉચ્ચાર કરે તે; (૩૨) મીણુ મૃત્તિકાકેરાં કરવાં પશુ પક્ષ્યાદિક; (૩૩) પુસ્તકવાંચન; (૩૪) નાટક, ત્રોટક, ભાણુ, ચંપુ ને પ્રહસન, પ્રકરણુ કરી બતાવે; (૩૫) તેમ કાવ્યની પુરે સમસ્યા; (૩૬) પાટિ, વેત્રને વિધવિધ જુગતે ભરવી જાણે; (૩૭) સૂત્ર કાંતવું, ત્રાકડિ ઉપર ચઢાવિ જાણે ત્યમ સોનેરી; (૩૮) સુતારકેરો ધંધો કરવો; (૩૯) તેમ

ઇમારત ઉઠાવવી તેની વિધિ જાણે; (૪૦) રૂપ્યરત્નની કરે પ-
રીક્ષા ; (૪૧) ભૂમીમાંહી ધાતુ, રત્ન આદિકની આકર કયા ઠામમાં
છે તે સરવે શોધિ કાઢવી.; (૪૨) તેમ મૃત્તિકામાંથી ધાતુ ખોળિ
કાઢવી ; (૪૩) જાતજાતનાં નંગ તેહને રંગ આપિ જુગતે કરિ
જાણે ; (૪૪) વનસ્પતીને ઉછેરવાની, દર્દ તેમનાં મટાડવાની, જુગતિ
જાણવી ; (૪૫) તેમ બોકડા, કુકડા, લાવક લડાવવાની યુક્તિ આ-
વડે ; (૪૬) વળી કીર, સારિકા તેહને, શબ્દ મધુર બોલતાં શીખવે ;
(૪૭) ઉત્સાદન, પ્રસાદન પ્રીતે કરે તેમ તે; (૪૮) હસ્તપલ્લવી, નેત્ર-
પલ્લવી આદિકકેરા મર્મ જાણવા ; (૪૯ તેમજ ભાષા, બગાડિ બોલે,
અર્થ જેહનો અન્ય જનો તે, શકે ન ખોળી ; (૫૦) દેશદેશની ભાષા
જાણે; (૫૧) અંતરકેરો મર્મ પારખે ; (૫૨) વિવિધ શબ્દના કોશતણું
કૌશલ્ય ધરાવે; (૫૩) અવલ, દોમ સમજાવે ફાવે ફસાવવાના ત્યમ
છળવાનાં છદ્મ જાણવાં ; (૫૪) વસ્તુ છુપાવે વિવિધ જુક્તિએ ;
(૫૫) દ્યૂતક્રિયા તે રમી જાણવી; (૫૬) દડાદાવ, હુડતની. આંબલિ
પીપળિ તેમજ આંખમિચામણિ રમી જાણવી તેમ ત્રિવિધ (૫૭)
વૈનયિકી ; (૫૮) વૈજયિકી ; ને (૫૯) વ્યાયામિકી વિદ્યા તે સર્વે
અવગત ; (૬૦) ખેલ સોગટાંકેરો; તેમજ (૬૧) વિવિધયંત્ર કર-
વાની રીતી સકળ જાણવી ; (૬૨) અષ્ટાવધાન આદિક જે છે સ્મ-
રણશક્તિના અદ્ભુત ખેલજ તેહ આવડે ; (૬૩) છંદજ્ઞાન ; (૬૪)
કૌશલ્ય કેશસંમાર્જન કરવે, કળા એહ ચોસઠ અતિ સુંદર છતાં,
આર્યજન નામ ધરાવી, કરે સજીવન, એવો નર કો. દિસે ન જિ-
વતો, દશા એહવી દેશતણી છે; માટે ભાઈ ; સમજે કાંઈ; દીર્ઘ-
દષ્ટિએ, પશ્ચિમબુદ્ધિ, દઈ વિસારી, ખેદ અંતરે આણી ભારી,
શીઘ્રપણે સહુ, મૃતકકળા ને, હુન્નર પાછા કરો સજીવન, સફળ
કામના, દેશ તથા દેશીજનકેરી, તેથી થાશે, દરિદ્રબાધા સહુ દુર
જાશે, માટે મંડો, ઐક્ય તથા ઉદ્યમથી, શિક્ષા સુજ્ઞ જનોની માની,
ટળશે ઈશકૃપાએ, સકલ આપણી, જગતજાણિતી ખામી, ખામી,
ખામી ; જયજય ગિરિજાસુત સ્વામી, રહું ચરણકમલ શિર નામી–૧

## આપણી પ્રાચીન વિદ્યાઓ.

### આર્યા-ગીતિ.

ગઇ વિદ્યા છે આપણિ, જે પરકાયાપ્રવેશ, સંજિવની ;
હાંજી હાંજી કરવું, રહ્યું કરમે દુખદશાજ આવિ બની- ૧

વૈદ્ય નથી કો જિવતો, પકડે અહિ વિષપ્રહાર કરનાર ;
વિષથી વૃક્ષ ઉગારી, વિપ્ર મળ્યો સર્પગર્વ હરનાર- ૨

લહરી વિષની નાખી, સગર્વ કિધ યત્ન બાળવા અહિએ ;
વિપ્રે માનજ મોડયું, તક્ષકનૂં ચાલિયું જરી નહિ તે ૩

ધન ! ધન ! ધન્વંતરિ કર્યું, સાર્થક વિદ્યાતણું સ્વભક્તિએ ;
વૃક્ષસહિત માનવિને, ઉગારિયું અતુલ નીજ શક્તીએ. ૪

રાવણસુતનો કર તે, ક્યમ પત્નિસદનવિષે જઇ પડિયો ;
કહેશે માંત્રિકવિદ્યા, જો મારગ અન્ય કાંઇ નવ જડિયો. ૫

ભૂખ, તરસ, મુનિજન જે, મટાડતા કંદમૂળ તો ખાઇ ;
લોખંડ લોટ ભક્ષી, રે'તા કઇ શરિરનાશ પણ નાંહી. ૬

વિશ્વામિત્રે કીધાં, શ્રીફલ જે શિર મનુષ્યનાં તેહ ;
સ્તવન કર્યું સાશ્ચર્યે, વિધિએ મનુજપ્રતાપ શો એહ !! ૭

વાવે ધાન્ય પ્રભાતે, રજનીએ તે રૂપી સુખે ખાય ;
એ કૃષિકેરી વિદ્યા, દેશીજન જઇ સુતી કહો ક્યાંય ? ૮

### સાખી.

ગગનપંથ સંચરતા બેશી, પુષ્પક વિમાનમાંહી ;
અંગમાંહિ આણતા કોઇ જે, મર્મ બતાવો કાંઇ. ૧

અધિક યુકિતએ ચક્રવ્યૂહ રચિ, કરતા રણસંગ્રામ ;
મચ્છયંત્ર તે ભેદી બાણે, કર્યું પરાક્રમકામ. ૨

શસ્ત્ર, અસ્ત્રની વિદ્યા શિખતા, ગાઇ ગુરૂગુણગાથા ;
કવચ ધરંતાં અજિંકય અરિથી, પામ્યા અક્ષય બાથા. ૩

યુદ્ધ કલેવર શુદ્ધ તપોનિધિ, વીર થયા વિખ્યાત ;
શુદ્ધ કલેવરધર્મ વિસારી, ઉપજ્યા દીન કુજાત. ૪

### શ્લોક.

ગુફા જુઓ વેરૂળકેરિ ભાઇ, મણા કશી કોતંરકામમાંહી;
તેવોજ છે તાજમહાલ.સાચો, વર્તૂળ ચાર ઘુમટેજ રાચો. ૧

### દિંડી.

ઘણાં મુલ્યવાન વસ્ત્ર શાલજોડી, કરે સ્પર્ધા તે અન્ય દેશ થોડી;
કેમ ભેટ કર્યો ગોટલામાં જોટો, કુશલ એવાનો આજ ભુપર તોટો. ૧

---

### કટાવ.

વેપાર બુડયો સહુ ભાઇ,
શૂં દરિદ્ર પવન ફુંકાઈ? સાવધ થાઓ—ટેક.

આવ્યા તેઓ, ઇંગલાંડથી, ભરતખંડમાં, ઉદ્યમકેરી, જાળરૂપ બહુ, તંતુ પસાર્યા, ઊર્ણનાભસમ, દશે દિશામાં, કર્યા લોકને, ઘેલા ગાંડા, સુંદર અતિ રમણીય વસ્તુએ, ભરી નાખિયો, દેશ સર્વ આ; કીર્ત્તિરાસડા, અધિક તેમના, હાંડબિલો તે, કાઢિ હજારો, બહું વિધ ગાયા; એ સમજો ચતુરાઈ તેમની, યોગ્ય બોલવા, શંકા કરિએ સુગ્ન જનોને, મન નહિ આવે, મન નહિ આવે. ૧

પ્રથમ આવિયા, પરદેશેથી, વિવિધ જાતના, કાચ કહૂંછૂં, આંચ એજ સહુ જનશિર બેઠી, ન લેનાર જે, પાંચ પુરૂષ પણ કદી ન નિકળે, તેના યોગે, નાચ વધ્યા બહુ; સમઇતણી નવ રહી નિશાની, વાસ કર્યો જ્યાં, વાલશેડ ત્યાં, રાંડ હાંડિયે, ન્યાત વટાળી; કંદિલ જ ઇને, ઝુમર વધ્યાં બહુ; તેલતણો ફિટકાર કરીને, આગળ પડિયૂં, રૌક અઇલિ તે; વાટ ભુલાવી, વાટ સરવને, મારગ પાડી, વાંતિ કરાવે, મીણબત્તિ જે, અતિ પવિત્ર તે, થઇને બેઠી; ચકમકકેરો, પત્તા ન મળે, દિવાસળી સહુ શોધે ફરતા; અગમબુદ્ધિ સહુ, અંતરચકિ છે, નાઠિ લોકની, મુંગા બેસિ જે, પર હાથે નિત, નિચોવાય છે, તોપણ કાંઇ, પ્રકાશ ન પડે, મનમાં જેને, મનમાં જેને. ૨

અસંખ્ય ખીલા, વળિ દાતરડાં, તેમ ત્રાજવાં, ચકચકીત અતિ, હોય આગિયા, શુદ્ધ શોભિતા, જોઈ લેતા, છરી કાતરો, ચમચા સું-

દર, મનહર પણ નવ, માલ ટકાઉ, વેચાઉ જે, માત્ર બજારૂ, વેશ્યા સરખો, એ માટે જન, કાન ઉઘાડી, સુણો સર્વ આ, મયુરવાણિએ, હાંક મારીને, અલ્પ બુદ્ધિએ, ફરિ ફરિ કહિયે, તે સમજોરે, તે સમજોરે. ૩

સોય ટાંચણી, સાલે અદકી, ખરેખરી છે, ખૂંચનારિ જે, ઉદર વિષે તો; સમજો ભાઇ, નષ્ટ થયાં છે, શસ્ત્રો સરવે, વસ્ત્રો હરવા, માથું ખોડવા, અસ્ત્રા વિવવિધ જુઓ આવિયા; મુંડન કરિને, કર્યા મુંડિયા, મૂછ ઉતારી, દાસપણાનાં, દિધાં જીર્ણપટ, એ ઉપર વળિ દરેક ધંધે હાથ ઘાલિ કરિ, ધૂળધાણિ ધણિ, એ કારણથી, વ્યાપારી બનિ ભિખારિને, ઘરબાર ત્યાગિ સહુ, ઉદરકારણે ફરે ભટકતા, પણ જન નિર્ધન, તેથિ તેમનો, થાગ ન લાગે; જગતીતલમાં કાંઈ; વ્યાપાર બુડયો ભાઈ. ૧

ભાતભાતનાં, કાપડ આવ્યાં, કાશમીર અતિ, જાડિ પોતમાં, તેને નિરખી, [illegible] બાપડિ, કાપડિનો ધરિ વેશ દેશ તજી, રહી છુપાઈ, સુખ[illegible] અલવાન, તેહપણ, ભય પામીને, તેજ પ્રમાણે, ગયો ભરાઇ; મલમલ, પુણિયા, માદરપાટે, માદરબખ્તે, નષ્ટ કરી દિધ, દાટ વાળિયો; અધિક સરિત જે, ચાદર તેનો, આદર અદકો, થાય તથાપિ, ગરમ નરમ ફલાનલ સમ સુંદર, શું તે દિસે છે? ધોતી જોડા રંગ પતંગી, લાલચોળ પણ, કોર ખોટિના, કોર ખોટિના.

એહ માલપર, અધિક પ્રીતિ ધરિ, તાકાની ઘડિ, સટક છોડતા, દેશી કાપડ, જાડું એટલે, નકામનું ગણિ, દૂર પટકતા; હાટહાટ જઇ, શોધે ભટકી, હરક હોંસથી, લંપટ નર તે, સ્વીયા તજિ જયમ, સામાન્યાઘર સટક સંચરે; જગન્નાથિએ, કહેરજ કીધો, નાગપૂરનો પ્રાંત બુડાડયો, બારામતિની પ્રજા બિચારી, મારવાડના મઉની પેઠે, ભૂખમરાથી, દશે દિશામાં, થઈ ભટકતી; તેજ પ્રમાણે નરમ બાપડિ, અમદાવાદડિ, થઈ પડિ મૂર્છિત, અપ્રસિદ્ધ જે, આજકાલની તેહ વિલાયત, થઇ અબાદ ઠિક, કળાકુશળતાતણી, લગાડી લાલચ સૌને, બંધ કરીને, માલ દિયે, મતિઅંધ તોયપણ, ખરિદ કરે ઝટ, દાદ મળે નહિ, જેની ફરિ કદિ, જેની ફરિ કદિ.

સમજે છે સહુ, સારી પેઠે, વિલાયતી વ્યાપારિ વાત એ, તથાપિ તે છે, સુજાણ અદકા, ઇમાન નિજ તે, કદી ન છોડે, નિજ ઉદ્યમનાં, આર્ય દેશમાં, મૂળ અધિક ઊંડાં વિસ્તરવા, સાખ સાચવે; તેજ પ્રમાણે, સેનો સુંદર અને દુમેટી, સુશી સુશોભિત, ઉસિકાં માટે, ઘરઘર વ્યાપી, દેશી કાપડ, વરજિ ગામડી, નકાર ભણિને, નાક ચઢાવે, જન જંગલિ બહુ, નિંદા કરતા, પરઘર ભરતા, પરઘર ભરતા.

ભાત ભાતની, સરસ લીલિછમ, ભુરા રંગની આસમાનિ વળિ, લાલ રંગની, છીંટ ભભકતી, થોડિ વારમાં, ઝાંખિ પડે વળિ, ટકે ન ઝાઝી, ભાત તનિ, ભત્રિ ભાતે, જનનાં મન ઉદાસ કરિ, જતી રહે ઝટ, જળમાર્ગે થઇ; મુગટા મનહર, વળી પિતાંબર. ધાબળિ ચિંગી, બુડી ગયાં સહુ, કંઈ અબોટિયાં સણનાં આવ્યાં, પીળાં ઘમરક, એજ પ્રમાણે, કાપડ સત્રળે, પ્રસરિ ઘરોઘર ભાન વગરના, કરી સર્વને, પાપડ પેઠે, સદાય સેકે, લાજ એનિ ધરિ, સંપ કરો સહુ, પછિ પરમેશ્વર, આશ્રય દેશે, હરકત હરશે, બરકત મુકશે, અમરે ભરશે, કાંક વિચારો, સમજ ધરીને, જન નિજ અંતરમાંહી, વ્યાપાર બુડયો૦

ગાદીતકિયા સાથ, યુદ્ધ કરિ જીત મેળવી. ટેબલ ખુરશી, ઘરઘર વ્યાપી, કોચ પેટિઓ, બાંક વાંકડા, સુંધા ભાવની, સરસ ખુરસિયો, ભાતભાતની, પેનસીલ વળિ, હોલ્ડર ઘરઘર, સ્લેટ, પેન, રબ્બર, કૌતકિ અતિ લાંબુ ટુંકૂં થઇ મન રિઝવી, માંકડાંનિ જ્યમ, મદારિકેરૂં, ઉદર ભરે નિત, બુડયો બાપડો, ગુંદર સુંદર. વેકૂર નિકળે, તે ન મળે તો, લાખ લિયે પણ, ગુંદરને નિજ, ઘરઅંદર કદિ, ન દે પેસવા, એવા મુરખા, એવા મુરખા—

વિસામો—

રકાબિઓ ત્યમ, ઘરઊંદર થઇ, દર કરિ પેઠી, જોઇ તેમને, ધાક માનિ મન, થરર થાળિઓ, કંપી ઉઠી; નાકતણા જે જોડા તે તજિ, નાક વિના થઇ, નાક વિનાના. બૂટ પાક ગણિ, પ્રેમે વ્હોરે, બ્લાકિંગ બ્રૂસે, કાળું કરે વળિ, છત્રિ લાકડી. વિલાયતી શુભ, હોં-

સ તેની મન, ગંજિફ્રાક ગળબંધ, રૂમાલે, વાસકુટે વળિ, હદવાળી ધણિ; બટન તેહપર, લાલચોળ લીલાછમ ધોળાં, કાળાં પીળાં; ટોપી મોજાં હાથ પાયના, કોટ બેવડા, લટકાવે ઘડિયાળ સાંકળી, સહિત કૂંચિ ખુબ, પીળી ધમરક, લે આનંદથિ ધનનિ કોથળીનું મોં ખોલી પરઘરનો નિત ભરતા ખાડો, ભરતા ખાડો–વિસામો–

ટંબરેલને નિરખિ દુરેથી, તપ કરવાને તરત કળશિયા, કાશિ નિવાસી થયા બિચારા, પંચપાત્ર તે નામ માત્રનાં, રહયાં ગ્લાસ ઘરઘર વધિ પડિયાં, બળકરિને બરણિએ ભગાડી, મનકરણીને, કુજા સુજાતી, લે પ્રીતી ધરી, એજ પ્રમાણે ઘરઘર પ્રસરી, પાત્ર પ્રમાણે, કેટલીક બાટલિઓ તેણે, વટાળિ સઘળી, નાત નિર્મળી, અર્કં જેહમાં એવી કુપ્પિઓ, લેતાં જન સહુ, મેળ ન રાખે, નીજ ધર્મનો, નીજધર્મનો–વિસામો.

ડાબલિઓનો દાબ વર્ણવું, બહુ ખુબિવંતી, અષ્ટકોણ, ચોખૂણી સાદી, ગોળ વળી આકાર બદામી, પૂર્ણ અરધિ કો, એવિ કેટલિક. શિંગદાનિ નવનવા રંગની, તેપર સુંદર કામ રૂપેરી, કાચ જડેલી છત ધણિને વળિ, સસ્તી અતિસેં, ખપ ન હોય પણ, માત્ર મોજને માટખરિદતા, અધિક પ્રીતીએ નરનારી સહુ, નરનારી સહુ–વિસામો–

દારૂપિવાનો ભાતભાતનો ભ્રષ્ટ બુદ્ધ કરિ નષ્ટ નરોની, અતિ આનંદે, લિયે સર્વજન, મોંઘે ભાવે બ્રાંડી, શાંપિન, સોડાવાટર, બીર, પોર્ટ અતિ, સરસ શરાનો, શુદ્ધ રૂધિરસા શોભિત સહુમાં, ચિરૂટવિના પા ઘડી ન ચાલે, પાઘડિ વેચે બિસ્કિટ બહુ મીઠાં સુખદાતા; ચંદન, પાચ, ગુલાબી અત્તર પાછાં હઠિયાં, જોઇ લવ્હેંડર સદાફ્લોરીડા, સુગંધવાટર એવિ તતૂડી, બજે મુલકભર, શાહિ વિલાયતિ કાગળના ઢગ, હાટમાંય ભરપૂર ભરેલા જેહ ભાળતાં ભ્રમિતબુદ્ધિજન કરે ખરીદ ભરમાઇ–વ્યાપાર બુડયો–

એવા સુજ્ઞ અતી ઉદ્યોગી, કોણ અન્ય ઇંગ્લીશ વિના જગ, ખરે ખોળતાં કળા અને કૌશલ્ય શલ્ય થઇ, ખુંચે સર્વને યંત્ર જંત્ર તંતર વિધવિધથી, ભોગવતા બહુ સૂખ સ્વર્ગનાં; વળી

કઠણ પર્યટણ દૂર દેશાવર કરતા, હરતાફરતા, આગગાડિનું, સાધન આણ્યું, જેથી કરિને વાર ન લાગે, પરદેશેથી નીજ દેશમાં સકલ આવવા, ધન મનવેગે, ધન મનવેગે—વિસામો.

ઉતાવળી નહી આગગાડિએ, મન એવૂં ગણિ, તારયંત્રથી મંત્ર પ્રમાણે સમાચાર પલ એકે પ્હોંચે; મેલ હજારો; મેલ જવાને માટે રચિયો; વળિ દુસ્તર રત્નાકર તરવા; માર્ગ શોધિ મૃદુ; આગબોટને અથાગ જળમાં, લાગ જોઇને, ચલાવતા ખુબ, સુલભ કરિયું દ્વીપાંતરમાં જવું આવવું, જવું આવવું,–વિસામો.

ટંકશાળ નાણાંતણિ જોતાં, થકિત થાય મતિ, ગુણ ગાતાં અતિ, અતુલ્ય વળિ ત્યમ, યંત્ર સૂત્રનાં, પૂર્ણ હોય જ્યમ કામ દૂતનાં, રોજી મરજી દરજીની તોડવા શિવવાકેરાં યંત્ર બનાવ્યાં; વળિ લુહારનાં ભાતભાતનાં; બૂટ બનાવી, ચમારકર સંપૂટ કરાવી, લિધા બાંધિને; બરફ બનાવ્વાતણો યંત્ર વળિ; ફોટોગ્રાફ છબી લેવા મશ્કરિ કરવા મન, ધન નિચોવિ લિધ, હવે લુખાં મુખ, જુઓ આર્યનાં; એજ પ્રમાણે, ગ્યાસલાઇટનું, ચિત્રગુપ્તસમ, છાપાકેરું, દેશ હિતેચ્છુતણે હૃદયધર, આગ લાગિ જો, હોય કદાપી, હોલવવા તે, બંબાયંત્ર બનાવ્યું બહુ શુભ, સૂમ થયા સહુ, જોઈ સર્વ તે, જોઈ સર્વ તે–વિસામો.

હોકાયંત્ર અને બલૂન વળિ, વાચ જાણવાને દિનમાન, અહોનિશ ટકટક, કરે અતીસેં, એવિ કેટલિક ચિજો હું વરણું, મઝા વિવિધ કરું વખાણુ શાં અતિ, સર્વ કળાઓ જન ઉપયોગી' સમજિ આર્યજન શિખો સરવ તે, સંપ કરીને, કરું પ્રાર્થના પરમેશ્વરની, સ્વદેશનું જ્યમ હિત ઝટ થાએ, વ્યથાતેડથી, કરી વેગળા, સુખ તટપર લઈ, સધ મૂકશે, તેમ સર્વદા શુદ્ધ બુદ્ધિ દો, સરવ કાળ સુખદાઈ; વ્યાપાર બુડયો સહુ ભાઇ–૧

## લાવણી.

તળિયાઝાટક કુંભારકેરાં, કામહરણુકારણ કરિયાં;
નળિયાંને ઠેકાણે પતરાં, ઘરઘરપર અહિં પાથરિયાં. ૧

નાકતણા જોડાનું નાક લઈ, નકટા બુટ તે બદલ્લ કર્યા;
મોચિ બિચારા કરે શોચના, રાત દિવસ દિલ રહે ડર્યા. ૨

આગગાડિએ આગ લગાડી, ગાડિતના ઉરમાંય ઘણી,
તાડિત થયલા તેહ બિચારા, શૂં કહું દુખ તેનું વરણી. ૩

કાસદકેરા ઉદ્યમકેરૂં, કારા કાઢવા આશ ધરી;
તારાયંત્ર તડિતસાહિત્યથિ, બનાવિયું બહુ બેશ કરી. ૪

રાંડિરાંડ ડોશિના રેંટિયા, દુવારકાના દરિયામાં;
બુડાડવાને કાજ બનાવ્યાં, યંત્ર બહૂ ધનઆશામાં. ૫

લુવાર, સાલવિ, સુતાર તે, લાચાર બન્યા આચાર તજી.
યંત્રતણો છૂમંતર ભણિ, અડદિયા ન છાંટ્યા હોય હજી! ૬

કાંકણુની મોંકાણ વળી, લંગડુ કરિ ગઈ બંગડિ આવી;
કંસારાને અણસારામાં, સુવાડિ દીધો શરમાવી. ૭

તતૂડિવાળા, માળી, ગણિકા, ગણક જગતમનધનહરણાં;
રહ્યાં એટલાં વળી તનન, વાજિત્ર વાજતાં રોજિતણાં. ૮

કંતારી, અંતારિ, ચિતારા, રંગારી રખડતા થયા;
ધંધા સહુના લૂટિ લિધા, થઈ છેક હૃદયમાં રહિત દયા. ૯

## પદ.

પંડે શિ પેઠી ઘમંડ, તમારે, પંડે શી પેઠી ઘમંડ—ટેક.

ષોડશ કોટિ ખંડણિ જાતાં, બાકીજ દંડ ઉદંડ. તમારે ૧
કોટી દશનૂં કંચન લોછો, વાદ કરો છો વિતંડ. તમારે ૨
તાલ નથી વ્યય કરવા આપણને, ભરિયો છે રે પરખંડ-તમારે ૩
લેવા રહ્યું હરી નામ અવર ના, બેઠા શું થઈ કરિ થંડ-તમારે ૪
ક્યાં લગી તે વડીલાર્જિત રેશે, છુટિયો જ્યાં વાત પ્રચંડ.-તમારે ૫
હોય સિલક તે બાહર કાઢો, ધરોને ઉદ્યમનું કોદંડ.-તમારે ૬
તેજ તમોપર કંઈજ મળે ના, દીસોછો કેવળ ષંઢ.-તમારે ૭
યંત્ર સ્વદેશે આણ્યા પછી મા, જાણજો રેશે અખંડ.-તમારે. ૮
દાસ કહે વ્યાપાર તે કરવા, જમવો ઝડપથી ફંડ.-તમારે. ૯

## રાજનિષ્ઠા.

### લાવણી.

રાખ ચિરાયુ રાખ અમારી સહપરિવાર મહારાણી,
વરણું કેટલી, કીર્ત્તિ છે અતુલ્ય થાય થકિત વાણી. ધ્રુપદ.
દયાતણી છે બીજમૂર્તિ, વત્સલતા ધરિને પ્રજા ઉપર,
કૂર્મદષ્ટિ તે, સતત રાખે નિજ ધર્મ સમજિ સુંદર,
પાંચ ખંડપર પ્રતાપ રાજે, કંપે દુશમન થરર થરર,
તેજ મુગટમાં, કોહિનુરતણૂં તેમ તનપર મુખપર ;
સંભાળો સર્વદા પ્રભૂજી, અરજ અમારી ઉર આણી;
વરણું કેટલી—૧

અમલ જામતાં જેનો જગથી ડર ડરિ સરવે દૂર થયા,
હુકમ બરાબર, ભાગ્યના પડદા સરવે ફાટિ ગયા,
ફેલાયૂં ધન વિના હરકતે તસ્કર ખળ નવ દિસે કયા,
કોળિ નાળિયો, પાપિ પિંડારા સાંભળવાજ રહયા,
ધરી કાળજી નાશ કરીને કર્યાં સર્વને ધુળધાણી,
વરણું કેટલી-૨

વિદ્યા વાધી પ્રાંત પ્રાંતમાં સર્વે કાયદાકેરી જાણ,
હેતુ તત્વ ને, ન્યાયની રિતે ફેરવેછે નિજ આણ;
તેમ જ્યહાંત્યહાં ઔષધશાળા કાઢિ દર્દનો કાઢયો ધાણ,
રોગ શરિરના, ધાકથી કરે ગમે તે માર્ગ પ્રયાણ,
જશવંતી જગમાંહિ વિરાજિત સહુ સદગુણની છે ખાણી.
વરણું કેટલી-૩

માન રહિત જે, ન લે ભેટ, મન ધાક ગણેછે રંક શ્રિમંત,
સરખિ દાદ દે, સત્વર કરી સડક કાપવા કુપંથ,
પ્રવાસ કારણ પળે અગ્નિરથ લાવે નિધિનદિકેરો અંત,
ત્વરિત તેથકી, કર્યું છે તારયંત્ર એ બુદ્ધિ અનંત,
પ્રજાતણાં સુખદુઃખ સુણે છે, સર્વશિરોમણિ ને. શાણી.
વરણું કેટલી-૪

જુઓ વ્યવસ્થા રાજકાર્યની, છેજ પ્રસંગે અધિક ઉદાર,
મેળ રાખની, રૂપૈયા પૈનો, કંઇ ન ઉચાપત ધાર;
રૈયતને રક્ષવા નીરમી, ફોજદારિ કોરટ ભયકાર,
તેમ દિવાની, ઉઘાડી લ્હેણદારકાજે તૈયાર,
તેથિ પ્રાર્થના કરિયે પ્રભુજી, જોડિ પ્રેમથી જુગ પાણી,
વરણું કેટલી—૫

## સુધારાવિષે ઇશ્વરપ્રાર્થના.

### કાવ્યછંદ.

જય જય શ્રી અવિનાશ, આશ અમને છે ત્હારી;
ત્હારાવણ કો બાંહ્ય, ઝાલશે આજ હમારી. ૧.
અમે નિરાશ્રિત છિયે, છેક લાચાર અતીસે;
તેપર શિદને બાપ, ભરાયો છેકજ રીસે. ૨.
જેપર પૂરણ મ્હેર, તેહપર કેમ કરીને;
ગજબ ગુજારયો આજ, અંતરે ક્રોધ ધરીને. ૩.
તે કારણ તો નથી, લેશ મુજથી સમજાતૂં;
ન્યારિ ત્હારિ કૃતિકેરૂં, નથી અનુમાન કરાતૂં. ૪.
એવો શો અપરાધ, થયો અમથી પ્રભુ ત્હારો;
કે ઓચિંતાં આમ, પાડિયો દુખનો મારો. ૫.
દેશીજનની દશા, છેક માઠી કયમ કીધી;
આ અવસર જગપાળ, કેમ સંભાળ ન લીધી. ૬.
વ્હેમ શત્રુને હાથ, નાથ સોંપી કયમ દીધા;
હાલ હવે શા થશે, ઉગારી જવ નવ લીધા. ૭.
બડો શત્રુ બળવાન, તેની આગળ કયમ ચાલે;
અરે! કોણ આ કાળ, આવિને તેને ખાળે. ૮.
રે! પ્રભુ કોની આશ, આવિ વેળાએ ધરિયે;
ત્યમ એ દુખની વાત, કોનિ આગળ જઇ કરિયે.. ૯

સતિએ સભામુઝાર, દીન વાણી જવ ભાખી ;
તવ શ્રીજગદાધાર, તેંજ જ્યમ લજ્જા રાખી. ૧૦.

તેમ સજન નિજ દાસ, તેનિ રક્ષા તુજ હાથે ;
થવી ઘટેછે નાથ, જવૂં ક્યાં આજ અનાથે. ૧૧.

તેલકઢાથી જેમ, સુધન્વા બાળ ઉગારયો ;
જેથી જસ અદભૂત, જગતમાં જામ્યો ત્હારો. ૧૨.

દાસતણાં હિતકાજ, એમ સઘળે તું ધાયો ;
ભકતપાલ ભગવંત, જગ્તમાં તૂંજ ગણાયો. ૧૩.

ગ્રાહથકી ગજ જેમ, છોડવ્યો દીનદયાળુ ;
વ્હેમપાશથી તેમ, મુકત કર પરમ કૃપાળુ. ૧૪.

કૃપાદ્રષ્ટિ તવ હોય, તોજ ચિંતા નવ રેહે ;
દીનબંધુ જગનાથ, વિશ્વજન તુજને કેહે. ૧૫.

પામે દુઃખ અપાર, દેશિજન જેથી ઝાઝૂં ;
તેથી અંતરજામિ, અધિક અંતર હૂં દાઝૂં. ૧૬.

ઠામઠામ અજ્ઞાન, હિંદુઓમાં અતિ વ્યાપ્યૂં ;
વ્હેમ શત્રુએ નીજ, થાણું આ કાળે થાપ્યૂં. ૧૭.

તેથી પ્રજા પિડાય, હાય મુખથી પોકારે ;
અરે ! સુધારાવિના, આજ કુણ ધાયે વ્હારે. ૧૮.

સોડ તાણિને સુતો, આજ કયાં જઇ સુધારો ;
ડરી શત્રૂથી તેહ, જીવ લઇ નાઠો યારો. ૧૯.

દળવાદળ દળસાથ, વ્હેમ શત્રૂ ચઢિ આવ્યો ;
થઇ સૈન્યમાં ફૂટ, તેથિ તે તો નવ ફાવ્યો. ૨૦

ઉલટ હામ નવ રહી, સૈન્યમાં તેથી ઝાઝો ;
કરી પરાક્રમ પ્હેલ, પછી સૂધારો લાજ્યો. ૨૧.

જે જયૌ તે કયાં થયૂ, જવૂ ત્યાં તેણે ભાઇ ;
તેનિ સૂઝ નવ લેશ, પડી તેને તો કાંઇ. ૨૨.

જેહ સાથિયા થયા, તેજ ચાલ્યા સહુ છોડી;
કરી વચનનો ભંગ, લાજ મરજાદા તોડી. ૨૩.

હવે તેહનૂં કેમ, જોર શત્રૂપર ફાવે;
વ્હેમ દુષ્ટ નૃપસાથ, હવે શૂં જંગ મચાવે. ૨૪

દેશસુધારો આજ, દૂર જઈને તે છેટો;
અંતર થઇ ઉદાસ, બાપડો પોતે બેઠો. ૨૫

દશા દેશની માંહિ, એથિ નિશ્ચે કરિ થાશે;
કરયૂં કારવ્યૂં વ્યર્થ, પાણિમાંહી સહુ જાશે. ૨૬

પૂર જોરમાં જ્યાંહ, ગાજતો રાજ સુધારો;
દીસે છે સહુ ઠામ, ગાજતો આજ કુધારો. ૨૭

અરે! દેશની દાઝ, કોણ વિરલો ઉર લાવે?
વ્હેમખાનને દૂર, દેશમાંથકી નસાવે. ૨૮

કોણ સ્વાર્થને તજી, આજ પરમારથસારૂ;
કમર બાંધશે મર્દ, છોડિ મારૂં ને તારૂં. ૨૯

કષ્ટ કાપવા કાજ, દેશિજનના કુણ ધાશે;
કીયા માઇના પૂત, સાહય તેને તે થાશે. ૩૦

સાચા વચની થઇ, ઊર અભિમાન તજીને;
દયા દેશિનિ આણિ, મંડશે શસ્ત્ર સજીને. ૩૧

એક પંથની વાત, તેહ તો સરવે છોડી;
કોણ નાખશે વીર, વ્હેમબંધન તે તોડી. ૩૨

સંકટ ખમિયા વિના, નહીં જશ મળશે કાંઇ;
એજ સમજ નિરધાર, રાખજો અંતર ભાઇ. ૩૩

જુઓ થયા આચાર્ય, દેશમાંહી વિખ્યાતા;
શંકર સમ વિદ્વાન, જ્ઞાનમારગના જ્ઞાતા. ૩૪

જૈન ધર્મ ખંડિને, જગતમાં ડંકો કીધો;
ધન્ય માતની કૂખ, ભલો જસ જગમાં લીધો. ૩૫

ધીર વીર એહવો, મળે ક્યાં પંડિત પૂરો;
જ્હેમ શત્રુનો કરે, પલકમાંહિ જે ચૂરો. ૩૬

અરે! પ્રભૂ એહવો, પ્રાક્રમી અમને આપી;
દેશીજનનાં દુઃખ, સ્હેજમાં નાખજ કાપી. ૩૭

એ છે અંતર આશ, દાસ અમને તુજ ભારી;
ધરી અર્જપર કાન, નાખ તૂં દુઃખ નિવારી. ૩૮

આપ જ્ઞાનનૂં દાન, આજ અજ્ઞાની અમને;
જેહ ઝટ દુર કરે, વ્હેમરૂડી કુડ તમને. ૩૯

અંતરપ્રેરક ઇશ, નામ ત્હારૂં છે સાચૂં;
દીનદયાળ કૃપાળ, તેથિ તુજને હૂં જાચૂં. ૪૦

સદવિદ્યા ને સંપ, આજ અમવિષે વધારી;
ટાળ કુસંપ કુચાલ, જેહ દુખકારી ભારી. ૪૧

દ્વિપ,[૭] દર્શન,[૬] વસુ,[૮] ચંદ્ર,[૧] સને જે સભા સ્થપાઈ;
માસ માર્ચ તારીખ, એકત્રિશમી સુખદાઇ. ૪૨

જ્ઞાનેચ્છૂ અભિધાન, તેનિ વિનતી ઉર ધરજે;
પરમારથ લહિ ઇશ, સૂખ શાંતી તૂં કરજે. ૪૩

દેશી જનહિતકાજ, જન્મ એનો શુભકારી;
થયો હાલ જગપાળ, અવસ્થા બાળ વિચારી. ૪૪

નિત રાખી સંભાળ, તેનું રક્ષણ કર રોજે;
ઉલટ હામ પ્રેરિને, રાખજે નિત્યે મોજે. ૪૫

ત્હારા વણ આસરો, હમે નથિ કોનો ધરતા;
બેડો સહજે પાર, થાય સમરણ તુજ કરતાં. ૪૬

કોઇ ગણો અજ્ઞાન, કોઇ નાદાન વિચારો;
પણ તું અંતરજામિ, સાક્ષિ છે એક અમારો. ૪૭

હવે વિનંતી એહ, અમારી છે જગરાયે;
ઠામઠામ અજ્ઞાન, મટી સૂધારો થાયે. ૪૮

સભા તરફથી કરી, પ્રાર્થના શુભ આ ઠામે;
વ્હેમ વિઘ્નના કોટ, ચૂર્ણ થાયે તુજ નામે. ૪૯

દાસ સવીતાતણી, વિનંતી ઉરમાં ધારી ;
જય જય જય જગપાળ, આપ સુખ કષ્ટ નિવારી. ૫૦

મિશ્ર.



# અંગ ૫ મું.

## ગાયનમાળા.

## પ્રભૂ ભજવા વિષે.

ભેરવી.

બિનતી જુ મેરી રઘુનંદનસે—એ રાગ.

૧

જગજીવન તૂં રટજે રસના, સહુ સૃષ્ટિતણો શ્રૃંગાર જે;
કરૂણાકર પાલક વિશ્વતણો, પ્રભુ આદનિરંજન સાર જે. જગજી૦-૧

વસુધા, નભ, સિંધુ તથા સરિતા, નગ આદિકનો રચનાર જે;
પરમેશ્વર પૂરણ પ્રેમથકી, ભજીને ભવદુઃખ વિસારજે. જગજી૦-૨

## દેવીની પ્રાર્થના.

સુધરઈ—કહાનડો.

તું માલીક હેં સબકા, ખુદાયા ખુદાયા. એ રાગ

૨

ભજૂં રોજ ભાવે, ભવાની ભવાની,
ધરૂં નાજ ચિંતા, કશાની ભવાની. ભજૂં. ૧

સુખો સર્વ આપે, દુખો સર્વ કાપે;
દયાળી તું માતા, ન છાની ભવાની. ભજૂં. ૨

ઘણો દુષ્ટ પ્રાણી, મને માત જાણી;
ઉગારો અરે! અર્જ, માની ભવાની. ભજૂં. ૩

નથી આશ મુજને, અવરની જરાયે ;
હવે કર તું દૃષ્ટિ, કૃપાની ભવાની. ભજું. ૪

## ઈશ્વરભક્તિ.

### દરબારી કહાનડો.

"કોન હરિબિન દુખકો મિટાવે"—એ રાગ.

૩

જગપતિ ગતિ અતિ તુજ ન્યારી; વિશ્વભરણુ, સુખકરણુ કૃપાકર,
કયમ વદિયે વિસ્તારી. જગપતિ. ટેક

મોટા મુનિજન વરણી થાકયા, તુજ મહિમા પ્રભુ ભારી રે ;
તે આગળ છે કોણુ માત્રમાં, મતિ અતિ અલ્પ અમારી. જગપતિ .૧

જલ, થલ, નભ વ્યાપક સર્વેશ્વર, સત્તા સઘળે તારી રે ;
અજર, અમર અજ તુજને કહે છે, સંત મહંત પુકારી. જગપતિ..૨

દીનબંધુ દુખહરણુ દયાનિધિ, દે તનતાપ નિવારી રે ;
તુજવણુ અન્ય ન ભાસે અમને, ભવસંકટભયહારી. જગપતિ. ૩

## જીવને શિક્ષા.

### જીલા બરહનસ-પદ.

અબી છોડ દેગા તું ઈન્કાર—એ રાગ.

૪

સમજરે સમજ મૂઢ, ગાફલ અટક તૂં,
પ્રિયા ! પ્યારિ ! લવતો, ન પૂઠે ભટક તૂં—સમજરે—ટેક.

પસારી વિષયજાળ, માયા નટીએ ;
ન ફસ ચેત રે ! ચેત ! એથી છટક તૂં. સમજરે. ૧

નથી કોઇ પ્યારી, નથી કોઈ પ્યારૂં,
કરી દે બધી દૂર, દિલથી ખટક તૂં. સમજરે. ૨

જગત જાૂઠ સંધૂં, નથી કાંઇ સાચૂં,
જુવાની લહે ચાર, દિનની ચટક તૂં. સમજરે. ૩

પ્રભૂભક્તિ સાચી, પ્રભુનામ સાચૂં,
અવર જે સરવ, દૂર તેને પટક તૂં. સમજરે. ૪

## ઈશ્વરપ્રાર્થના.

### ખમાચ-જીલ્લો

### ગજલ

સરખસર શુક કરો, સરખસર શુક. એ રાગ.

૫

પ્રભૂ શુભ શાંતિ કરો, પ્રભૂ શુભ શાંતિ કરો;
શાંતિ કરો વિશ્વભરણ, વિઘ્નહરણ. શાંતિ-ટેક

તૂંજ છે અનાથતણો, નાથ વિશ્વનાથ;
બંધુ પ્રેમે પ્રાર્થના તુજ, કરિયે જોડી હાથ.
પ્રભૂ શુભ શાંતિ. ૧

ભાવ વિના ભક્તિથકી, મુક્તિ વસે દૂર;
માટે ભાવે મન અમારાં, ભર સદા ભરપૂર.
પ્રભૂ શુભ શાંતિ. ૨

ધર્મકર્મમર્મતણૂં, લેશ નથી ભાન;
દે તું ભુવનભૂપ, નિજ સ્વરૂપતણૂં જ્ઞાન.
પ્રભૂ શુભ શાંતિ. ૩

## ગોપીજનોની વિનંતિ.

### પરજ-કાલિંગડો.

કર્યાં રે ખડા હિંદુસ્તાની-એ રાહ.

૬

શિદને તજો ગિરધારી, સુણિયે અરજ અમારી. શિદને-ટેક.
એવડો શો અપરાધ અમારો, મનમાં જુઓને વિચારી.
સુણિયે અરજ-૧
પ્રેમના પંથની, પોથી પઢાવી, હાવાં શું દો છો વિસારી.
સુણિયે અરજ૨-

અક્રૂર ક્રૂર થયો અમ ઉપર, એજ કરમગતિ ન્યારી.
સુણિયે અરજ-૩

દાસી તમારી કેમ સહે આ, કપરી વિજોગ કટારી.
સુણિયે અરજ-૪

દેવ દયાનીધી, કરૂણા કરીને, ચિંતા દો ચિતની નિવારી.
સુણિયે અરજ-૫

## ગણિકાકલહાંતરિતા.

### પીલુ.

સોતનઘર ગયે રહે રે-એ રાહ.

૭

કેવી બની મુજથી મુરખાઈ, રસિયો ગયો રિસાઇરે,
ભલા-રસિયો ગયો રિસાઈ રે-કેવી-ટેક.

મનમોહન મન મગ્ન થઈ જવ, મુજપર અતિ લોભાઇ રે;
રત્નમાલ આપતો હતો તવ, મેં નવ લીધી કાંઇ રે;
ભલા-મેં નવ લીધી કાંઇ રે-કેવી-૧

સુધાસમાં સુંદર વચનો નવ, બોલી મુખ સુખદાઈ રે;
વ્યર્થ મરોડ ધરી હું મનમાં, કાંઇ ન લાભ કમાઇ રે;
ભલા કાંઈ ન લાભ કમાઇ રે-કેવી-૨

શાણપણું મુજ તે મુજ મુખથી, કેમ વખાણું ગાઇ રે;
નિજકર નિજ પદ પથ્થર મારી, રેહેવું પડયું પસતાઇ રે;
ભલા રેહેવું પડયું પસતાઇ રે-કેવી-૩

## કજોડાં વિષે.

### યમન કલ્યાણ.

મેં દુલહા બન જાઉં, તોહે દુલહન બનાઉં-એ રાગ.

૮

શી ગતિ મારી થાશે,
આ દિન ક્યમ જાશે? દિન ક્યમ જાશે આ, દિન ક્યમ જાશે;
શી ગતિ મારી થાશે, આ દિન ક્યમ જાશે?-ટેક.

બાળાપણથી બુઢ્ઢા સાથે, પરણાવી વણ ત્રાસે ;
આ દિન કયમ જાશે ! ૧

દીકરીનું સુખ તે કેમ ભાળે ? સ્વારથ જેહ તકાશે,
આ દિન કયમ જાશે ? ૨

માતપિતા મુજ કે મુજ વેરી, દુઃખી કરી ધનઆશે.
આ દિન કયમ જાશે ! ૩

વેવિશાળિયો મરજો વેહેલો, ભાવટ ભવની કપાશે,
આ દિન કયમ જાશે ? ૪

મરજોબન ભૂંડું આ સહુથી, વિધવિધ તર્ક પ્રકાશે,
આ દિન કયમ જાશે ? ૫

કૂવે પડું કે લઇ વિખ ખાઊં, બંધાઊં જમપાશે,
આ દિન કયમ જાશે ! ૬

ભોગ મળ્યા છે ભવમાંરે પૂરા, વ્હારે હવે કોણ ધાશે ?
આ દિન કયમ જાશે ? ૭

મોતથકી મુજને નવ મીઠું, આ અવસર કાંઇ ભાસે,
આ દિન કયમ જાશે ! ૮

## ચાર લુંટારા.

### રાગ હાલારી.

૯

૧લો. (અલ્યા !) ઓલી પેમલી પોયોં જણતી,
ઓલ્યો પેમલો હુવાવડ ખાય;
ઉંદર ખોદે ભોરંગ ભોગવે,
એમજ હાલ્યું જાય;
ડોચકાં દૂર ઉરાડીરે,
લેવા લૂંટી લોકને દહાડીરે. ૧

૨ જો. (અલ્યા !) તીર ને કામઠું હાથ ધરી હું
રખડું રાને રાન;

મર્દ મુછાળાની મામ મુકાવું,
વાઘના ઝાલું કાન;
ડરું નવ કેનો ડરાવ્યોરે.
ભમૂં નવ કેનો ભમાવ્યોરે. ૨

૩ જો. અલ્યા! એક બામણું મારતાં,
સેંકડો બામણાં લાડુ ખાય;
માટે બામણને હરગ પમાડે,
પુનનો પરવત થાય;
એવી ઉંડી અકલ મારીરે
એવી કયાંથી હોય તમારીરે. ૩

૪ જો. અલ્યા! ડુંગરાવાળી દેવી દયાળી,
માતાતણી મેહેર સાર;
લૂંટમાં તેનો ભાગ રાખ્યો પછી,
પાપ હાનું તલભાર;
ગરૂએ જ્ઞાન બતાવ્યુંરે,
મારે મન બહુ બહુ ભાવ્યુંરે. ૪

## ઉપદેશ.

### કાલિંગડો-લાવણી.

### ૧૦

ધરમતણો તો મરમ પરમ છે, ગુપ્ત યાર મુખ શું કહિયે;
શરમ છાંડિ કુડ કરમ કરેથી, દુખદરિયે ડુબતા રહિયે. ૧

ભરમભેદ સદગુરૂ કૃપાવણ, આ જગમાં ક્યાંથી મળશે;
નરમ શબ્દ આ સુણી કરે, સતસંગત સંશય તો ટળશે. ૨

સદાચરણપર રાખ સ્નેહ શુભ, ચાખ સુધા દિનદિન સારી;
દુરાચરણને શરણ થતાં છે, મરણપુઠે દુઃખ તો ભારી. ૩

ધરિ પ્રીતિ નિત પાળ નીતિ, ભવભીતિ જેહ સહુ વિસરાવે;
છોડ જગતજંજાળ, કાળ વિકરાળ તુજપર નવ ફાવે. ૪

ધરી હામ, નવ મૂકી મામ, કર કામ, નામ રટ, રામતણું ;
ધાર સંકળ સંસાર, વ્યર્થ નિરધાર, યાર કહિયે શું ઘણું. ૫

## ધર્મઢગો તથા તેમના સેવકોને સૂચના.

### સાખી.

(૧૧)

ધર્મઢગો નિજ સત્ય ધર્મનો, મર્મ લેશ પણ નવ જાણેજી ;
ફક્કડ અક્કડ બની અંતરે, અહંકાર અદકો આણેજી. ૧

ભાતભાતની મનમાનતી, મોજ મગન રહિને માણેજી ;
ઝંપલાવિને પડે ઝટ દઇ, વિકટ વિષયકેરી ખાણેજી. ૨

નાજુક નારી ભણી કસાઇ, નેનતીર તાકી તાણેજી ;
ચિત્ત હરણ પરકિયાતણું તે, એમ કરી દે એ ટાણેજી. ૩

ઘોસો.

કરે ચિત હરણ એમ પાપી, સુબુદ્ધિ ચરણતળે ચાંપી;
નફ્ટ થઇ શર્મબંધ કાપી, રહે પરનારીપર ટાંપી ;
ગુરૂ થઇ જ્ઞાનબોધ નાપે, ખળો નિજ ધાર્યું કામ માપેજી;
શઠ ગુરૂ સહુ. ૪

### પીલુ–લાવણી.

કેમ ફાંકડા બની ફુલો છો ધર્મઢગો મનમાં,
ગઇ આબરૂ છેક તમારી જુઓ સરવ જનમાં. કેમ. ટેક

પ્રથમ મોજમાં ગર્ક થઇને ખાનપાન કીધાં,
રસઇંદ્રીને તમે ખરાં મનગમતાં સુખ દીધાં;
ભોળી ભાવિક કામનિઓનાં કાળજડાં વીંધ્યાં,
લાગ ધારિને પછે તેમનાં અધરામૃત પીધાં ;
ધર્મજ્ઞાનનાં વચંન કોને કદિ નહીં ચીંધ્યાં,
કપટકર્મથી પરજરજોરૂ હરણ કરી લીધાં ;
જોબનવસ્થાતણૂં રાજ નહિ સદા ટકે તનમાં. કેમ. ૧

પ્રપંચભેદે તમે ડોઝરૂં પોતાનૂં ભરવા,
ઇશ્વરનો અધિકાર લઇને અડયા ઢોંગ કરવા ;
નીજ પંથની વડાઇકેરી જાળો પાથરવા,
શૂં મંડયા છો નિલલોહિતની નિંદા ઓચરવા ;
રહી ટેકમાં દામ પારકા યુક્તીથી હરવા,
સ્વાદથકી ભરપૂર પ્રસાદી મંડયા વાપરવા ;
અનંત સુખનૂં દાન દિયે એ ગૂણ નથી ધનમાં. કેમ. ૨

મંદિર કોતરમહીં ભરાઈ ભાન વિસારો છો,
સેવક જનનાં તન મન ધનને લુંટવા ધારો છો ;
દુષ્ટ બુદ્ધિનાં કૃત્ય કરીને નિજ ચિત ઠારો છો,
શર્ણ થતાને ગુપ્ત માર પણ જબ્બર મારો છો ;
તમે તમારા મનથી મોટા એમ વિચારો છો,
પણ કાળતણો તો પલક એકનો હલકો ચારો છો ;
સદાકાળની સ્હોડ તાણિને સુશો હુતાશનમાં. કેમ ફ્રાંક. ૩

સદાચરણનો સંગ કરો તો તમે ખરા મોટા ;
દુરાચરણથી ભ્રષ્ટ બનો તો સર્વથકી છોટા ;
વિષયબાગનાં પુષ્પતણા મા સુંઘો તમે ગોટા,
લપટ ઘેનમાં થઇ બનો ના હાડતણા ખોટા ;
અહીં પડે છે પુઠે તમારી તડતડ તાલોટા,
તહીં સડાસડ સિરપર પડશે જમકેરા સોટા ;
યાદ રાખજો મર્ણમારતું ભય છે ભવવનમાં. કેમ ફ્રાં. ૪

## માબાપોને સૂચના.

### પદ—ખમાચ.

(૧૨)

સજ્જન સહુ શિક્ષા સાચી એક કાન ધરોરે—ટેક.

સંશય સરવે ટાળીરે,
બાળકને સંભાળીરે,

દિનદિન દો બોધ વિચારી,
જગમાં સુખ થાશે ભારી,
અવળા વિચારો એમાં નવ કાંઈ કરોરે. સજ્જન. ૧

જ્યાહાં લાડ લડાવેરે,
બાળક બગડી જાવેરે,
જનમારો ફોકટ જાશે,
પાછળ પસ્તાવો થાશે,
જગમાં જોશો એ ખેલ સરવે ઠામ ખરોરે. સજ્જન. ૨

કેફી, ચોર જુગારીરે,
લંપટ નર ને નારીરે,
તેવાની સંગત કરશે,
વણ મોતે તે તો મરશે,
દુર્જનની સોબત કરતાં સરવે દિલમાં ડરોરે. સજ્જન. ૩

## સારી સંગત.

### પીલુ બરવા–સાખી

(૧૩) *

બાળક સરવે, બાળાપણથી, કરજો સંગત સારી,
સોબત સરખી, ચાલ અજાણે, થાશે ખચિત તમારી. ૧

---

* એ અને એની પછીનાં નં. ૨૧ સુધીના ગાયનોની બાબત, રાગ અને ભાષા મારી પંસદગી પ્રમાણેનાં નહિ, પણ અત્રેની એક પારસી ધર્મસભાની કારોબારમંડળી જેણે મને એ જોડવાનું ઇનામ આપ્યું છે તેની પસંદગીનાં છે એમ જાણવું–ત્યાર પછીનાં છ ગાયનો અત્રેની પ્રસિદ્ધ "આલફ્રેડ નાટક મંડળી" એ તા૦ ૧ લી ફેબ્રુવારી ૧૮૮૫ થી તે તા૦ ૧૧ મી અપ્રેલ ૧૮૮૫ સુધી દર શનિવારે અને ત્યારબાદ કોઈ કોઇ પ્રસંગે ભજવી બતાવેલા "અકકરમી વરની સક્કરમી બૈરી" અથવા "સંકટનું સમાધાન" નામના પારસી સંસારી ખેલ માટે જોડી આપેલાં તેના વિષય, રાગ અને ભાષા એ નાટક મંડળીના એક માલેક અને મુખ્ય ખેલાડીની પસંદગી પ્રમાણેનાં છે. એની પછીનાં નં. ૩૪ સુધીનાં ગાયનો મારા મિત્ર શેઠ નાનાભાઇ રૂસ્તમજી રાણીના જે ઉપલી નાટકમંડળીના ડીરેકટર છે તેમના રચેલાં એ નાટકોમાં મુકવામાં આવેલાં છે.

ભૂંડાં ને લુચ્ચાંની સંગત, કદી ન કરશો કોઇ;
આળસુ, એદી, તરકટિયાંને, તજવાં સઘળે જોઇ. ૨

કારણ તેવા દુર્ગુણ સહજે, સોબત કરતાં આવે;
ભલાતણી સંગતમાં ભળતાં, ભલા ગુણો સહુ ભાવે. ૩

સોબતથી જે નાનપણાંમાં, ટેવ અનેક પડે છે;
મોટપણે તે છોડી દેતાં, અડચણ અધિક નડે છે. ૪

લબાડ, ઠગ, તસ્કર જે બાળક, તેની સંગત છોડો;
સાચાં, સુઘડ, સદા ઉદ્યોગી, સંગત તેની જોડો. ૫

રમતગમતમાં સારી સંગત, સારા ગુણ સહુ લાવે;
ભૂંડાં બાળકની સંગતમાં, અનેક દુરગુણ આવે. ૬

ભલા સંગમાં ભલાં ગણાયે, જસ દે જનો તમામ;
માટે બાળક, સંગત સારી, શોધો સઘળે ઠામ. ૭

## સોબત તેવી અસર.

### ઝીંઝોટી–ઠુમરી.

(૧૪)

સારી જાણી, શિખ શાણી, ઉર આણી, જુઓરે;
સંગત સારી છે, સુખખાણી; જુઓ, સારી જાણી. ટેક

સારી સંગતના ફળ છેજ સારાં,
વાત એજ છે ગ્રંથમાં વખાણી, જુઓરે. સંગત. ૧

સંગતનો રંગ અંગમાં લાગે,
નથી કહેવત જગતમાં અજાણી, જુઓરે. સંગત. ૨

લોભી, ક્રોધી ને કુટિલની સંગે,
થાય જનમાં જશની ધુળધાણી. જુઓરે. સંગત. ૩

કપટીની સંગે કપટી થવાયે,
વદે લોક પછાડી કુડ કહાણી. જુઓરે, સંગત. ૪

અમલીકેરી સંગતમાં હળતાં,
ઓલે એશ બણ્યો છે એ બંધાણી. જુઓરે. સંગત.૫

માતપિતા સહૂ પ્રીતી વિસારે,
ફરે કુળની આબરૂપર પાણી. જુઓરે. સંગત. ૬
નરસી સંગતમાં લાખ મળે તે,
રાખ સરખા છે સત્ય એજ વાણી. જુઓરે. સંગત. ૭
સોબત સારી, સહુ સુખકારી,
દુખહારી છે, પ્રીતથી પ્રમાણી. જુઓરે. સંગત. ૮

## આળસ તજવા વિષે.

### ૫૬

### (૧૫)

આળસ છોડી ઉદ્યમ કરવો, ફરજ એજ છે મોટીરે.—ટેક
દુશ્મન આળસ, ઉદ્યમ તો છે, દોસ્ત ખરો જગમાંહીરે;
ઉદ્યમથી તેજી દુનિયાની, નથિ ઉદ્યમસમ કાંઇરે. આળસ. ૧
આળસકેરી પાછળ પાછળ, દળદર દોડ્યું આવેરે;
તેને દેખી દોલત ડરથી, ઝટપટ દૂર સિધાવેરે. આળસ. ૨
વખતતણી કિંમત નવ બુઝે, જેહ આળસૂ હોયરે;
ઉકલે એક ભલો નવ ઉદ્યમ, વ્યર્થ જીંદગી ખોયરે. આળસ. ૩
કામ સોંપતાં આળસુ બાળક, બાનાં કંઇક બતાવેરે;
શેમાં લાભ રહયો છે નિજ તે, મનમાં લેશ ન લાવેરે. આળસ. ૪
પાઠથકી કાયર તે થાયે, સદા બિછાનું પ્યારૂંરે;
બોજા સરખાં આ દુનિયામાં, કહો કરે શું સારૂંરે. આળસ. ૫
આળસથી તો કંઇક તવંગર, બની ગયા ભીખારીરે;
બન્યા નિરોગી, રોગી જલદી, સૂતા મોતપથારીરે. આળસ. ૬
માટે બાળક રહી ઉદ્યમી, કસજો બદન તમારૂંરે;
આળસથી તો આ દુનિયામાં, થયું ન કોનું સારૂંરે. આળસ. ૭
સમી સાંજનાં સૂવા તાકે, મોડાં ઉઠે સ્હવારરે;
વેળાસર છોડવા પથારી, ગમે નહીં તલભારરે. આળસ. ૮

એવાં મૂરખ બાલકને તે, મળે કયહાંથી જ્ઞાનરે;
રોગી, દુબળાં સરખાં દીસે, મળે ન જેને ભાનરે. આળસ. ૯
કીડી પણ ઉદ્યોગ કરીને, જુઓ કરે ગુજરાનરે;
આલસુ આખર ભીખ માગિને, પેટ ભરે નાદાનરે. આળસ. ૧૦
વપરાતી કૂંચી તે ઉજળી, રહે નથી એ ખોટુંરે;
શરિર સુખ એ ઉદ્યમનું ફલ, આ જગમાં અતિ મોટુંરે. આળસ. ૧૧
ઉદ્યોગી ઉદ્યોગ કરીને, પદવી મોટી પામેરે;
કરમતણે નવ રહે ભરોસે, રળે માન સહુ ઠામેરે. આળસ. ૧૨
મેહેનતમાં મશગૂલ રહીને, સુખ પામે સંસારરે;
હરામના પૈસાપર તેને, મળે ન પ્રીત લગારરે. આળસ. ૧૩
માટે આળસ તનથી ત્યાગી, શુભ ઊદ્યમ આદરવોરે;
સરવે સુખ સાંપડશે તેથી, બોધ હૃદેમાં ધરવોરે. આળસ. ૧૪

## જરથોસ્તી મઝબની ખુબી.

આસાવરી.

(૧૬)

મઝબ ખરો જરથોસ્તનો જાણો,
જીહાન બધીએ જેને વખાણ્યો—મઝબ—ટેક.

તેવો નથી હક્તકેશ્વરે કોઈ,
જાણજો મનથી વિચારી જોઇ. મઝબ. ૧

એક ખુદાનો વિચાર છે જેમાં,
સદગુણનીતીભંડાર છે તેમાં. મઝબ. ૨

પૃથ્થીમાં જૂનો પવિત્ર ગણાયો,
મહિમા સરવથકી મોટો મનાયો. મઝબ. ૩

હુમત, હુખ્ત, હવરસ્તજ સરખા,
ફરમાન જેનાં પવિત્ર તે પરખ્યાં. મઝબ. ૪

મરમ રહયો છે એ મઝબમાં ભારી,
કારણ તેતણું કથિયે વિચારી. મઝબ. ૫

હુમત તે મનનો જે નેક વિચાર,
હુખ્ત તે વાણી ભલીનો ઉચાર. મઝબ. ૬

કરણી રૂડી તે હવર્સ્ત ગણાય,
માયનો એજ તે બેશ મનાય. મઝબ. ૭

કુદરતી વિધાને મળતો ધરમ છે,
જેમાં નિતીના અનેક મરમ છે. મઝબ. ૮

દોજખ, બેહેસ્તતણો સૂ વિચાર,
સરવેથી પેહેલે કરી આશકાર. મઝબ. ૯

સૂઝાડયો સરવ જગતને જેણે,
હદ કરી એજ અથાગ છે તેણે. મઝબ. ૧૦

પરમ પિતા જરથોસ્ત પ્રતાપી,
બુદ્ધિ તેની તે શકે કોણ માપી? મઝબ. ૧૧

નેકી, અશોઇનાં ધરમમાં નંગ,
સખે ખરીદ કરી તેને રંગ. મઝબ. ૧૨

દુરગુણ દૂર તે દિલથકી ટાળો,
વચન પેગંબરનાં સત પાળો. મઝબ. ૧૩

નેકીથી જીહાનનાં દુખ ટળિ જાશે,
જીન્નતમાંહી પરમ સુખ થાશે. મઝબ. ૧૪

## માબાપનો ઉપકાર.

દેશ—ગરબી.

૧૭

વિસરે, કેમ કહોજી વિસારી,
માત તાત માયા જે તમારી—અહો વિસરે-ટેક.

બાલાપણથી સંભાળ તો લીધી,
કશી વાતે કસર નવ કીધી,
લીધી તસદી અમોકાજ ભારી. અહો, વિસરે. ૧
ચતાં સુખિયાં, દેખી સુખી અમને,

દેખી દુખમાં, થતૂં દુખ તમને,
એવી મેહેર સદા મન ધારી. અહો વિસરે. ૨

ખાનપાન અમોને આપી,
જ્ઞાનદાનથી કુમતિ કાપી,
એથી છૈયે અધિક આભારી. અહો વિસરે. ૩

પાડ વાળિયે કેમ તમારો,
નથી આસરો કાંઇ અમારો,
તોય ગણશું ગુણો સંભારી. અહો વિસરે. ૪

કદી અમપર રીસ જો કરતે,
બચપણમાંહિ વેગળાં ધરતે,
વલે થાત ખુદા! શી અમારી. અહો વિસરે. ૫

પણ માયાળુ માત પિતા તે,
એવું કદિયે કરે ન જરા તે,
બચ્ચાં પેટનાં દિલમાં વિચારી. અહો વિસરે. ૬

કર્યું આટલૂં ને જે કરે છે,
હેત અદકૂં જે હૈયે ધરે છે,
એથી કોણ બીજાં સુખકારી. અહો વિસરે. ૭

ગુણ માત પિતાના ભૂલે,
પાપી બાળક દુખમાં તે ડૂલે,
થાય હાલત સહુ દુખિયારી. અહો વિસરે. ૮

હદથી જ્યાદે છે લાડ લડાવ્યાં,
જેથી સુખ તે મળ્યાં મન ભાવ્યાં,
એવી કુદરતી પ્રીત તે ન્યારી. અહો વિસરે. ૯

ખુશી કરવા ખુદાને ધારી,
મરજી રાખશું રોજ તમારી,
એથી અવર નથી લાભકારી. અહો વિસરે. ૧૦

## શરીરની સ્વચ્છતા.

### ઝીંઝોટી—ગજલ.

૧૮

હરરોજ તન બદનની, સફાઇ રાખિયે ;
ચહો જો તનદુરસ્તિ તો, ચોખાઇ રાખિયે. હરરોજ. ૧

કપડાં મલીન પેહેરતાં, બદન મેલું થશે;
માટે વિચારી મન ન, મલીનાઈ રાખિયે. હરરોજ. ૨

કરો કસર ભલે કદાપિ, ખાનપાનમાં,
કપડાંમાં કશી નાજ, કંજુસાઇ રાખિયે. હરરોજ. ૩

સાદા ને સ્વચ્છ પોશાકો, બાળકો સજિયે :
ફાટેલ છેક થયાં નહીં, છેલાઇ રાખિયે. હરરોજ. ૪

ફરમાન આ ખુદાનું, બાળકે વિચારવું :
તન મંન વચનની તો, પવિત્રાઇ રાખિયે. હરરોજ. ૫

મેલાંઘેલાંને પાસ કોઇ, બેસવા ન દે;
માટે સફાઇ સાથ તો, સગાઇ રાખિયે. હરરોજ. ૬

કહે છે સર્વ "દેશ તેવો, વેશ" છાજશે :
હરવખ્ત એજ અંતરે, સચાઈ રાખિયે. હરરોજ. ૭

## અહુરમજદની સેતાએશ.

### ભેરવી.

૧૯

શું વખાણ મુખે કરિયેજ ખુદા, તુજ ખેલ ખરેજ અપાર છે; ટેક.

નિરખે ચોપાસ પડે નજરે, બહુ ચીજતણા ચમકાર છે ;
ગિરિ ગંભિર ને દરિયો ભરિયો, નદિનાં જળ નિર્મળ સાર છે. શું૦ ૧

ખુબ ઝાડ, જનાવર, જંગલ ને, વળિ વાહ! હવાનિ બહાર છે ;
પૃથવીપર ને પાતાલમહીં, ભરિયા ખુબ રત્નભંડાર છે. શું૦ ૨

વળિ સૂરજ, ચંદ્ર અને ગ્રહ તે, તારાગણનો નહિ પાર છે ;
સમજે તારી ગતિ સાહિબ તૂંજ, ખરો સહુનો સરદાર છે. શું૦ ૩

સહુ ચીજતણો જગમાંહિ ખુદા, રૂડિ રીતથી તું રચનાર છે;
કળવા ગતિ તારિ તથા ચતુરાઇ, શું પામરના કંઇ ભાર છે? શું૦ ૪

તન ને મનનાં સુખનો જગમાં, એક તૂંજ ખરો આધાર છે;
અમને શુભ મારગ દાખવ તૂં, તેથી સુખ આ સંસાર છે. શું૦ ૫

## અહુરમજદની સેતાએશ.

### ભેરવી—ગજલ.

૨૦

એક તૂંજ અહુરમજદ, દાદાર છે ખરો.
પાળનાર પોષનાર તું, દિલદાર છે ખરો. એક—ટેક

તુજ શક્તિઓ અનંત, ના ગણાય કોઇથી;
ઍવી રચના અનેક તું, રચનાર છે ખરો. એક—૧

નજરે પડે ન કાંઇ તું, ખલકનો ધણી;
મહિમા ખુદા ખરેજ, તુજ અપાર છે ખરો. એક—૨

અજબ કળા અનેક, દામદામ તાહરી;
ફક્ત તુ સરવનો તું તો, આધાર છે ખરો. એક—૩

ઠરે છે દિલ અમારૂં, કૃતિ જોઇ તાહરી,
ખુબી અખૂટનો ભલો, ભંડાર છે ખરો. એક—૪

રૂપ, રંગ ને આકાર, અજબ પ્રાણિઓતણા.
સ્વરભેદ ને મુખભેદનો, કરનાર છે ખરો. એક—૫

પરખાય એક એકથી એ, ખેલ ન્યારો છે;
ખાનપાન જ્ઞાનદાનનો, દેનાર છે ખરો. એક—૬

જન્મ જગતમાંહિ આપિ લે, સંભાળ અમારી;
સાગર દયાનો તૂજ, ઉપકાર છે ખરો. એક—૭

પૂર્ણ ગાઇએ તુજ ગુણ, શું નાદાન અમે તો,
દુખે ડૂબતાંનો હાથ, ધરનાર છે ખરો. એક—૮

ચાય જો પિછાન મનથકી, તને ન મૂકિયે,
ગણી એક તું સદાય, તારનાર છે ખરો. એક—૯

ગણી બાલક હે ધર્મનીતિબોધ અમોને,
બેજ જગતમાંહિ સારમાંહિ સાર છે ખરો. એક-૧૦

## શિક્ષકનો ઉપકાર

### યમન કલ્યાણ—ઠુમરી.

૨૧

ઉસ્તાદના ઉપકાર હજારો, મેહેર કરી જેણે જન્મ સુધાર્યો. ઉસ્તાદ-ટેક
ધન્ય દયાળુ, વિદ્યાદાતા, પાડ તે ભૂલિયે, કેમ તમારો;
જ્ઞાનરૂપી ભલું, અમૃત પાયું, સફળ થયો જેથકી જનમારો.
ઉસ્તાદના-૧

પ્રાણી જનાવર. માણસ કીધાં. બોધ આપીને. દિનદિન સારો;
બાકીસ બુદ્ધિતણી. બેશ કીધી, બતિયા વિચારના, બલમાં વધારો.
ઉસ્તાદના-૨

ફાકટ ગરવ, મટી ગયો મનથી. દુરગુણનો ન રહ્યો કાંઈ ચારો;
સર કરી લીધું, હુકમ તમારા, દિલથકી માની, કરિયે સુધારો.
ઉસ્તાદના-૩

ગુરુએ યહ હિત, અમતણું ધારી, શિક્ષા કરો તે, સબળ સિતારો;
શુભ મતિરીતિના, પાઠ શિખાવો, તેમ ચાલે આવે, સહુ દુખઆરો.
ઉસ્તાદના-૪

ખુલ્લો ખુદાઈ. રસ્તો ખાસો. દેખાડયો સુખ, અહિં કરનારો;
સીધી ને લોઢો. મ્હેનત અમસારૂ, ભૂલિયે કેમ, અમે ઉપકારો.
ઉસ્તાદના-૫

બચન તમારાં, મનથકી માની, મારગ ધરિયે, જે સુખિયારો;
માસ્તરની શિખ, જે નહિ માને, રડશે ફાકટ તે, ખોઈ જનમારો.
ઉસ્તાદના-૬

## નાટકતખતો.

### અંગરેજી રાહ.

૨૨

સુણો હવે નાટકતખતાની. ખુબી બતાઉં ગાઈ,
નીતી શિખવે રમૂજ સાથે, નાટકતખતો ભાઈ;

દરપણ જનના ખવાસકેરૂં; નાટકતખતો જાણ,
સરસ નરસ ને નેકિબદીનૂં, સહજ કરાવે ભાન.
ખરેખરૂં કહૂં, સજન સુણો સહૂ,
જરૂર છે નાટકતખતાની જગમાં બહૂ બહૂ.—૧.

વડાવડા વિદ્દ્વાને રચિયા, નાટકગ્રંથો જેહ,
નાટકતખતાવિના નકામા, પડે જગતમાં તેહ;
ખલવિના નાટકની ખુબી, કહો કોણ કળનાર,
રંગભૂમિના અજબ રંગની, મઝા ન્યારિ છે યાર.
ખરેખરૂં કહૂં, સજન સુણો સહૂ.
જરૂર છે નાટકતખતાની, જગમાં બહૂ બહૂ.—૨.

કામ, ક્રોધ, મદ, લોભ, કપટ, છળ, ધુરતપણાના ઢંગ,
હરખ શોક ને પ્રીત વેરના, અનેક વિધના રંગ;
નાટકતખતાવિના ન એના, મળશે કહીં ચિતાર,
કુદરત છે આ નાટકતખતો, સૂત્રધાર કિરતાર.
ખરેખરૂં કહૂં, સજન સુણો સહૂ,
જરૂર છે નાટકતખતાની જગમાં બહૂ બહૂ.—૩.

હશે હંસ જે નર તે કરશે, ન્યારાં દુધ પાણી,
ગોળખોળ એ સરખાં ગણશે, ગમાર જે પ્રાણી;
સમજૂ જન શીખામણ લેશે, એમાંથકી અનેક,
સાધન છે જન સુધારવાનું, નાટકતખતો એક.
ખરેખરૂં કહૂં, સજન સુણો સહૂ,
જરૂર છે નાટકતખતાની જગમાં બહૂ બહૂ.—૪.

## પૈસાવડે બધું.

### પીલુ-લાવણી.

ગિરાહે ગમકા મુજપેં પહાર—એ રાગ.

૨૩

જુઠો છે જરવણ આ સંસાર,
મોટું જગતમાં જર છે સહુથી,
જર છે જગત આધાર—જુઠો છે—ટેક

સગાં બધાં છે, જરનાં યારો, જર માતા ને તાત;
ભાઇ બ્હેન ને, જોરૂ જરનાં, જરવણ કશી ન વાત.
મને છે જરપર દિલથી પ્યાર;
મોટું જગતમાં જર છે સહુથી,
જર છે જગત આધાર. જુઠો છે. ૧

જરથી રાજા, નવાબ જરથી, જરથી શેઠ ગણાય;
જરવણ ઠાલા નર જે ભટકે, લાત બધે તે ખાય.
ખરે છે જર સહુનો સરદાર.
મોટું જગતમાં જર છે સહુથી,
જર છે જગત આધાર-
જુઠો છે જરવણ આ સંસાર- ૨

જરથી મુનિવર ચળે, ચુકે છે સતી, પતીનું ધ્યાન;
જરથી દાનો, મનાય સઘળે, હોય કદી નાદાન;
જુઓ છે જરની તો બલિહાર;
મોટૂં જગતમાં જર છે સહુથી,
જર છે જગત આધાર,
જુઠો છે જરવણ આ સંસાર. ૩

ગુલામ સઘલા જરના ભાઈ, જર કોનૂં ન ગુલામ;
જપે પ્રથમ જરનામ પછીથી, લેશે રબનૂં નામ.
અજબ છે ખેલ એજ નિરધાર.
મોટૂં જગતમાં જર છે સહુથી,
જર છે જગત આધાર,
જુઠો છે જરવણ આ સંસાર. ૪

## મુંબઈનું વર્ણન.

### રાગ લિંગડો માડ-ગરબી.

### ૨૪

આજ નિરખ્યું મેં મુંબઇ શેહેર, શોભા સારીરે;
જેને ફરતો છે દરિયો ચોફેર, રચના ન્યારીરે. ૧

વસે જેમાં છે વરણ અઢાર, પૂરણ પ્રીતેરે;
નથી ઉદ્યમનો જ્યાં પાર, સુખ સહુ રીતેરે. ૨

દીઠું આગળ ને આ વાર, તેમાં ફેર કેવો રે?
કહું મુખથકી વરણી શું યાર, જોવા જેવોરે. ૩

દીઠું નજરે મેં જળ જે સ્થાન, સ્થળ ત્યાં શોભેરે,
બન્યા સુંદર બહુ છે મકાન, જોવા મન લોભેરે. ૪

વળી રસ્તા નવા છે અનેક, બન્યા બાગ જેમાંરે;
જડે મારગ મુજને ન એક, શોધ્યો તેમાંરે. ૫

મારા મનમાં ગયો છું મુંઝાઈ, ભટકવું પડશેરે;
સુઝે પંથ મને નવ કાંઈ, ઘર કેમ જડશે રે. ૬

## સંકટમાં સપડાયલા ભાઈની બેહેન પ્રત્યે ઉક્તિ.

### માંડ–ગરબી.

"છનકારિ તારે ઓઢણે મેવાડો રે મલીન"–એ રાગ.

૨૫

સુણ બ્હેન વ્હાલી, હૂં હવે, વિદાય થાઊંછું–ટેક.

માતને છોડી, તાતને છોડયો, છોડયાં ઘર ને બાર;
બ્હેન સગીને, છોડતાં આવે, આંખમાં આંસૂધારરે.
સુણ બ્હેન વ્હાલી, હૂં હવે. ૧

ઉપર આભ ને, નીચે ધરતી, ઠરવાનું નહિ ઠામ;
ડરથી ધડકે, કાળજું રોજે, કયાં મળે આરામરે.
સુણ બ્હેન વ્હાલી, હૂં હવે. ૨

અહિંથી ન્હાસૂં, તહિંથી ન્હાસૂં, ન્હાસતાં રેહેવૂં રોજ,
જાણૂં નહીં જે, જીંદગીકેરી, હોય છે કેવી મોજરે!
સુણ બ્હેન વ્હાલી, હૂં હવે. ૩

તૂજને પાછો, આવી મળવા, આશ રાખી ભરપૂર;
આંખથકી દૂર, થાઊંછું પણ ના, દિલથી કરતી દૂરરે–
સુણ બ્હેન વ્હાલી, હૂં હવે. ૪

## વિજોગણી અબળા.

### જંગલો.

"છે ભારે સ્મરરે, નિર્દય વેરી"–એ રાગ.

૨૬

રે! ચારે દિશમાં, ક્યાં પતિ શોધું ?
હું ભારી જોબણ, રહુંછું ઉદાસી.
સદા, ચારે દિશમાં–ટેક.

ભારે છે ભંડાર, ક્યાં છે ધનનો પાર?
તોય કેવી બની છું લાચાર–ચારે દિશમાં.–૧

માબાપો આ વાર, ચાલ્યાં તજીને પ્યાર,
સૂઝે કેમ મને સુવિચાર? ચારે દિશમાં–૨

હૈયાકેરા હાર, સ્વામી સુખદાતાર,
કરે એમ છેક શું નાચાર–ચારે દિશમાં–૩

## માદીકરા વચ્ચે સંવાદ.

### કલ્યાણ જિંઝોટી.

"દિલબર કહેતી પિયા પિયા"–એ રાગ.

૨૭

સો–આજ માયજી કહો મને, એક વાત પૂછવી છે મારે;
પી–પૂછ દીકરા ભલે પુછવૂં હોય મુજને જે તારે. ૧

સો–બાવાજી મુજ ક્યાંહાં માયજી, તેહ તમે તો બતલાવો;
પી–ઓ મારા પોપટ પ્યારા! શો સવાલ પૂછયો તેં આવો? ૨

સો–બહુ મરજી માયજી થાય છે, બાવાને જોવા મુજને;
પી–ગણ, બાવાને ઠામ હાલ તૂં, મને દીકરા કહું તુજને. ૩

સો–એમ ગણું હૂં કેમ? કહો ક્યાં દાઢી મૂછ તમારાં છે?
પી–ચુપ! ચુપ! બેટા! વગર સમજનાં, વચનો પણ તુજ પ્યારાં છે. ૪

સો–બાવાજી! બાવાજી! કહિ હૂં, હરખભેર કોને ભેટૂં?
પી–અરે દીકરા! જાણ જરૂર, એ સુખ તે જઈ બેઠૂં છેટૂં. ૫

સો–મળશે મુજ બાવાજી ક્યારે? કહો એટલું આજ મને;
પી–તારૂં મારૂં કિસ્મત ફરતાં, કહૂં ખરૂં સમજાવિ તને. ૬

## "બે પાપીઓએ કરેલો પશ્ચાત્તાપ"

### ગરબી.

બાળપણામાં બાલના—એ રાગ.

૨૮

૧લો—પાપથકી કેમ છૂટિયે,
૨જો—પાપી છૈયે અપાર;
૧લો—મારગ પકડયો બદીતણો,
૨જો—શોધ્યો નવ કાંઈ સાર.
(કોરસ) પાપથકી કેમ છૂટિયે. ૧

૧લો—કરમ કુડાં બહુ બહુ કર્યાં,
૨જો—છોડી શરમ ને લાજ;
૧લો—પાછી પાની અમે નવ કરી;
૨જો—પૂરી મતલબ કાજ.
(કોરસ) પાપથકી કેમ છૂટિયે. ૨

૧લો—કરમો જ્યારે જ્યારે સાંભરે,
૨જો—આવે આંસુની ધાર;
૧લો—કાળજ કંપે અતિ ઘણું,
૨જો—સુણે કોણ પોકાર,
(કોરસ) પાપથકી કેમ છૂટિયે. ૩

૧લો—કરણી તેવાં ફળ પામિયે,
૨જો—એમાં કોણનો વાંક;
૧લો—પાણી પેહેલી પાળ નવ રચી,
૨જો—દુ:ખ આડે રે આંક.
(કોરસ) પાપથકી કેમ છૂટિયે. ૪

૧લો—વાવી બાવળ જે આંબાતણી,
૨જો—રાખે અંતર આશ;
૧લો—ફળ તે મીઠાં કયાંથી ચાખશે,
૨જો—નક્કી થાશે નિરાશ,
(કોરસ) પાપથકી કેમ છૂટિયે. ૫

૧લો—સાત સાગરતણાં જલથકી,
૨જો—મુખ અમતણાં ધોય;
૧લો—કાળાપણું એનૂં કારમૂં,
૨જો—મટશે નવ તોય.
(કોરસ) પાપથકી કેમ છૂટિયે. ૬

૧લો—મરણ પછી ખુદા ! અમતણા,
૨જો—કેવા બનશે હાલ!!
૧લો—દોજખના દુખમાંથકી,
૨જો—થાશે કેમ નિકાલ?
(કોરસ) પાપથકી કેમ છૂટિયે. ૭

૧લો—આસરો એક છે તાહરો,
૨જો—થા ખુદા મેહેરબાન;
૧લો—દેખાડ રસ્તો નેકીતણો,
૨જો—અમે છૈયે નાદાન.
(કોરસ) પાપથકી કેમ છૂટિયે. ૮

## સતસંગ વિષે સંવાદ.

### ભેરવી-સાખી.

(મોહે બાંકે નૈન ખંજરસે લગાય ગયોરે —એ રાહ.)

૨૯

સતસંગત જગતસુખકારીરે; એ વિના ન દિસે કાંઈ જનદુખહારી.-ટેક.

નારદ—મહિમા સતસંગતતણો, ગાયે વેદ પુરાણ;
પૂર્વ જન્મનાં પુણ્યથી, મળે જગતમાં જાણ. સતસંગ૦ ૧

સાવિત્રી—સતસંગત પરતાપથી, દુષ્ટસજન થઈ જાય;
પારસકેરા સ્પર્શથી, કનક લોહ તે થાય. સતસંગ૦ ૨

નારદ—જપ તપ. તીરથ વ્રતથકી, જે જે શુભ ફળ થાય;
સતસંગતફળ તેથકી, જનમાં શ્રેષ્ટ ગણાય. સતસંગ૦ ૩

સાવિત્રી—અમૃત પ્રાશન જે કરે, અમર તેહ બની જાય;
સતસંગતથી ભવતણા, તાપ ત્રિવિધ દુર થાય. સતસંગ૦ ૪

નારદ—સતસંગતથી મનુષને, ઉપજે નિર્મળ જ્ઞાન;
પ્રભુપદ પ્રીતી પ્રગટતાં, પામે પદ નિર્વાણ. સતસંગ૦ ૫

સાવિત્રી—સતસંગતવણ મનુષથી, ભવસાગર ન તરાય;
સહુ સાધનશિરમણિ ખરો, તે સતસંગ મનાય. સતસંગ૦ ૬

નારદ—સતસંગતથી નીચ પણ, પામે અતિ સન્માન;
સુમનસંગ કિટ દેવને, મસ્તક ચઢે પ્રમાણ. સતસંગ૦ ૭

સાવિત્રી—સતસંગત સરિતાવિષે, કરતાં નિતનિત સ્નાન;
મનમળ સહુ ટળિ જાય ને, તૂઠે શ્રી ભગવાન. સતસંગ૦ ૮

## નારદજીની સાવિત્રીને શિખામણ.

### ધનાશ્રી.

(તારૂં ગોકુળ જોવાને આવરે, મથુરાના વાસી—એ રાહ)

૩૦

નારદ—વર ધીરજ તું આ વારરે, સાવિત્રી શાણી;
સુણ હિતની શીખામણ સારરે, સાવિત્રી શાણી. ટેક.
આતુર અંતરમાંહિ અધિક છે, જેહને મળવા કાજ;
તેતણો વ્યર્થ મેલાપ છે,કહું અદકૂં શું તુજને આજરે.
સાવિત્રી શાણી—૧

સાવિત્રી—શાસારૂ વ્યર્થ મેળાપ છે મુજ તે, સમજાવો મુજને સુજાણ;
શૂં છઉં હું પરનારી કે ગણશે, લજ્જાતણી નીજ હાણરે?
નારદ મુનિવરજી—૨

નારદ—કર્મરેખા એવી ઉલટી છે તેની, વરશે જે તેને નાર;
સુખનો સૂરજ અસ્ત પામશે,પડશે દુખના તે દરિયામોઝાર રે;
સાવિત્રી શાણી—૩

સાવિત્રી—સુજ્ઞ, સપૂત જે નીજ પિતાની, પ્રીતે કરેછે સેવ;
કેમ ન દે સુખ નીજ પ્રીયાને, છાંડો એ છળતણી ટેવરે;
નારદ મુનિવરજી—૪

## ધુમત્સેન* અને નારદ.

### પીલુ-બરવા-સાખી.

૩૧

**ધુમતસેન**—સ્વર્ગસદનથી, ભલે પધાર્યા, પવિત્ર અતિથિ આજ ;
નમન કરૂં છું તમને પ્રીતે, સફળ કર્યાં મુજ કાજ. ૧

કહો કોણ છો, ક્યાંથી આવ્યા, કયૂં તમારૂં ગામ ?
શા કારણથી શ્રમ કરિ આવ્યા, કહો મને આ ઠામ. ૨

**નારદ**—પુત્ર પિતાનું [illegible]કર, પ્રભુજી તે કલ્યાણ ;
ભાગું હોય [illegible] આપૂં, નારદ મુજ અભિધાન. ૩

પ્રવાસ કારણ [illegible], સાવિત્રી સકુમારી ;
સાથ તેહને [illegible] છે ગુણવંતી ભારી. ૪

**ઘુમતસેન**—તમ દર્શનથી, [illegible], આધક થયો આનંદ ;
પર્ણકુટી પદથી પાવન [illegible], [illegible] સંગ સુખકંદ. ૫

## સતી સાવિત્રીનું રૂદન.

### કાફી-જીલ્લો.

બાળપણામાં બાળનાં-એ રાહ.

૩૨

પ્રીતમ પ્રીત વિચારીને, થોભ થોભ આ વાર ;
વન વગડે છોડી એકલી, જાયછે કોણ ઠાર.
અબળા એકલડી હું શું કરૂં. ૧

રાત્રી હજી કાંઇ નથિ પડી, ભર મુજને તું બાથ ;
ભયથી ન ધ્રૂજ તું આ ઘડી, ભય પામું છું સાથ.
અબળા એકલડી હું શું કરૂં ! ૨

બોલ વદનથકી બોલ તું, મારા પ્રાણઆધાર ;
બંધ ન કર આંખ તાહરી, ભલો થઇ ભરથાર.
અબળા એકલડી હું શું કરૂં ! ૩

---

* રાજપાટ ખોઇ જંગલમાં આવી વસેલો સતી સાવિત્રીનો સસરો.

હોઠ ગુલાબી તાહરા, શીકાં પડિયા દેખાય;
મુખડાનું તેજ ઉડી ગયું, દેખી હૈડું સુકાય.
અબળા એકલડી હું શું કરૂં! ૪

આપ આલિંગન મૂજને, સ્વામી મુજ સત્યવાન;
ચરણતણી છઉં કિંકરી, કાંઇ ધરતી તું કાન.
અબળા એકલડી હું શું કરૂં! ૫

નિદ્રા અભાગણી તૂજને, હોય દમતી આ વાર;
ભૂમી ઉપર બેસી નાથજી, આપૂં તુજને આધાર.
અબળા એકલડી હું શું કરૂં! ૬

કરપર રે! મુજ પ્રીતથી, ભર્યાં ઉરપર પ્રાણ;
વલ્લભ મુજ વિશ્રામ લે, આપૂં સુખ નિર્વાણ.
અબળા એકલડી હું શું કરૂં! ૭

સ્નેહ જો મુજપર હોય તો, તારાં નેત્ર તું ખોલ;
હોઠ હલાવને હાસ્યથી, બોલ મુખથકી બોલ.
અબળા એકલડી હું શું કરૂં! ૮

પ્રીતનો એકજ શબ્દ તૂં, મારા નાથ ઉચ્ચાર;
આવે સમે તને કયમ ગમે, સૂવું વગડામોઝાર.
અબળા એકલડી હું શું કરૂં! ૯

ચુંબન મુજને દીધા વિના, મારા શામ સંભાર;
નેત્ર ન મીંચતો તાહરાં, સૂતાં સૈયામોઝાર.
અબળા એકલડી હું શું કરૂં! ૧૦

થંડો, મુંગો જાણે ક્રોધમાં, થયો કયમ મુજ નાથ!
નિદ્રામાં વ્હેતી મુકે મને, છોડૂં કયમ તુજ હાથ.
અબળા એકલડી હું શું કરૂં! ૧૧

પ્રકાશ ને મુજ પ્રાણ તૂં, બેમાં અદકો તું જેહ;
તે બેથકી છૂટી પાડતી, નિદ્રા છળ કરિ તેહ.
અબળા એકલડી હું શું કરૂં! ૧૨

તેવે સમે ભાળી રાત્રીનો, ઘોર અંધઃકાર;
ઉપજતું મારા નાથજી, ભય મુજને અપાર.
અબળા એકલડી હું શું કરૂં! ૧૩

ડર જાણીને મારા દિલતણો, તારો નેત્રપ્રકાશ;
ઢાંકયા પેહેલાં ચુંબન કરી, કરતો ભયતણો નાશ.
અબળા એકલડી હું શું કરૂં! ૧૪

ગુપ્ત ચિંતા મુજ ટાળતો, મીઠાં વચનથી પ્રાણ;
ઉદય કરી આશ ચળકતી, સૂતો સુખમાં સુજાણ.
અબળા એકલડી હું શું કરૂં! ૧૫

આ સમે કાળજ તાહરૂં, કીધું કેમ કઠોર;
રીઝવ્યાવિના કયાં તું જાયછે, મારા ચિતડાના ચોર.
અબળા એકલડી હું શું કરૂં! ૧૬

નેત્રસમસ્યાથી મુજને, સહજે સમજાવ;
"પાછો આવિશ પ્રિયા પલકમાં," લઉં સુખનો હું લ્હાવ.
અબળા એકલડી હું શું કરૂં! ૧૭

છોડી મને સત્યવાન તૂં, કયાંહાં જાય છે દૂર;
કથવાને ક્ષણ તે ઉભો રહે, થયો કેમ તું ક્રૂર.
અબળા એકલડી હું શું કરૂં! ૧૮

દૂર ગયો છે તું એટલો, નથી સુણતો તું કાન;
ઉત્તર પણ નથી આપતો, રૂઠયો કયમ ભગવાન.
અબળા એકલડી હું શું કરૂં! ૧૯

દુખના ભર્યા તુજ માર્ગમાં, હું આવિશ તુજ સાથ;
પણ એ પતિવ્રત ધર્મનું, છોડું નવ મુજ નાથ.
અબળા એકલડી હું શું કરૂં! ૨૦

પ્રીત પરસ્પર સાચી જો, હોય આપણી સાર;
તો મને તિમિરમાં છોડીને, ના જઇશ ભરથાર.
અબળા એકલડી હું શું કરૂં! ૨૧

## યમરાજ અને સાવિત્રી.

### કૌસિયા–પદ.

(બિગરી કૌન સુધારી નાથ બિન, બિગરી કૌન—એ રાહ.)

૩૩

યમરાજ—

તરૂણી તુજ અંતરમાં સમજી, દુર થા હવે લગારરે ;
લેખ લલાટ લખાયા મિથ્યા, નથી થવા નિરધારરે. તરૂણી–ટેક.

સત્યવાનના આવરદાનો, અંત આવિયો જ્યારેરે ;
વ્યર્થ વેવલાં વિણવાં તજિ તું, જા તુજ મારગ ત્યારેરે: તરૂણી–૧.

જીવ એનો લેવા અહિં આવ્યો, દક્ષિણ દિશથી આજરે :
તે લઇને પરલોક સિધારિશ, જાણ છઉં જમરાજરે. તરૂણી–૨.

સુર, નર, મુનિ સરવેની કંપે, મુજથી થરથર કાયરે ;
જો ન હાક જગમાં મુજ વાગે, અધર્મ કેવા થાયરે. તરૂણી–૩.

રાય, રંક, પાપી ને ધરમી, પંડિત, મૂર્ખ સમાનરે :
ભેદભાવ એમાં નવ રાખું, એ અનુપમ મુજ જ્ઞાનરે. તરૂણી–૪.

પતિવ્રતા આ અવસર કહું છું, માન કહ્યું તું મારૂંરે :
આગ્રહ ફોકટ ધરે અંતરે, કહે શું વળશે તારૂંરે. તરૂણી–૫.

### રાગ ઉપર પ્રમાણે.

૩૪

સાવિત્રી—

અબળાકેરી અરજ એટલી, સુણો તમે જમરાજરે
અબળાકેરી અરજ–ટેક.

એકલડો શું મુજ પતિ આવે ? નહિ ! નહિ ! આવિશ સાથરે;
ભવરણમાં મુજ સત્યવાનવણ, ભટકું કયહાં અનાથરે. અબળા–૧.

પ્રાણપતિ જો પ્રાણ તજે તો, હું પણ છોડૂં પ્રાણરે ! !
પાકી પ્રીતતણી એ રીતી, સમજે સત્ય સુજાણરે. અબળા–૨.

દેહ જૂજવી પણ અખંડ છે, આત્મા બેનો એકરે ;
ન્યાયી છો તો કરો ન નોખો, સમજો સત્ય વિવેકરે. અબળા-૩.

હું દુખણીનો પણ આ અવસર, આણો ઝટપટ અંતરે ;
જરૂર સુખ મુજને તો મળશે, જહાં હશે મુજ કંથરે. અબળા-૪.

## કુલટા નારી વિષે.

### ધનાસરી-ગરબી.

૩૫

કહું કુલટાકેરી રીત, સુણજો સ્નેહ ધરી ;
જે રાખે બહુશું પ્રીત, લાજે નાજ જરી. ટેક.

નિજ પતિને દુશમનસો દેખે, ભટકે ઠામેઠામરે ;
ઘરમાં એ ઘડિભર નવ ઝંપે, ગમે ન ઘરનું કામ. સુણજો. ૧

નવલ અવલ પુરૂષોને નિરખી, ભુલે શરિરનું ભાનરે ;
લાજ ગમાવે જન સરવેમાં, એજ ખરી નાદાન. સુણજો. ૨

એકજ મન માન્યો તે માન્યો, એ તો ઉત્તમ પ્રીતરે ;
એક છોડિ છત્રીશ કરે તે, છે કુતરીની રીત. સુણજો. ૩

વહુ તો મુખનાં મીઠાં બહુ ને, સહુ છિનાળવું ગામરે ;
કોઇ મશ્કરી, કોઇ અડપલું, કરે ઠરી તે ઠામ. સુણજો. ૪

સહુનું મન રાખે એમ વહુનું, કેમ શિયળ સચવાયરે ;
ચરિત્ર વહુનાં નગર બધામાં, જનમુખથકી ગવાય. સુણજો. ૫

ગણગુરૂએ વેદાંત શિખ્યાં વહુ, એવાં ચતુરસુજાણરે ;
વ્યાપક બ્રહ્મ લહીજ ભજેછે, વિપ્ર, મલેછ સમાન. સુણ. ૬

ચંચળ ચિત ચંચલ લોચનથી, મારિ મોહનાં બાણરે;
વિષયી જનને વ્યાકુળ કરિને, વિંધે પલકમાં પ્રાણ. સુણજો. ૭

મધકુપ્પીપર માખ હજારો, જેમ એકઠી થાયરે ;
આશકકેરાં જૂથ ભમે ત્યમ, વહુજી મન હરખાય. સુણજો. ૮

લટકંતાં ચટકંતાં ચાલે, નજર ફરે ચોપાસરે ;
લંપટને લપટાવી નાખે, સહજ પ્રેમને પાશ. સુણજો. ૯

નદિ, પનઘટ, દેવસ્થળ એને, મન ઠરવાનાં ઠામરે;
વહુજી ભટકભવાનીરૂપે, ભમે ન લે વિસરામ. સુણજો. ૧૦
વેશ્યાથી પણ કર્મ એહનાં, દિસે અધિક વિકરાળરે;
મન પતંગને વારો એ છે, ખરી અનલની જવાલ. સુણજો. ૧૧
સમજુ જન સમજીને મનમાં, સંગ ન એનો કરશોરે;
નહિ તો શક્તિ, ધન, લાજ ગમાવી, વણમોતે કદી મરશો. સુણજો. ૧૨

## શૂરવીર વિષે

### જંગલો.

### ૩૬

ભાલુડા ભભકતા તે, રણમાં જ્યાં ભભકે;
રણશિંગ વાજે ને, ઢોલ તે ઢબકે. ભાલુડા. ૧
એવે ઠામે જઇ કોઇ, મતવાલા અટકે;
કાયરા કંપાઇ ત્યાંથી, સટ દેઇ સટકે. ભાલુડા. ૨
મુંડમાળા ધરી જ્યાંહાં, જોગણી નાચે;
રાણીજાયા રણવીર, રણ દેખી રાચે. ભાલુડા. ૩
તાતી તલવાર જ્યાંહાં, વીજળીશી ચમકે;
ધમધમે ધરણી ને, શેષ તે સળકે. ભાલુડા. ૪
ડગમગી ડગલું તે, પાછું નવ મેલે;
રણભૂમિમાંહિ ખેલ, ખડગથી ખેલે. ભાલુડા. ૫
સુત, વિત, સુંદરીની, આશ છોડી ચાલે;
ઘોર ઘમસાણમાંહી, જઇ કરી મહાલે. ભાલુડા. ૬
આભ પડે તોય હામ, ઉરથી ન છંડે;
મરદ મુંછાળા કીર્ત્તિ, કરે નવ ખંડે. ભાલુડા. ૭
સાચા શૂરવીર એવા, સહુ તેને વંદે,
સવિતો તો જશ ગાય, નવ નવે છંદે. ભાલુડા. ૮

# અંગ ૬ ઠું.

## મનોહરમાળા.

(કવિત્ત.)

અજર, અમર, અજ, સકલ જગતકર,
ભવભયહર ભજ, ધરમકરમ કર;
શરમ ભરમ તજ, વચન નરમ વદ,
સમજ સજનસહ, પરમ પથજ ધર;
ચલદલ સમજ, ચપલ તન, મન, ધન,
સમર સમર જન, જનમમરણહર;
અવર સરવપર, મમત અફળ નર,
ચરણ શરણવણ, નરક પડ ન ડર. ૧

### વિદ્યા.

વૃક્ષ સર્વમાંહિ છે બિરાજમાન કલ્પવૃક્ષ,
ધેનુ સર્વમાંહિ કામધેનુ શ્રેષ્ટ કહે છે.
સરિતામાં શ્રેષ્ટ કહે ગંગા ગુણવાન નર,
પર્વતમાં તેમ મેરૂ સહુ કોઇ લહે છે;
છંદમાંહી ગાયત્રી તે શ્રેષ્ટ ગ્રંથમાં ગણાય,
તીર્થમાં પ્રયાગ જેમ પાપ સહુ દહે છે;
તેમ સહુ દેવી દુખહરણીમાં શ્રેષ્ટ એક,
સાચિ છે સરસ્વતી ગુણજ્ઞ ઉર ગ્રહે છે. ૨

### દાતા વિષે.

ઠામ કે કુઠામતણો ચિત્ત ન વિચાર કાંઇ,
સર્વ ઠામમાં સમાન સૂરજ પ્રકાશે છે;

એજ છે પ્રમાણ રીત જોઇ મેઘરાજા પણ,
જાણે વર્તતા ન હોય એમ તેમ ભાસે છે;
પાત્ર ને અપાત્રતણો ભેદ પણ જ્ઞાતાતણા,
ઉરમાંથી બન્નેતણી રીત જોઇ નાસે છે;
મહાજનતણી રીત જોઇ મહાજન ચાલે,
વિવેક વિચાર પછિ કોણ ત્યાં તપાસે છે. ૩

## અભિમાન તજવા વિષે.

ધનમદધારી અવિચારી અનાચારી મૂઢ,
તરણને તોલ તેહ જનમાં ગણાયછે;
લાજ તજી જગતની વરતે લપોડશંખ,
ભૂતલમાં ભુંડો નર તેજ તો ભણાય છે;
પયપાન તજી મધુપાન મન મૂર્ખ ચહે,
તેહ દિતિસુતશિષ્ય મુજને જણાય છે;
ઊંચ કુળતણું અભિમાન મન વ્યર્થ ધરે
શ્વાનના સમાન જન તાનમાં તણાય છે. ૪

## ગુણીની કદર ગુણી જાણે.

કાગતણો રાગ સુણી જ્યાંહાં રીઝનાર હોય,
કોયલે કહો તે ઠામ વસિને શું કરવું?
બહુ ભાવે બગલો પળાય જેહ ગામમાંહી,
મરાળ મહાગુણીએ શાને ત્યાંહાં વિચરવું?
અશ્વથી અધિક ખર કિંમતી ગણાય ત્યાંહાં,
અશ્વએ કહો શી રીત ગ્રહી અનુસરવું?
ભાંડ ને ભવૈયાતણી વાણી વખણાય જ્યાંહાં,
કવિએ કુઠામ એવે કદી નવ ઠરવું. ૫.

## મૂષકાન્યોક્તિ.

છોટી છોટી મૂંછવાળા ફાંકડા મૂષક શીદ,
દડબડ દોડિને રંજાડ રોજ માંડે છે;
નવા નવા સમારેલા સુંદર મેહેલમાંહી,
શીદને પ્રવેશ કરી દર શોધી કાઢે છે;

લાલચે લેવાયો ગર્વતૃષ્ણાથી તણાયો શીદ,
પારકાં અકાજકાજ નિંદરા તું છાંડે છે;
કોઇનું સર્યું નથી કામ સુણ્યું તારાથકી,
ત્યારે શીદ જીવન તું વ્યર્થ વણસાડે છે. ૬

### ચારણી ને કરવડો.

ચારણી કહે છે અલ્યા કરવડા મારું વેણ,
સાંભળ આ વાર તને સમજાવું સાનમાં;
તુજમાં છે છિદ્ર તેહ જાણે છે જગતલોક,
માટે તું ફુલાતો નહિ હવે અભિમાનમાં;
કરવડો કહે સુણ મુજમાં છે એક પણ,
તુજમાં હજાર છે તે લઈ કરી ધ્યાનમાં;
પછી શીખ દેજે મને સાંભળીશ સ્નેહથકી.
હાલ તો ગણુંછું તને મૂરખ નાદાનમાં. ૭

### પંથી અને વિપ્ર.

"પંથી કહે વિપ્ર કોણ મોટા છે આ ગામમાંહી?
વિપ્ર કહે મોટા તાડતણા સમુદાય છે;
દાતાર છે કોણ? તો કહે ધોબી જે સવારે
વસ્ત્ર લઇ જઇ સાજનો તે પાછો આપી જાય છે;
દક્ષ કોણ? તો કહે પરનારી અને પરધન,
હરવામાં સહુ જન દક્ષજ જણાય છે;
કેમ તું જીવે છે અહીં? તો કહે હું જીવુંછું જેમ,
વિષકૃમી વિષમાંહી જીવે એહ ન્યાય છે." ૮

### હિતશિક્ષા સાંભળવી.

સ્નેહનાં વચન સંભળાવે કોઇ સજ્જન તો,
તેની પાસ જઇ સારી સભ્યતાથી બોલિયે;
કપટરહિત કોઇ વાત કહે હિતની તો,
તેવે ઠામે જઈ તેનાં વચનને તોળિયે;
દોષ દિલ દાઝ ધરી આપણા બતાવે ત્યારે,
ક્રોધ કરી સામા તેના દોષ નવ ખોળિયે;

સાર ને અસાર જઇ શોધિયે સકળ ઠામ,
જાણીજોઈ પગ શીદ બળતાંમાં બોળિયે ! ૯

**દોષયુક્ત ગ્રંથ પણ રંજન કરી શકે!**

દોષથી ભરેલી ભલે વસ્તુ હોય તોય તેહ,
રંજન કરે છે મન સહુ બાઈભાઇનાં ;
તેમ દોષરહિત છતે ન મન રંજન તો,
તેહથકી થાય બોલ એજ છે સચાઈના ;
જુઓ એક ગ્રંથમાં અનેક દોષ દિસે તોય,
રંજન કરે છે એમાં કશીએ નવાઇ ના ;
તેમ એક ગ્રંથ દોષરહિત છતેજ તેહ,
રંજન કરી શકે કદાપિ ભાર રાઇ ના. ૧૦

## ટીકાકારો વિષે.

જળની સપાટીપર તણખલાં જેમ તરે,
તેમ દોષ પુસ્તકમાં તરતા જણાય છે ;
ઉંડાં જલમાંહી રહયાં ગુપ્ત હોય રત્ન જેમ,
તેમ ગુણ ગ્રંથતણા કોકથી કળાય છે ;
ટીકાકાર ટેક તજી તુચ્છ બુદ્ધિવાળા હોય,
તૃણતુલ્ય થવા તૃણ પેખી હરખાય છે;
ઊંડા જલમાંહિ મારે બુડકી તારા સમાન,
ગુણી ગુણરત્ન હાથ આવે તૃપ્ત થાય છે. ૧૧

## પૈસા કરતાં લાજ વહાલી.

કહે એક સજ્જન યુરોપિયન સુણો ભાઈ,
આજ વડી ગણું છું સહુથી મુજ લાજને;
કોઈ ભલે મારા ગજવા ઉપર હાથ નાખે,
હૃદેથી વિસારૂં કદી એના ભુંડાં કાજને;
પણ મૂજ લાજપર હાથ નાખનાર તેને,
વેરી કદો ગણું કદી ભૂપ શિરતાજને,
સહુથી સરસ ધન અવનીતલમાં મુજ,
લાજરૂપ વ્હાલું છે અત્યંત સમે આજને. ૧૨

## લક્ષ્મીનો તિરસ્કાર.

અરે જલજાયા મહામાયા તારેકાજ મેં તો,
કંઇક મુરખને ચતુર કહિ પોકારિયા;
ધનમદવાળા જે ન લેખવે લેખામાં કશા,
વેણુ નમ્ર થઈ તેની આગળ ઉચ્ચારિયાં;
ખરાંનું ખોટું ને ખોટાંકેરૂં ખરૂં કરતાં મેં,
તેજમાં અંજાઇ શાસ્ત્રવચન વિસારિયાં;
તોય તું રિસાઇ રહી વેગળી અભાગણી તો,
પડો તારે મૂખ પંડિતોની બહુ પેંજારિયાં. ૧૩

## એક ગમારને શીખામણ.

જનાનો વધતાં મરદાઈ જો વધતી જાય,
તો તો તેને જરૂર વિવેકથી વધારિયે;
સોકયતણું સાલ કરવાનેકાજ ચિત્તમાંહિ,
કલેશબીજ નીજ સદ્મ રોપવા ન ધારિયે;
વાંઝણી વનિતા એજ એમ જો પ્રતીતિ થાય,
વંશવૃદ્ધિકાજ બીજી વરવા વિચારિયે;
પણ પંડતણો દોષ પરપર નાખિયે ન,
પેટમાં સમજી ભાઇ પછિ મન મારિયે. ૧૪

## રસિકપ્રિયા વિષે.

રસિકપ્રિયા ને રસમંજરી વખોડે જેહ,
યોગી અથવા તો પશૂ નર તે પ્રમાણવો;
સુંદર ને મુકતાનંદ વળી બ્રહ્માનંદ નિંદે,
જોગીભોગીવેરનો દૃષ્ટાંત તે વખાણવો;
અવર સંસારી રસમર્મ શઠ સમજે ન,
બકે મુખ નિંદા જો તો નરપશૂ જાણવો;
અનલમાં હાથ નાખી દાઝેછે બાળક તેથી,
અનલ સદનમાં શું રાંધવા ન આણવો? ૧૫

ઔષધશાળામાં હોય ઔષધ અનેક ભાંતી,
સ્વાદ, ગુણ જેમાં રહ્યા અનેક પ્રકાર છે;

તેહમાં લગાડવાથી, સૂંઘવાથી, ખાવાથકી,
મોત નીપજાવે એવાં ઔષધો અપાર છે;
તેને ફેંકી દેવા શીખ આપે શાણા થઇ કરી,
નર એવા કહો શું શાણાના સરદાર છે?
વગર સમજે વાવરે જે તેનું મોત થાય,
સમજી વાપરતાં તો તેમાં સહુ સાર છે. ૧૬

જેણે ભાગવતરૂપ અમૃત પ્રગટ કીધું,
તેણે પરકીયાકેરી પ્રીતને વખાણી છે;
તેથી બોપદેવસમ પંડિત પ્રવીણ તેહ,
થયો શું અનીતિવાન રીત ક્યાંની આણી છે!
રસિકપ્રિયા છે કવિ-કેશવે રચેલી તેના,
લંપટપણાની વાત જન કોણે જાણી છે?
ફોકટ લવરી કરે આજના અજાણ પણ,
પંડિત પ્રવીણતાઇ પંડિતે પ્રમાણી છે. ૧૭

રસિકપ્રિયાને નિંદે સુંદર ને મુકતાનંદ,
ત્યારે ભટ સામળ * વખાણ તેનાં ગાય છે;
સુંદર ને મુકતાનંદ બેઉ સાધુજન ખરા,
સંસારના ભોગ તેને તુચ્છ તો જણાય છે;
સામળ કવિ તો રહ્યો આસકત સંસારમાંહિ,
તે તો રસગ્રંથથકી રાજી બહુ થાય છે;
જોગી રાચે જોગથી ને ભોગી રાચે ભોગથી તો,
વાદમાં ન માલ વાત કહી યથાન્યાય છે. ૧૮

## વ્યભિચારી પ્રભૂઓની ગતિ.

રૌરવનરકતણા જીવ પ્રભુ પ્રભુ એમ,
આકુળવ્યાકુળ થઇ મુખથી પોકારે છે;
ત્યારે ત્યાંના દ્વારપાળ જે છે જમદૂત તેહ,
ધીરજ આપવા કેવાં વચન ઉચ્ચારે છે;

* દોહરો-ઇંદ્રજીત ઠાકોર આગળે, કવિ શ્રી કેશવદાસ; રસિકપ્રિયા તેણે કરી, વિવિધ પ્રકાર વિલાસ. (૧૩૪) સુ. બો. વારતા ૧૨મી.

સુણો પાપી જીવ તમે પ્રભૂથી વિમુખ થયા,
હવે કહો તેની તે ગરજ શી તમારે છે!
તોય સુણુકાના યાર ઘણા પ્રભુ મુંબાઇમાં,
છે તે આણી આપશું એ નિશ્ચય અમારે છે. ૧૯

## નેપથ્યની પાછળ થયલું પ્રહસન!

રામ ને સીતાની મારામારી ભાઇ જોઇ આજ,
તેથી મુજ મન અતિ અચરજ થાયછે;
રાવણ ને મંદોદરી વારિ વારિ થાકયાં તોય,
વચન શીખામણનાં વ્યર્થ વહી જાય છે;
આવે હનુમાન તેનું કથન ન કાન ધરે,
પછી પાસ જતાં મુજ સંશય પળાય છે;
જોઉંછું તો રામમુખ વારૂણીનો વાસ મારે,
સીતાજીનાં મુખમાંહિ ડુંગળી ગંધાય છે. ૨૦

## નિરોષ્ટ કવિત્ત.

સરસ નરસ રસ સહજ કળે છે જેહ,
તાણ તો કરે ન કશિ હાણ ચિત્ત ધારીને;
રહયા શઠ હઠ કરે, શીખ તો ન કાન ધરે,
તેના સંગથકી ડરે, રટે કષ્ટહારિને;
લાખ કે કરોડ થયે અહંકાર હોય શાનો,
શાંત ચિત્ત રાખે ક્રોધ અરિને હકારિને;
તેજ છે સજ્જન લોકહિતકાજ અર્થ જેહ,
ખરચે દયાળ તજે નારિઓ ઠગારિને. ૨૧

## વાણિયો કેવો હોય?

મારવા ઉઠે તો પાછે પગે તે હટતો જાય,
સામાને બેસતો જોઇ ગાળ દેતો સામો ધાય;
કાછડી ઘાલતાં એની પાટલી નિકળે તેમ,
પાટલી ઘાલતાં એની કાછડી તે ઢીલી થાય;

નરમ દેખે ત્યાં પૂરો ગરમ બનેજ ખરો,
ગરમ દેખે તો પછી જોઇ લો ગરીબ ગાય;
ઘેલીકેરો ડાહયો એને દુનિયા કહે છે પણ,
બાયલો જરૂર એમાં સંશય નહીં જરાય. ૨૨

## નામધારી સુધારાવાળા.

મોટા મોટા બોલ મુખથકી બહુ બોલવા ને,
કામ પડે દોઢ ગાઉ દૂર ભાઇ ભાગવું;
પારકાના પુત્રને ભભૂત તો ચોળાવવી ને,
આપણે સંસારસુખ પાછળ તો લાગવું;
વર કે કન્યા મરે ન સૂતક આપણે કાંઇ,
તરભાણું ભરો જોશીકેરૂં એજ માગવું;
એમજ સુધારો થાય જશ તો ગવાય યાર,
સ્વારથ સધાય ઉર એજ અનુરાગવું. ૨૩

વિધવાને વરવાનો બોધ તો બીજાને દેવો,
આપણે બે ચાર રાંડીરાંડ રાખી લીજીયે;
જવાનીનો જોશ ચઢે ભલે કો વિલાત જાય,
આપણે તો ન્યાતીના ગુલામ થઈ રીજીયે;
જમવા એવાની સાથ વચન જો આપ્યું હોય,
તેહને તોડતાં કાંઇ મનમાં ન ખીજિયે;
રાગ જાઇ ઢોલકી બજાવિયે સભામાં પણ,
આપણે તો કરતા જે હોઇએ તે કીજીએ. ૨૪

## મૂર્ખને રીઝવવો કઠણ.

ગાયકને રીઝવું સહજ રૂડા રાગથકી,
ચતુરને રીઝવી જાણું છું ચતુરાઇથી;
લોભીને રીઝવું દામ આપી નીજ ગાંઠતણા,
પંડિતને રીઝવું હું રૂડી પંડિતાઇથી;
માનના ભુખ્યાને માન આપીને રીઝવું તેમ,
કવિને રિઝવું હું રસિક કવિતાઇથી;

સ[illegible] ઝવું પણ મૂર્ખને રીઝવવાને,
રહ[illegible]ું અજાણુ એક છેક મૂરખાઇથી. ૨૫

## વક્રોક્તિ.

માડી વ્હાલી વ્હેલી વ્હેલી બાડણાં ઉઘાડ તો કહે,
માડી વ્હાલી તમારી વૈકુંઠમાં બિરાજે છે;
અત્રિ માન, તો કહે આવે સમે અલિ અહીં ક્યાંથી,
અલિ તો કમળમાંહી કેદ પડયો આજે છે;
મેઘાને કહે તું ટાડે કમાડ ઉઘાડવાને,
મેઘો આંહી નથી તે તો ગગનમાં ગાજે છે;
ટક ટક છોડ તો કહે કહો ઘડિયાળને જે,
ટકટક છોડે મને કહેતાં કાંઇ લાજે છે! ૨૬

## નામમહિમા.

રૂસ્તમજી રાઢ થતી દેખી ત્યાંથી દૂર ભાગે,
સોરાબજી બકરી દેખીને ડરી જાય છે;
ખરસેદજીને કાંઈ ચસમાબિના ન ચાલે,
માણેકજી કાચકીડિયાંથી રાજી થાય છે;
દીનશાજી પારકા ધરમમાં વટલિ જાય,
દાદાભાઇ બિચારા કુંવારા અથડાય છે;
નામતણું નીર કોઇ રાખે છે સપૂત ભાઇ,
આમ તો ફોકટ નામધારીઓ ફુલાય છે. ૨૭

## જ્ઞાનવગર ગુરૂ શાના?

ચોર, વ્યભિચારી, કૂડ કપટના કરનાર,
એવા ગુરૂજનસંગરંગમાં ન ભીંજિયે;
દૂરથકી દેખિ રખે છાયાનો પરસ થાય,
એમ ડર આણી અતિ અંતરમાં બીજિયે;
જો ન દરશન આપણને સપનમાં થાય,
તો તો પૂર્વજન્મતણું પુન્ય માની લીજિયે;
ગુરૂવણુ જ્ઞાન નહિ એમ લોક કહેછે પણુ,
જ્ઞાનવણુ ગુરૂ શાના તે વિચાર કીજિયે. ૨૮

## આજકાલનો ઉલટો ન્યાય.

જુઓ ભાઇ આજકાલ ઠામઠામ જગતમાં,
ઉલટોજ ન્યાય સદાકાળ તે તોળાય છે;
જેમ અંધમાંહિ કાંણો રાજિયો ગણાય ત્યમ,
કેટલાક મૂરખ તે પંડિત મનાય છે;
ચોરટા, ચંડાળ, કાળાં કૃત કરનાર વળી,
સજ્જનના વરગમાં સ્હેજમાં ગણાય છે;
નીતિવાન વિદવાન નાદાન સમાન ઠરી,
હંસની પઠે તે કાગથકી તો નિંદાય છે. ૨૯

## ગુણીને છોડી મૂર્ખનો સંગ કોણ કરે?

સ્વચ્છ કામધેનુતણી સેવા શુભ તજી કરી,
ગધેડી ગંદીને કોણ પૂજવાને દોડશે?
સુંદર સવાદયુત આમફળ ત્યાગ કરી,
આકફળ ખાવાપર કોણ ચિત્ત ચોડશે?
ચંદનનું ચારૂ વૃક્ષ બાવળિયાથકી સદા,
નરતૂં ગણીને કોણ મુખથી વખોડશે?
વજ્રસમ ગુણી ને અમુલ્ય મિત્ર છોડી કરી,
મૂરખ પાષાણતણી પ્રીત કોણ જોડશે? ૩૦

## કોણ કરે ને કોણ ભોગવે?

### સુસિદ્ધાલંકાર.

"મ્હેનત કરીને દર મૂષક તે ખોદી મરે,
તેનો ઉપભોગ આવી ભોરંગ તે કરે છે;
મધ એકઠું કરી જે મરે મધુમક્ષિકા તે,
પાન કરી ધનવાન મોદ મન ધરે છે;
ઘાટ ઘડીઘડીને સોનાર મરે શ્રમકરી,
ભામની ભૂષણ ધરી છેલચિત્ત હરે છે;
જેહ લખીલખીને લેખક થાકી મરે તેહ,
પુરાણ પંડિતજન વાંચી મન ઠરે છે." ૩૧

## લુખું જ્ઞાન અંશીને પ્રિય.

આશકીની લાવણી આતુરતાથી સુણી કરી,
મનમાંહી કોક જન મગન તો રહે છે;
ભેરવીની ગજલ સુણીને મન ભેરવીદે,
અધિક ઊલટ ધરી વાહ! કોક કહે છે;
દશમની લીલા સૂણી કીલાસમ કોક બણી,
સાર સમઝયાવિના અસાર મૂઢ ગ્રહે છે;
જ્ઞાનની ગોઠડી કોટડીમાં બેસી કહે જેહ,
તેહનો મરમ કોક વીરલાજ લહે છે. ૩૨

## જજ્જાનાં રૂડાંવાનાં.

આવ ભાઇ જજ્જા તને ધન્ય કહૂં કોડવાર,
અડી વેળાએ તું કવિતામાં કામ આવે છે;
આધુનિક સુરત મુંબાઇતણા મોટા કવિ,
તેહને લ્હારા સમાન કોણ બીજો ભાવે છે;
યોગ્ય ને અયોગ્ય સ્થાન દેખું તને વારવાર,
યોગ્ય સ્થાને નિશ્ચયનો અરથ બતાવે છે;
ચરણનાં ચણતર વખતમાં મારા પ્યારા,
લ્હારા ઉપકાર મ્હારૂં દલડું દુખાવે છે. ૩૩



# અંગ ૭ મું.

## પ્રસિદ્ધ પુરૂષો.

### શેઠ ગોકળદાસ તેજપાળની ઉદારતા.

#### ઇશ્વરપ્રાર્થના.

##### ચોપાઈ.

દાતાજનસદગુરૂ જગદીશ, તુજ પદપંકજ નામૂં શીશ ;
મલિન મતી જેથી પલટાય, સફળ મનોરથ સહજે થાય. ૧

દુખહર્ત્તા સુખકર્ત્તા દેવ, શુભ ફળદાયક તે તુજ સેવ ;
દીન જનોના રક્ષક હરી, આશ પૂરજે કરૂણા કરી. ૨

કરવા જનકેરૂં કલ્યાણ, પ્રગટ થઇ શ્રી પુરૂષપુરાણ ;
દાનવ દુષ્ટ પછાડયા ઘણું, એ લીલા તુજ અશરણશર્ણ. ૩

વિધવિધ રચના જગમાં કરી, જનસુખઅર્થે તે સહુ ખરી ;
તેથિ તને કરૂણાબ્ધિ કહયો, મર્મ એહ મુનિભક્તે લહયો. ૪

કીર્ત્તિ, કાય, પ્રીતિ તાહરી, ત્રિવેણિ સમ શોભે શ્રી હરી ;
મતિ હંસિણિ તેપર નિત ઠરો, ભાન અવર મિથ્યા પરહરો. ૫

પામર જનપાળક પરમેશ, પ્રેર સદા તુજ સદ ઉપદેશ ;
જેથી જન પરમારથતણો, પંથ ગ્રહે સુખદાયક ઘણો. ૬

માગું એટલું પ્રભુજી પાસ, તુજવણ કોણ પુરે મુજ આશ ;
ભકતતણા પાલક નરહરી, એજ વિનંતી છે મુજ ખરી. ૭

## ધનવાનનો ધર્મ.

### દોહરા.

સજ્જન ધનવંતો ધરી, દીન જનોની દાઝ ;
દળવા દુખ દુખિયાતણાં, કરો દયાનાં કાજ. ૧

કરિ કરૂણા હરિએ દિધૂં, જે છે જમણે હાથ ;
તે ખરચો પરમાર્થમાં, જેથી રીઝે નાથ. ૨

ભૂખ્યા જનની ભુખ હરો, દઇ અન્નનૂં દાન ;
તરસ્યા જિવને તોષવો, કરાવિને જલપાન. ૩

પીડાતા પામરતણી, ધર્મવંત આ કાળ ;
ઔષધશાળાઓ રચી, રાખો નિત સંભાળ. ૪

વિદ્યાશાળાદિક બિજાં, પરમારથનાં કામ ;
કરો કોડથી કોટિધા, જેથી થાએ નામ. ૫

દેશસુધારો અહિંતહીં, સર્વ ઠામ પથરાય ;
ધનવંતા જન ધનવડે, એવા કરો ઉપાય. ૬

ખોટી કીરતિ કારણે, ઉરાડિ દો નવ દામ ;
ખરચો નિત સત માર્ગમાં, ચલાવિને શુભ હામ. ૭

રંકજનો આશિશ દિયે, જેથી વારંવાર ;
એવાં પરમારથ કરો, જનમી જગમોઝાર. ૮

પાત્ર જોઇ પ્રીતે કરી, યથાશક્તિ દો દાન ;
દીન જનોનાં દુખ હરો, હેતે લક્ષ્મીવાન. ૯

ખાલી હાથે આવિયા, જાવૂં ખાલી હાથ ;
હાથે તો સાથે કરો, એજ આવશે સાથ. ૧૦

એ ઉપર આ અવસરે, આપું એક દૃષ્ટાંત ;
તે સુણજો સજ્જન સહુ, રાખિ વૃત્તિ નિજ શાંત. ૧૧

તેજપાળસુત સદ્ગુણી, નામે ગોકળદાસ ;
તેના પરમારથતણો, પ્રેમે કરૂં પ્રકાશ. ૧૨

## ચંદ્રાવળાં છંદ.

તેજપાળનો પુત્ર પ્રતાપી, નામે ગોકળદાસ;
તેના શુભ ગુણનો આ અવસર, પરથમ કરૂં પ્રકાશ;
પરથમ કરૂં પ્રકાશ વિચારી, જેનિ કીર્ત્તિરૂપ ચંદનિ સારી;
આ અવનીતલમાં રહિ વ્યાપી, તેજપાળનો પુત્ર પ્રતાપી.
નામે ગોકળદાસ-૧

અઢારસેં છહોતરકેરો, વિક્રમ સંવત સાર;
જેઠ વદી સાતમને દિવસે, અવનીતલ અવતાર,
અવનીતલ અવતાર ધરિને, અમર નામ જગમાંહિ કરીને;
સફળ કર્યો આ ભવનો ફેરો, અઢારસેં છહોતરકેરો.
વિક્રમ સંવત સાર-૨

મુંબઇ બંદરમાં વખણાયો, શેઠ હિંદુમોઝાર;
તેજપાળસુત દીન જનોનાં, દુઃખતણો હરનાર;
દુઃખતણો હરનાર દયાળૂ, કેવળ કરૂણાવંત કૃપાળૂ
પિતાથકી પણ સરસ ગણાયો, મુંબઇ બંદરમાં વખણાયો;
શેઠ હિંદુમોઝાર-૩

તીક્ષ્ણ બુદ્ધિ વિગતે વ્યાપારે, વાપરિ વારંવાર;
સત્ય મારગે યુક્તિ લગાડી, જોડયો ગરથ અપાર;
જોડયો ગરથ અપાર કળેથી, નીજ બુદ્ધિ ને નીજ બળેથી;
કસર ન રાખી કયાંહી લગારે, તીક્ષ્ણ બુદ્ધિ વિગતે વ્યાપારે;
વાપરિ વારંવાર-૪

સદા સર્વશું સ્નેહ સજીને, વદતો ઉત્તમ રીત;
સારાસાર સમજવા અંતર, ધરતો પૂરણ પ્રીત;
ધરતો પૂરણ પ્રીત સદાએ, વિનય વિવેક તજ્યો ન કદાએ,
અંતરથી અભિમાન તજીને, સદા સર્વશું સ્નેહ સજીને,
વદતો ઉત્તમ રીત.-૫

કનકવિષે છે માદકતાઇ, કનકથકી વીશેષ;
અસર તેહની જેને અંતર, તોય ન દીઠી લેશ;

તોશ ન દીઠી લેશ કદાપી, સ્થીર વૃત્તિ જેણે ઉર થાપી;
શુદ્ધ મર્મ સમજ્યો સુખદાઇ, કનક વિષે છે માદકતાઇ;
કનકથકી વીશેષ-૬

દેવઅંશિ દાતાર દયાળુ, દીનદાદ સુણનાર;
કુળમંડન કુળપંકજકેરો, દિનકર જે સુખકાર;
દિનકર જેહ સદા સુખકારી, ધૈર્યવંત ગંભિર અતિ ભારી;
સલક્ષણો ગુણવંત કૃપાળુ, દેવઅંશિ દાતાર દયાળુ.
દીનદાદ સુણનાર-૭

## હરિગીત છંદ.

ગુણવંત ગોકળદાસનું પરમાર્થ કહુંછું વખાણિને,
સુણજોજિ સજ્જન આજ અંતર પ્રેમ અદકો આણિને;
જગમાં ધરી કરી જન્મ નામનું કીધું સાર્થક જેહણે,
શુભ સત્ય પરઉપકાર ભાવથકી ભલો કિધ તેહણે. ૧

ઉરનો ઉદાર અપાર ભૂષણ ભાટિયાની ન્યાતિનૂં,
કર્યું અમર નિજ શુભ નામ વિશ્વવિષે કહું ભલિ ભાંતિનું;
શુભ સ્થાપિ શાળા એક મુંબઇમાંહિ માંડવી બંદરે,
જ્યાંહાં મફત વિદ્યાભ્યાસ રંકતણા સુતો આવી કરે. ૨

વળી અવર શાળા સ્થાપિ સુંદર એક મુંબઇ બેટમાં,
કોણે કર્યું છે એવું શુભ પરમાર્થ હિંદુ શેઠમાં?
સહુ દાનમાં છે શ્રેષ્ઠ વિદ્યાદાન એમ પંડિત કહે,
મતિમંદ જે શ્રીમંત અન્ય ન મર્મ તેનો તો લહે. ૩

પણ ધન્ય આજે હિંદુમાં છે અધિક ગોકળદાસને,
જે સત્ય પરઉપકાર કરિ રિઝવ્યો ખરો અવિનાશને;
વળિ અવર પરમારથ કહૂં કાંઇ મુખે વિસ્તારિને,
સમજજો હિંદૂજન સહૂ તે ઊરમાંહિ વિચારિને. ૪

## ગરબી.

તેજપાળસુતનો જશ જગમાં જામજો,
કરિ જેણે શુભ ધર્મદાનનાં કામજો;

હાથે તે સાથે કરિ લીધૂં હેતથી,
ધન ધન કવિજન કેહે એની હામજો. તેજપાળસુત-૧

મુંબઈ ને કછ માંડવિ એ સ્થળને વિષે,
સંસ્કૃતશાળા સ્થાપન કરવાકાજજો;
એક લક્ષપર હજાર પાંસઠ કાઢિયા,
આણી અંતર દીનજનોની દાઝ જો. તેજપાળસુત-૨

સંસ્કૃત ભાષા વિદ્યાની વૃદ્ધિ થવા,
ઉત્તમ રીતે હિંદૂજનમોઝારજો;
અસલ ધર્મનો મર્મ વળી સમજાવવા,
કીધો એ તો પ્રીતે પરઉપકારજો. તેજપાળસુત-૩

ઉત્તમ ભાષા સંસ્કૃત જે છે આપણી,
સર્વશિરોમણિ એમાં શો સંદેહજો;
તેનાં જ્ઞાનતણી વૃદ્ધિ જનમાં થશે,
થાશે પાછી મૃતક સજીવન તેહજો. તેજપાળસુત-૪

એથી લાભ વડો શો કહું આ દેશિને,
હોય જડી નવ નવિન રત્નની ખાણજો;
એટલડો ઉપજશે અંતર હર્ષ તે,
જ્યારે જનને થાશે તેનું જ્ઞાનજો. તેજપાળસુત-૫

બ્રહ્મસુતાના સેવક જગમાં વાધશે,
ટળશે જેથી તેના દિલનું દુઃખજો;
દેશીજનના હિતુને તેહ અપાવશે,
પિતાકનેથી બ્રહ્મલોકનું સુખજો. તેજપાલસુત-૬

બોરડિંગશાળા મુંબઇમાં સ્થાપવા,
કાઢ્યા બીજા રૂપૈયા બે લાખજો;
ઊચ્ચ વર્ણના ગરિબ હિંદુના બાળકો,
તેનો પૂરણ થાવાને અભિલાખજો. તેજપાલસુત-૭

રંકતણા સુત ભણશે જ્યાંહાં ભાવથી,
દમડી ખરચ્યાવણ એ શાળામાંહિજો;

ભોજન આદિકનો પણ ખર્ચ ન બેસતાં,
એવૂં નોતૂં આજસુધીમાં કયાંહિજો. તેજપાળસુત-૮

પેટતણી ચિંતામાં ફાંફાં મારતા,
એવા દીઠા કંઇક જનોના હાલજો;
તે જન કેમ ભણાવે બાળક પોતિકાં,
પૈસા ખરચી તેનો કરવો ખ્યાલજો. તેજપાળસુત-૯

ભણ્યાવિના ભોથડ રહિ ભટકે ગામમાં,
લાગે કંઇને કુછંદ રૂપિયો રોગજો;
તે સરવે મટવાનું સાધન આ થયું,
હવે ન ભણશે તેના જાણો ભોગજો. તેજપાળસુત-૧૦

અવર ધર્મશાળા, શાળાદિક તો બીજાં,
કરવાકારણ કછ મુંબઇ સ્થળમાંહિજો;
મોટી રકમ રૂપૈયાકેરી કોડથી,
કાઢી દેશીજનકેરૂં હિત ચાહિજો. તેજપાળસુત-૧૧

નિજ ન્યાતીજનકેરાં દળવા દુઃખડાં,
એક લક્ષપર પંચાવંનહજારજો;
એટલડા રૂપિયા હેતેથી કાઢિયા,
જેથી જન આશિશ દે વારંવારજો. તેજપાળસુત-૧૨

વિધવા અને નિરાશ્રિત જન નિજ ન્યાતનાં,
તેનું ચાલવા તેમાંથી ગુજરાનજો;
શેઠશિરોમણિએ પરમારથ એ કર્યું,
એજ ખરૂં છે જાતિતણૂં અભિમાનજો. તેજપાળસુત-૧૩

એ ઊપર નિજ ન્યાતીજનને તો વળી,
દીધો આશ્રય ઘટતો સર્વે પ્રકારજો;
પરદુખભંજન પરમારથમાં આગલો,
એજ ગણાશે અધિક લોકમોઝારજો. તેજપાળસુત-૧૪

ગરિબ જંન તે આશિશ દેશે કેટલી?
વિસારશે નહિ કો દી એ ઊપકારજો;

જગકર્ત્તા પાસે મુખથી તે માંગશે,
વાસ એહનો સદા સ્વર્ગમોઝારજો. તેજપાળસુત-૧૫

ધર્મ તથા વિદ્યાવૃદ્ધિને કારણે,
એહ પ્રકારે કીધો પરઉપકારજો;
સર્વ મળીને કાઢયા રૂપિયા રોકડા,
પ્રીતે પંદરલક્ષ તેહ નિરધારજો. તેજપાળસુત-૧૬

કુળદીપક એવાને જગમાં ધન્ય છે,
રંક જનોનાં ટાળ્યાં જેણે દુઃખજો;
ઉજવળ યશ લીધો આ જગમાંહી રૂડો,
ઇશ્વિર આપો અવિચળ એને સુખજો. તેજપાળસુત-૧૭

## વિલાપ.

ચાલ સામળિયા, ઘેર જઇયેરે—એ રાગ.

### દેશી.

તેજપાળનો પુત્ર ઉદારરે, શેઠ મોટો મુંબઈ મોઝારરે;
નામ જેહનું ગોકળદાસરે, કર્યો સ્વર્ગમાં તેણે વાસરે. ૧

વેદ,[૪] નયન,[૨] નાડી,[૯] શશિ[૧] સંવતરે, માસ કાર્ત્તિકનો કૃષ્ણ પક્ષરે;
હતો તેહતણો ગુરૂવારરે, તે દી વસિયો વૈકુંઠમોઝારરે. ૨

ક્ષણભંગુર દુનિયા આ છોડી, રે, ચાલ્યો સહજમાં માયા તોડીરે,
મૂકી રડતી તે ઘરડી માવડીરે, વત્સવણ વ્હીલી જેવી ગાવડીરે. ૩

મુકી રડતી વ્હાલી નીજ નારરે, રાંક અબળા હૈયાનો હારરે;
એકની એક વિધવા બાલીરે, તેની પ્રીતડી સ્હેજમાં ખાળીરે. ૪

સ્નેહી, મિત્ર, સગા સજ્જનરે, તેનાપરથી ઉઠાડયું મંનરે;
માયા મૂળથી શિદને લગાડીરે, વેહેતાં મૂકવાં જ્યારે પછાડીરે. ૫

નીરાધારનો હૂતો આધારરે, આજ ઊડી ગયો કોણુ ઠારરે?
દાન ધર્મ કર્યાં ક્રોડ જેણે રે, કીધું નામનું સાર્થક તેણેરે. ૬

મોટી રકમ રૂપૈયાની આપીરે, શાળા માંડવીબંદરે થાપીરે;
પુત્ર રંકના જ્ઞાન જ્યાં પામીરે, થાય જેયકી સન્માર્ગગામીરે. ૭

આણી દીનની દિલમાં દાઝરે, મોટી રકમ કાઢી તે કાજરે ;
ધર્મશાળા, વિદ્યાશાળા તેથીરે, થાશે રંક ગાશે ગુણ જેથીરે. ૮

સતમાર્ગે પેદા કર્યું ધંનરે, સત માર્ગે વેર્યું છે ધન્યરે;
એવો હિંદુમાં તે કોણ થાશેરે, જેની કીર્ત્તિ કવીજન ગાશેરે. ૯

કંઇની આંતરડી એથી ઠરશેરે, જશ જગમાં જેથી વિસ્તરશેરે;
પરમાર્થનાં કીધાં જે કામરે, તેથી જુગજુગ રેશે નામરે. ૧૦

## પરમારથ વિષે બોધ.

### પદ.

પરમારથ સાધન કર ભાઇ, એજ ધર્મ છે સારરે;
જેથી તારો અર્થ સારશે, અનેકાર્થદાતારરે. પરમારથ ૧

મનુષ્યાદેહ પ્રભૂએ દીધો, ઉત્તમ આ જગમાંહીરે;
તે શું કારણ તેહ વિચારી, જોની અંતર કાંઇરે. પરમારથ ૨

મારૂં મારૂં શીદ લવે છે, તારૂં છે નહિ કાંયરે;
તૂં કહે છે તેનો નથિ તું તો, બીજો તુજ કોણ હોયરે. પરમારથ ૩

સ્વારથસારૂ શીદ ભમે છે, મિથ્યા સુખનેસારૂરે;
ચંચળભણિ ચંચળ દોડાવે, તેમાં કહે શું સારંરે. પરમારથ ૪

જે જગદીશે મ્હેર કરીને, આપ્યું જમણે હાથરે;
તેજ હાથની આપ અવરને, તેજ આવશે સાથરે. પરમારથ ૫

જગમાં જનમ ધરીને જેણે, સુભ પરમારથ કીધોરે ;
નામ અમર આ જગમાં કીધૂં, લ્હાવો જસનો લીધોરે. પરમારથ ૬

મહિમા પરમારથનો સરવે, શાસ્ત્ર મૂખથી બોલેરે ;
અવર ધર્મ એકે નવ આવે, પરમારથની તોલેરે. પરમારથ ૭

માટે કર પરમારથ ભાઇ, મિથ્યા ભ્રમ સહુ છોડીરે ;
શ્રૂન્ય કહેવડાવીલે કરને, પ્રભુપદ પ્રીતી જોડીરે. પરમારથ ૮

## આનરેબલ મી. નારાયણ વાસુદેવનાં મરણ વિષે.*

ઝૂલના છંદ.

નવ દિઠાં અભ્ર આકાશમાં દોડતાં, ગર્જના ઘનતણી તેહ ન્હોતી;
તેમ ચમકાર વિજળીતણા નવ દિઠા, વૃષ્ટિ નવ મેઘની દૃષ્ટિ જોતી;
સિંધુ પણ શાંત સામે હતો તે સમે, કડડધુમ એક સુણિયો કડાકો:
અધિક ભય, વિસ્મયે જન જુએ ને કહે, કયાં થયો તોપનો આ ભડાકો. ૧

સિંધુતટનિકટ તવ જઈ જુએ તો દિઠો, બંગલો તુટિ પડયો તેહ ઠામ;
એક અનુપમ થયું રત્ન શુભ તેહમાં, સાંભળી સરવની છૂટી હામ ;
અવર છે અવનિમાં રત્ન બહુ તેહ તો, મુલ્ય ખરચ્યાથકી આવિ મળશે:
પણ નહીં રત્ન એ નાણું ખરચે મળે, જેનિ કિંમત ગુણી કોઈ કળશે. ૨

દોહરો.

હિંદૂ જનમાં તો હતો, નારાયણ નરરત્ન;
દૈવ રૂઠતાં કોઇ જન, કરી શકયૂં નવ જત્ન. ૩

રાગ પરજ.

નારાયણ નરતનધારીરે, કમાયો કીર્ત્તિ સારી—ટેક

વિંગુરલાની પડોસમાં એક છે, ડાબુલ નામે ગામ ;
કાલ,[3] વેદ,[4] વસુ,[8] દિનકર[1] સનમાં, જન્મ ધર્યો તે ઠામ. નારાયણ. ૧

ગરિબ માબાપતણે ઘર જન્મ્યો, કુળઅજવાળણ વીર;
આપબળે અવનીતલમાંહી, દરસાવી આપ્યૂં હીર. નારાયણ. ૨

વય દશ વર્ષતું થાતાં તો આવ્યો, વેગે મુંબાઇમોઝાર ;
અધિક શ્રમે શુભ વિદ્યા ભણીને, સંગ્રહ કીધો સાર. નારાયણ. ૩

સોળ વરસ પછી શાળા છોડી, નોકરી ખોળી લીધ ;
ઉદ્યમ, હિંમત, યુક્તિથકી પછી, ગરથ ગાંઠે તો કીધ. નારાયણ. ૪

કંઇક પ્રસંગ લીધા શુભ ઝડપી, સારો થયો શ્રીમંત ;
તેમજ સુકૃત શીલ સ્વભાવે, અધિક બન્યો યશવંત. નારાયણ. ૫

---

* શેઠ દ્વારકાદાસ વસનજીની સૂચના ઉપરથી આ કવિતા રચી હતી.

અઢારસેં ને ચોસઠકેરૂં, ઇસવી વરસ જે વાર ;
જસ્ટિસ આવ્ ધ પીસની પામ્યો, પદવી ભલી નિરધાર. નારાયણ. ૬

દિનદિન ચઢતી થતી એમ ચાલી, રહિ ન મણા તેમાં લેશ ;
કૌન્સિલના મેમ્બરકેરી આખર, પદવિ તું પામ્યો બેશ. નારાયણ. ૭

ચઢતી અધિક અવલોકતાં તારી, અધિક ઉપજતો ઉમંગ ;
પણ આ વેળા એવે ઠામ ચઢયો કે, સહુનાં થયાં મન ભંગ. નારાયણ. ૮

અઢાર ચુમ્મોતરનો અકરમી, હીણ આગસ્ટજ માસ ;
તારીખ પાંચમી ને બુધવારે, પ્હોંચીયો સ્વર્ગઅવાસ. નારાયણ. ૯

કોણ જનમની અગાશિયે હોલવી, દિલડાંકેરી નીજ દાઝ ;
કે અભાગણી ઉરપર ધસતાં, લેશ ન પામી લાજ. નારાયણ. ૧૦

ખબર સુણી તુજ મણૅની પામ્યા, સહુ જન અંતર શોક ;
સ્નેહી, સગાં સહુ રડતાં મુકી કયમ, જાવું ગમ્યું પરલોક. નારાયણ. ૧૧

વિબુધ વિચારીને યોગ્ય તને શૂં, કાયદો ઘડવાકાજ ;
આમ બોલાવી અચાનક લીધો, સ્વર્ગવિષે સુરરાજ. નારાયણ. ૧૨

પુણે જવાનો વિચાર કર્યો તો, મિત્રશું પ્રાતઃકાળ ;
પણ પરલોકવિષે લઇ ચાલ્યો, કપટી એ કાળ કરાળ. નારાયણ. ૧૩

આશા, ઉમેદ સકલ તુજ તે તો, મનની રહી મનમાંહી ;
સ્નેહી, સગાંને શિક્ષાનાં વચનો, કેહેવા ન પામ્યો કાંઇ. નારાયણ. ૧૪

ગરવા ગુણો તુજ મુખથી શું વરણું, ધન્ય નારાયણ વીર ;
રંકનો રાય બન્યો નિજ બળથી, નામનું રાખ્યું નીર. નારાયણ. ૧૫

ધન, યશ, વિદ્યાતણૂં નવ ધરિયૂં, ઉરમાં જરા અભિમાન ;
સ્નેહવાયક સહુને સંભળાવી, દીધૂં ઘટિત સનમાન. નારાયણ. ૧૬

કૌન્સિલના દેશી મેમ્બરમાંહી, વકતા ચતુર તું એક ;
સત્ય, સનેહ, સુજનતાતણો તે, ધન્ય નીભાવ્યો ટેક. નારાયણ. ૧૭

જીવ્યો હતે હજી વર્ષ ઝાઝાં તો, યશ તે અધિક પથરાત ;
તેમજ દેશતણૂં તુજદ્વારે, હિત અદકેરૂં થાત. નારાયણ. ૧૮

આશ અમારી ભંગ થવાથી, દિલમાં તો ઉપજે છે દુઃખ ;
પણ પરિબ્રહ્મ તે આપો તુજને, સ્વર્ગસદનમાં સૂખ. નારાયણ. ૧૯

## શાસ્ત્રી દિનમણિશંકર*

### દોહરા.

રે! નભમંડળદિનમણી, જ્યમ તું છે ગૃહરાજ;
ત્યમ ભૂમંડલદિનમણી, જે પંડિતશિરતાજ. ૧

આ વસુધાતલ તાહરો, પડે ખરો પરકાશ;
દિનમણિની વિદ્યાતણો, તેથી અધિક ઉજાસ. ૨

તુજ સામી ધુળ છાંટતાં, મૂર્ખચક્ષુમાં જાય;
આ દિનમણિને નિંદતાં, ખળ પણ ત્યમ નિંદાય. ૩

તુજ કરબળથી જો કદી, જલનિધિ જલ શોષાય;
આ વિદ્યાનિધિનીર નહિ, તુજથી કદી સુકાય. ૪

એક રાશિના ક્યાંથકી, ખોળ્યા શિષ્ય સુજાણ;
એનો ઉત્તર આપજો, નભ, ભૂમંડળ ભાણ. ૫

જ્યમ ઉલૂક નવ ઓળખે, જગમાં તને જરાય;
આ દિનમણિથી અબુધ ત્યમ, રહે અજાણ સદાય. ૬

જ્યમ તારા તુજ તેજમાં, ક્યહાં ગૂમ થઇ જાય;
દંભી જન આ દિનમણી, દેખિ તેમ સંતાય. ૭

કર સહસ્રથી શોભતો, તું છે નભમોઝાર;
શિષ્ય સહસ્રે દિનમણી, શોભ્યો આ સંસાર. ૮

તવ દર્શનથી પદ્મ તે, જેમ પ્રફુલ્લિત થાય;
આ દિનમણિને દેખિ ત્યમ, બુધજન મન હરખાય. ૯

નભમંડળમાં નવ દિસે, સુજને તુજ ઉપમાન;
ભૂમંડળમાં ત્યમ મળે, નહિ દિનમણી સમાન. ૧૦

---

* સુરતના આ વડનગરા નાગરબ્રાહ્મણ શાસ્ત્રી મહારાજ આખા ગુજરાતના ભૂષણરૂપ હતા અને તેમની કીર્ત્તિ ઠેઠ કાશી પર્યંત હતી.

## પંડિત દયાનંદ.

### કાવ્યછંદ.

આર્યધર્મ આ વાર, છેક બગડયો મન જાણી;
દયાનંદ સ્વામિએ, દયા અંતરમાં આણી. ૧

ભરતખંડમાં ભ્રમણ, ઠામ ઠામે કરિ કોડે;
ધૂર્ત્ત, દંભિ, પાખંડિ, તેમને હઠવ્યા હોડે. ૨

વેદધર્મની વાત, પ્રગટ પ્રીતેથી કીધી;
સ્નેહથકી સત્યતા, સર્વ દરસાવી દીધી. ૩

પ્રગટ થયાં પાખંડ, કઠણ કલિજુગમાં જે જે;
જ્ઞાનખડ્ગ કર ધરી, કર્યાં ખંડન સહુ તે તે. ૪

સભા કરી સહુ ઠામ, તેડિયા પંડિત પ્રીતે;
શંકરસમ વિદ્વાન, તેહને કયમ કરિ જીતે. ૫

ભજે સવાયો શેર, શ્વાન નાસે ડર ખાઇ;
ગયા સર્વ પાખંડિ, ધર્મઠગ કયહાં ભરાઈ. ૬

એમ સકળ દિશમાંહિ, દિગ્વિજયડંકો કીધો.
પરમારથપર પ્રીત, ધરી અદકો જસ લીધો. ૭

રામાનુજ, મધ્વ ને, વળી વલ્લભ પાખંડી;
સહજાનંદ સમાન, સર્વને નાખ્યા ખંડી. ૮

મુમ્બાપુર મોઝાર, પધારી સભા કરીને;
વર્ણાશ્રમના ધર્મ, સૂચવ્યા સ્નેહ ધરીને. ૯

ડર્યા ધર્મખળ સકળ, નામ સાંભળતાં માત્રે;
વદન શ્યામ થઇ ગયાં, નરમ તેમજ તો ગાત્રે. ૧૦

એવો પ્રગટ પ્રતાપ, સર્વ સ્થળમાં દરસાવ્યો;
દયાનંદ સરસ્વતી, સુજ્ઞ સહુ જનને ભાવ્યો. ૧૧

વાદયુદ્ધનેકાજ, રચ્યો મંડપ તે જ્યારે;
મુંબઇવાસી સકળ, તેડિયા પંડિત ત્યારે. ૧૨

પણ હરિ આગળ હરણ, કેમ હિંમત ધરિ આવે;
ભારબોજમાં રહયા, પોત શિદ વ્યર્થ ગુમાવે. ૧૩

પ્રતિમાખંડનકાજ, ભાષણો બહુ બહુ આપ્યાં;
સંશયકેરાં મૂળ, સકળ જનનાં તે કાપ્યાં. ૧૪

એક બ્રહ્મ વેદમાં, સકળ સ્થળમાં જે ગાયો;
નિરાકાર અદ્વૈત, પૂર્ણ પ્રેમે દરસાવ્યો. ૧૫

તેજ ગ્રંથઆધાર, આર્યજન માનો મોટા;
ભ્રમણામાં નવ ભમો, અવર છે જૂઠ ગપોટા. ૧૬

સિદ્ધ કર્યું સહુ ઠામ, સ્વાર્થબુદ્ધિને છોડી;
કુતર્કવાદીતણાં, કઠિણ કુંભસ્થળ ફોડી. ૧૭

દેશીજનની દાઝ, એમ અંતરમાં આણી;
મોક્ષમાર્ગ આ વાર, દાખવ્યો સત્ય પ્રમાણી. ૧૮

ધન! ધન! પંડિતરાજ, ધન્ય કવિજન કહે તુજને;
દેશહિતેચ્છુ અવર, મળ્યો તુજસમ નવ મુજને. ૧૯

ઉજવળ યશ અવનિમાં, સર્વ ઠામે પથરાશે;
ત્યમ ગુણિજન તુજ સદા, સર્વદા ગુણગુણ ગાશે. ૨૦

## લોર્ડ રિપનની પધરામણી.*

### (દોહરા.)

શીતલ, મંદ, સુગંધમય, ત્રિવિધ સમિર સુખકાર;
વહે શિખર સિમલાતણે, વસે જેહ તે ઠાર. ૧

પરમહંસ નર એહના, અનુપમ જે ગુણગ્રામ;
વરણવતાં વરણાય ના, સુણજો સજ્જન તમામ. ૨

કોમળ કરૂણામય દિસે, જેનું અંતઃકર્ણ;
**ભારતજનની** કારણે, આવ્યો અશરણશર્ણ. ૩

---

* મારા મિત્ર "ગુજરાતી" ના એડીટર રા. ઇચ્છારામ સૂર્યરામના કહેવાથી તેમના ઉપન્નમાં પત્રમાં મુકવા માટે આ કવિતા રચી આપી હતી.

ભાગ્યદેવિ સહુ આર્યની, થઇ પ્રસન્ન જે સાર ;
પશ્ચિમ દિશમાં પરવરી, આણ્યો દેશમુઝાર. ૪
પરદુખભંજન નૃપતિ તે, વિક્રમ વીર સુજાણ;
તેહતણો અવતાર છે, કવિજન કહે પ્રમાણ. ૫

આગળ પશ્ચિમ દિશથકી, આવ્યા અસુર અનેક;
પિંઢારા સમ પાપિઓ, ઘાણ કાઢવા છેક. ૬
નાદિર, તૈમુર, ગજનિનો, લોભી જે સુલતાન;
લૂંટી ઝૂંટી દેશને, ગયા કંઇક હેવાન. ૭

વળિ કંઈ સાગરપારથી, આવ્યા લઇ અધિકાર;
દેશ ડુબાવી દુઃખમાં, પ્હોંચ્યા નિજ નિજ ઠાર. ૮
જે અપજશના ગાંઠડા, બાંધી ચાલ્યા સાથ.;
પાછળ ભૂમી ભામની, ઉર પિટતી નિજ હાથ. ૯

પણ આ અવસર તૂજને, છે પશ્ચિમ દિશ ધન્ય;
નર એવો તેં મોકલ્યો, જે સમ મળ્યો ન અન્ય. ૧૦
રિપુ ન કોઇનો તેથકી, ધર્યું રિપન અભિધાન;
અજાતશત્રૂ એહ છે, પાંડૂપુત્ર સમાન. ૧૧

ઉદય અધિક આ દેશનો, દિલથી કરવા કાજ;
ભલે પધાર્યો પ્રેમથી, દેવાંશી નર આજ. ૧૨
દશા દેશની અવરથી, એવણ નવ પલટાય;
ભરતભૂમિને એથકી, મળશે નિર્મળ ન્યાય. ૧૩

હરખ! હરખ! તું આ સમે, હેતે હિંદુસ્તાન;
મનગમતો તુજને મળ્યો, આજે સુબો સુજાણ. ૧૪



# અંગ ૮ મું.

## વિવિધ વિષય.

### જનમંડળ અને ગ્રહમંડળ.

આર્યા–ગીતિ.

આધાર સુખતણો તે, છેજ રહયો સત્યના પ્રકાશપર ;
પણ તે પ્રકાશ ન અચળ, પણ ચંચળ છે જરૂર સમજ નર. ૧

જનમંડળ, ગ્રહમંડળ, એ બેની સ્થિતિ દિસે ખરિ સમાન ;
સંશય તલભાર નથી, પંડિત જન તે કહેછ પરમાણ. ૨

મધ્યસ્થ સૂર્યકેરી, આસપાસ તે પ્રદક્ષણા જેમ ;
કરતું રહે ગ્રહમંડળ, જુઓ નિરંતર તુટે નિયમ કેમ. ૩

તેમાં એકજ વખતે, પ્રત્યેક ગ્રહ ગ્રહે પ્રકાશ ખરો ;
પણ રવિઅંતરકેરા, પ્રમાણમાં અધિક, ન્યૂન ઊર ધરો. ૪

વળિ એકજ ગ્રહપરનો, પ્રકાશ પણ અધિક, ન્યૂન તે હોય ;
સમયભેદ કારણ તે, તેનૂં સમજૂ જનો સમજિ જોય. ૫

તેજ પ્રમાણે સ્થિતિ તે, જનમંડળની જનો તમે જાણો!
પંડિત લહે પ્રતાપી, અભિમાન ન અતંરે વૃથા આણો. ૬

સત્યરૂપ રવિકેરી, જનમંડળ આસપાસ છે ફરતું ;
ભિન્ન ભિન્ન ભાગોપર, તેજ અધિક, ન્યૂન તે ગ્રહણ કરતું. ૭

ત્યમ એકજ ભાગ ઉપર, સમય સમય તેજભેદ સમજાય ;
ઇતિહાસ પુરાતનથી, સિદ્ધ સહજ સુજ્ઞથી કરિ શકાય. ૮

ઇશ્વર ! એ તુજ વ્યાપક, તેમ અચળ નિયમ મુજને ભાસે ;
પણ વિરલા આ જગમાં, જે અંતરજ્ઞાનથી લહિ તપાસે. ૯

જગજનને અર્પી છે, "ગતિ"ની સ્થિતિ કેમ તેહ બદલાય ;
ચંચળતા એ ગતિનું, તાત્વિક લક્ષણ ખરૂંજ સમજાય. ૧૦

તે ચંચળતાકેરૂં, દુખ સ્વાભાવિક ગણાય પરિણામ ;
માટે એ સ્થિતિથકિ તું, અમને કર મુક્ત આજ શ્રી રામ. ૧૧

એ પ્રાર્થના અમારી, પૂરણ પ્રીતે ધરો પ્રભૂ કાન ;
શાંતિતણૂં પદ આપો, ધરિયે પ્રભુજી સદા અમે ધ્યાન. ૧૨

## ગૂજરાતી સોશિયલ યુનિયન

### સવૈયા.

વિદ્વજ્જન ગુજરાતીકેરો, જોતાં રૂડો સભ્ય સમાજ,
ઉપન્યો હર્ષ અધિક અંતરમાં, જે મુજને શું વરણું આજ ;
સ્નેહ વધો પરિપૂરણ સરવે, સભાસદોમાં એ આશીશ,
ઉચરે કવિજન નિજ અંતરથી, સફળ કરો તે શ્રી જગદીશ. ૧

સુધરી પ્રથમ સુધારો સહુને, એજ ધર્મ આપણનો સાર,
દેશદાઝ દિલમાંહી ધરવી, કરવો પ્રેમે પરઉપકાર ;
ભાષણ ભલિ વિધકેરાં કરવાં, ટળે જેથિ જનનું અજ્ઞાન,
ભલૂં કરેથી ભલૂં તમારૂં, સદાય કરશે શ્રી ભગવાન. ૨

વિદ્યારૂપ રૂડી સંપત્તી, ભલે મેળવી છે સહુ ભાઇ,
વાવરજો વિગતે કરિ જેથી, જશ જગતીમાં રહે છવાઈ;
ખખિલપણું ને બેદરકારી, એમાં નવ રાખશો લગાર,
દેશબંધુનૂં તિમિર ટાળતાં, ત્રૂઠે તમપર જગ કિરતાર. ૩

ખંડ,[૯] છંદ,[૭] વસુ,[૮] શુક્રદષ્ટિ[૧] એ ઇસવીસનમાંહી નિરધાર,
સ્થાપન કીધો સમાજ સુંદર, વિબુધજનોએ કરી વિચાર ;
ચરચા વિવિધ વિષયપર ચાલે, જહાં જ્ઞાનવૃદ્ધિને કાજ,
વળી વધે વક્તૃત્વશક્તિ સહુ, સભાસદોની તે સહસાજ. ૪

એ ઉદ્દેશ અધિક ઉત્તમ છે, સિદ્ધ કરો તે શ્રી પરમેશ,
સંપ વધો સહુમાંહિ નિરંતર, એજથકી છે લાભ વિશેષ;
દેશબંધુની દશા નિહાળી, કમર કસો કહું છું આ વાર,
જ્ઞાનખડ્ગ કર ધરી ડરો શું? થશે દેશકેરો જયકાર. ૫

અધિક માસમાં અધિક શીખ શી, આપૂં સમજૂ જનને આજ,
પુરૂષપણૂં પૃથ્વી પડમાંહી શોભે એવાં કરવાં કાજ ;
ધર્યું નામ છે આર્ય ધરાપર, કરો સારથક તેનું યાર,
અરજ એટલી ઉરમાં ધારો, સફળ મનોરથ થાશે સાર. ૬

## સ્ત્રીકેળવણી.

### દોહરો.*

કહે નપોલ્યન દેશને, કરવા આબાદાન ;
સરસ રીત છે એજ કે, દો માતાને જ્ઞાન. ૧

## સ્ત્રીઓના સુધારવાથી સુધારો.

### (ગરબી)

સ્ત્રિઓ સૂધરે સુધારો સર્વ જાણવોરે લોલ,
સદા સત્ય સાર એજ ઊર આણવોરે લોલ. ૧

સાચ સૂખ આ સંસારતણું જેટલૂંરે લોલ,
થાય પ્રાપ્ત માત્ર સ્ત્રીથકીજ તેટલૂંરે લોલ. ૨

કદી હોય કોક ઘેર સ્ત્રી કુલક્ષણીરે લોલ,
પતી નિજને દમે તે નિત્ય જક્ષણીરે લોલ. ૩

કરી કલેશ એ કુભારજા નિતે લડેરે લોલ.
દમી સ્વામિને હરેક કામમાં નડેરે લોલ. ૪

---

* અત્રેનાં "સ્ત્રીબોધ" નામના પ્રસિદ્ધ ચોપાનિયાંને માટે જે કવિને ઉપલી મતલબનો દોહરો રચવાં તે ચોપાનિયાવાળાએ જણાવેલૂં તેમને આ મારો રચેલો દોહરો પસંદ આવ્યાથી એજ મોકલી દીધો હતો અને તે અદ્યાપિ પર્યંત તે ચોપાનિયાપર મુકવામાં આવે છે.

હોય જેમ ઝાંસારૂપ ચોંટો થાપડોરે લોલ,
બળ્યો તેમ તે રહે સદા બાપડોરે લોલ. ૫

કોઇ વાતનો ઉકેલ સૂઝ ન પડેરે લોલ,
હાય દૈવ એમ મંનમાં કહી રડેરે લોલ. ૬

નાર એવિને મળે જો કંથ એહવોરે લોલ,
પટે તાલ સર્વેકોને જોવા જેહવોરે લોલ. ૭

તજી શર્મ કર્મ એવું નાર જે કરેરે લોલ,
લોક ફીટકાર તેનિપુઠે ઓચરેરે લોલ. ૮

ભણી નાર ભેદ જાણે ભલી વાતનોરે લોલ,
તજે છેક તે કુછંદ એવિ જાતનોરે લોલ. ૯

ભુંડા વ્હેમ પ્રેમ આણિ સર્વ વ્હેરશેરે લોલ,
શિખી સદગુણોતણા પુશાક પ્હેરશેરે લોલ. ૧૦

એવી ચાલ માતકેરિ છોરૂ શીખશેરે લોલ,
થયે મ્હોટ સુસ્વભાવનાં ભલાં થશેરે લોલ. ૧૧

થાય ફાયદા અધીક જેહ એથકીરે લોલ,
સવીતો કહે અમુલ્ય તેહ તો નકીરે લોલ. ૧૨

## ભણવાજતી છોકરીને દિધેલી

## શિખામણ.

### (ગરબી)

પ્રાતસમે ઊઠી બેની પ્રીતથી,
પાઠ વાંચિયે પોતાનો ખુબ નીતજો;
ફોકટ ના પળ પણ એક ગુમાવિયે,
એવી રૂડી સદા રાખિયે રીતજો. પ્રાતસમે. ૧

આળસને અંગથકી દુર કાઢિયે,
અને ઉદ્યમે રહિયે આઠે જામજો;
કે જેથી કાટ ચઢે તનને નહીં
સરે આપણા મનનૂં ધારયું કામજો. પ્રાતસમે. ૨

ભરમાઇ ભુલમાં તો ભમિયે નહીં,
જિવતર અડધું નિદ્રામાં વહિ જાયજો ;
તેમાટે ચિતમાં ચેતી ચાલવું,
તેથી આખર પસ્તાવો નવ થાયજો. પ્રાતસમે. ૩

જો હોયે વ્હાલાં એની આપણાં,
તેજ ખરેખર કડવૂં ઓસડ પાયજો ;
પ્હેલાં તો પીતાં કંટાળો ચડે,
પણ તેમાંથી અંતે હિત પરખાયજો. પ્રાતસમે. ૪

## ધનવંતપ્રશંસા.

### ચોપાઇ.

દુનિયામાં જે જન ધનવાન, તેજ ખરેખર પામે માન ;
અવર જંન તે તરણ સમાન, એહ વાત નિશ્ચે મન માન. ૧

તેજ ભણેલો પંડિત પૂર, તેજ વળી સંગ્રામે શૂર ?
તે તે તેજ કહે સહુ કોય, મુખડૂં નિરખી અદકા મ્હોય. ૨

જેહ ઠામ ધનવંતો જાય, તેહ ઠામ પગલાં પૂજાય ;
ઉઠી તેડવા સામા ધાય, માનસહિત તેડે ઘરમાંય. ૩

ભલે પધારયા ભાઇ તમો, થયા કૃતારથ આજે અમો ;
પાવન ઘર કીધૂં અમતણૂં, દર્શનથી મન હરખ્યું ઘણું. ૪

“ પુત્ર સપૂત ગણે મન માત, બ્હેન કહે સુંદર મુજ ભ્રાત ;
મુજ કુળદીપક બોલે તાત, જેથી જગમાં વાધી ખ્યાત.” ૫

જેને કોથળિકેરૂં જોર, દુનિયામાંહીં ચલવે દોર ;
ભાઇ ભાઇ સરવે જન કરે, જાણે તેથી સ્વારથ સરે. ૬

જેને ધનીતણો આસરો, સકળ ઠામ ઘૂમે તે ખરો ;
અવર જનો તેને કરગરે, અજબ ખેલ દુનિયાનો ખરે.

ધની નિરર્થક બોલે બોલ, મનાય તે કંચનને તોલ ;
વચન ખોટું જો કદિ ઓચરે, પુષ્ટિ આપિ હાજી સહુ કરે. ૮

મોટાસાથ ન ભરિયે બાથ, એમ કહી ખંખેરી હાથ ;
સાહ્ય રંકને કો નવ કરે, પાછળ પક્ષ ધનીનો ધરે.

રંક ડહાપણુ કરવા જાય, ગાંડામાં તે સ્હેજ ગણાય ;
ધની કદી મહા મૂરખ હોય, તોય સુજ્ઞ સમજે સહુ કોય. ૧૦

નાચ રંગની બેઠક થાય, તેમાં ધનવંતા જન જાય ;
ઉઠી સભા સહુ ઉભી થાય, માનતણા શિર ઢગ ઠલવાય. ૧૧

પુત્ર ધનીના પરણે પ્હેલ, કન્યા મળતાં તેને સ્હેલ ;
રંકતણા કૂંવારા ફરે, જગ આખી નિંદા ઓચરે. ૧૨

ખોટાં મુકતાફળની માળ, ધનીતણાં જો પ્હેરે બાળ ;
ખરાંતણી તે સ્હેજ મનાય, એવો છે દુનિયાનો ન્યાય. ૧૩

ઉપડે બોલ નહી જેટલે, હાજર થાય સહૂ તેટલે ;
એક કામ પાછળ સો ધાય, એવો બોલતણો મહિમાય. ૧૪

એવાં માન ધનીનાં કહ્યાં, દુનિયાદર્પણમાંથી લહ્યાં ;
નેમ કરયૂં વર્ણન આ ઠાર, સવિતો સઘળે શોધે સાર. ૧૫

## ઊંટ વૈદ વિષે.

શ્લોક.

આ વૈદરાજ નિજ પિંડ નહીં સુધારે,
શો રોગ છે શરિરમાં ન લહે લગારે ;
તોયે દુખો અવરનાં હરવા કહે છે,
તેથી મને અધિક સંશય તો રહે છે. ૧

### દોહરા.

આ ઔષધ ખાધાથકી, મરદી વધે અપાર ;
વૈદવધૂ દુરથી સુણી, હસે ઊભી તે ઠાર. ૨

અવર રોગની મૂજને, ખબર નથી તલભાર ;
ખસ, ખુજળી આ વૈદથી, મટે એહ નિરધાર. ૩

જો સોનાપુરમાં ત્વરિત, જવા રાખો આશ ;
તો ઔષધ લો આજ આ, વૈદરાજની પાસ. ૪

મટે રોગ કે નવ મટે, બને ગમે ત્યમ યાર ;
વૈદરાજની ફી પ્રથમ, કરિ રાખો તૈયાર. ૫

ઘરમાં ઘરડાંખોખરાં, ટકટક કરે હજાર;
નામ સુણી આ વૈદનૂં, રહે મુગાં તે ઠાર. ૬

ફેલાએ સહુ ગામમાં, મરકીનો આજાર;
વૈદરાજ આ અંતરે, પામે હરખ અપાર. ૭

લિમડો, વડ ને પીપળો, એરંડો એ ચાર;
ખોળી દેવા આજ છે, વૈદરાજ તૈયાર. ૮

મોત વિના મારે નહીં, કોને પણ જમરાજ;
વણમોતે મારે ઘણા, વૈદરાજ આ આજ. ૯

સુણ્યા નથી સારંગધર, સુશ્રુત, ચરક, નિઘંટ;
ધન્વંતરિ છું, વૈદ આ, કહે વજાડી ઘંટ. ૧૦

જગમાં ઉપજે જેહના, તનમાં ભૂંડો રોગ;
વૈદરાજ આ જો મળે, મળે તેહના ભોગ. ૧૧

વિના ત્રણ વના ચાલશે, નિર્ધન જનને ભાઈ;
સધન તેહવણ જગતમાં, ચલવી શકે ન કાંઈ. ૧૨

નગરનારિ આ વૈદની, રગરગ પરખી જોય;
નગરનારિની નાડિ એ, પરખી શકે ન તોય. ૧૩

અવર વૈદ્યથી અધિક છે, વૈદ્યરાજ આ સાર;
રોગમુક્ત તનમુક્ત બે, કરે સાથ નિરધાર. ૧૪

પૈસાપર પૂરી નથી, વૈદરાજને પ્રીત;
રૂપાનાણું દેખતાં, રિઝવું એ છે રીત. ૧૫

## મિત્રમરણવિલાપ.*

### દોહરા.

પ્યારા મિત્ર મને તજી, કેમ ગયો તૂં આજ;
હવે રેહશે ક્યમ કરી, દુનિયામાં મુજ લાજ. ૧

---

* એક અમદવાદવાસી રસિકસુજાણ મારા નાગર મિત્રના મરણપર આ દોહરા બનાવ્યા હતા.

મોતતણા ભાલાથકી, થયો સ્હેજ ઘાએલ ;
હતો દૂર તૂં તેથકી, જાણ્યૂં નહિં મેં વ્હેલ. ૨

સમાચાર પાછળથકી, મળે થયો હૂં જાણ ;
મરણસમે નવ મૂખડૂં, જોયું ઓ પ્રિયપ્રાણ ! ૩

આશરહિત પ્રીતી હતી, પણ નવ નિભી લગાર ;
કરમકૂટનૂં કર્મ તે, નડયું આવી આ વાર. ૪

ક્યહાં જાઉં કોને કહૂં, અંતરદુખની વાત ;
દૂજો કોણ મળે મને, ત્હારાવણ ઓ ભ્રાત! ૫

તુજવણ આ અવસર છઉં, ખરો આંધળોભીત ;
કોપણ કામવિષે નથી, ઠરતૂં મારૂં ચિત્ત. ૬

માત તાતનો તો હતો, અસલથકીજ વિયોગ ;
તેમાં વળિ ત્હારો થયો, ખરા કર્મના ભોગ. ૭

જે જે કાળજ માહરે, હતા સાલતા ઘાય ;
તે તે સર્વ રૂઝાડતો, યોગ્ય આપિ શિક્ષાય. ૮

અંતરનો પડદો હવે, ખોલૂં કોની પાસ ;
ગુણસાગર સ્નેહી વિના, છઊં થયો નીરાશ. ૯

ભૃગુસ્થાન રળિયામણૂં, જ્યાં ભૃગુરૂષિનો વાસ ;
દેવસ્થળ અતિ દીપતાં, વસે જયહાં અવિનાશ. ૧૦

ક્ષેત્ર મનોહર જેહમાં, સંત સાધુનો વાસ ;
વસતાં પામે પલકમાં, કોટિ કર્મ જ્યાં નાશ. ૧૧

જ્યાં પાવનિ નદિ નર્મદા, નિર્મળ વ્હેછે નીર ;
મળતા આપણ એકઠા, તેને દક્ષિણતીર. ૧૨

કરતા વાત વિનોદની, એક ચિત્તથી યાર ;
તે મુજ સુખડૂં વહિ ગયૂં, દેખવું નથિ નિરધાર. ૧૩

તવ મુખશશિવણ માહરૂં, ચિતચકોર આ વાર ;
પ્રાણ ! શાથિ સુખ પામશે ? ક્યાંહાં ? કિયે પ્રકાર ! ૧૪

શ્લોક, કવિત, પદ આદિનો, છટાથકી વદનાર ;
તુજસમ મુજને ક્યાં મળે, મનરંજન કરનાર ! ૧૫

સ્વાતિબુંદસમ વચન તુજ, તે ક્યમ વિસરયાં જાય ;
ચિતચાતકને તેહવણ, આજ તૃપ્તિ કયમ થાય. ૧૬

શાંતિરૂપ જે પક્ષિણી, મનપર કરતી છાંય !
તેહ ઉડી ગઇ રે હવે, ધીરજ કેમ ધરાય ? ૧૭

ફણિ વણમણિ સમ માહરા, આજ થયા છે હાલ ;
અથવા પંખી પંખવણ, જેમ દિસે કંગાલ. ૧૮

હૃદયકમળ બીડઇ ગયૂં, તુજ મુખરવિવણ યાર :
શોચરૂપ અલિ કેદિ નહિ, હવે નિકળશે બ્હાર. ૧૯

જ્યાં હોયે ત્યાં તાહરો, થજો સ્વરગમાં વાસ ;
એ આશિશ મુજ ઉરતણી, પૂર્ણ કરો અવિનાશ. ૨૦

## દુષ્ટ ભરતારની સ્ત્રીનો વિલાપ.

### (શિખરિણી)

કયાં પાપે મૂને, અતિશય ભુંડો આ વર મળ્યો,
દિને રાત્રે દે એ, દુખ વજર વેણો કહિ ઢળ્યો ;
વિના વાંકે આડૂં, લઇકરિ લડાઇ નિત કરે,
વિના માતા પિતા, કહું કુણ બિજાને પિડ અરે ! ૧

ધુની દુઃખોની જો, ચિત રહી ધમાઇ સળગતી,
પ્રભૂ મારી થાશે, ગરિબ અબલાની ભુંડિ ગતી;
વિચારી એવું ને, રહું મન મુઝાઇ બહુ ખરે,
વિના માતા પીતા, કહું કુણ બિજાને પિડ અરે ! ૨

કદી પર્ણાવી જો, પિપળ વડ શોધી દિધિ હતે,
હું તો નિત્યે તેથી, ખચિત દિલ ખૂશી બહુ થતે ;
લખ્યો મારે જે આ, પરમ હિણ પાપી કરમરે,
વિના માતાપીતા, કહું કુણ બિજાને પિડ અરે ! ૩

દિઠૂં છે મેં નાંહીં, સરસ સુખ મારી નજરથી,
ન બોલૂં કોસાથે, હળિમળિ હિણાનાજ ડરથી ;

મુને થાયે એવૂં, મરૂં હું શિર કાપી કરિ છરે,
વિના માતાપીતા, કહું કુણ બિજાને પિડ અરે! ૪

સુવર્ણાલંકારો, સજિ કરિ ન બેઠી હું સુખમાં,
કસાઇને પર્ણી, ડુબિ ગઇ ખરેખાત દુખમાં;
સદા શોચે મારી, નયનથકિ આંસૂ બહુ ઝરે,
વિના માતપીતા, કહું કુણ બિજાને પિડ અરે! ૫

દયાળૂ હે દેવા, અરજ મુજ ચિત્ત તું ધરજે,
ખરે વ્હેલી છૂટી, જલદિ હિણુનાથી તું કરજે;
ઢુંઢયો મારેમાટે, સરસ તજિ આ શઠ વરરે,
વિના માતાપીતા, કહું કુણ બિજાને પિડ અરે!

## પૃથ્વી* એ શૂં છે?

### સવૈયા.

પૃથ્વી એ શૂં છે? ઘોરખોદુ! વદ, ઘોર ખોદવાનું છે સ્થાન:
પૃથ્વી એ શૂં છે? ઊંઘણસી! વદ, સુવાતણું સુંદર સ્થળ માન. ૧

પૃથ્વી એ શૂં છે? કૃપણ! બોલ તું કનક ખોદવાની છે ખાણ;
પૃથ્વી એ શૂં છે? નિશાળિયા! કહે, મારે રમવા જગા પ્રમાણ. ૨

પૃથ્વી એ શૂં છે? શેઠાણી! કહો, મોજમઝાકેરૂં એ ધામ;
પૃથ્વી એ શૂં છે? કહે સિપાઇ, રણક્ષેત્ર રચવાનૂં ઠામ. ૩

પૃથ્વી એ શૂં છે? વિધવા! વદ તૂં, કેવળ મુજ મન એજ મસાણ;
પૃથ્વી એ શૂં છે? વદો રાયજી, મુજ રાજ્યાર્થે અર્પિત જાણ. ૪

પૃથ્વી એ શૂં છે? ગ્રંથકાર કહે, લખીશ ત્યાં હું તો મુજ નામ;
પૃથ્વી એ શૂં છે? વદ દરબારી, કીર્ત્તિ કમાવાનું છે ઠામ. ૫

પૃથ્વી એ શૂં છે? કહે ખારવા! છે મુજ ઘર દરિયામોઝાર;
પૃથ્વી એ શૂં છે? વદ વ્યાપારી, થઇશ કાલ કહેવા તૈયાર. ૬

પૃથ્વી એ શૂં છે? આજારી! કહે, મારે મન એ તો નથિ કાંઇ;
પૃથ્વી એ શૂં છે? વદ ધર્મીજન, સ્વર્ગદ્વારમારગ છે ભાઇ. ૭

---

* અંગ્રેજી ઉપરથી ભાષાંતર.

## શૃંગાર.

### દોહરા.

"ગઇ ચપળતા ચરણુની, ખેલ ઉપર નવ ભાવ;
કોણ હરે નિત મુજ કટી, એનો ભેદ બતાવ. ૧
પ્રીત પરસ્પર કીજિયે, જ્યમ નિશશશિનું હેત;
ચંદ્રવિના નિશ શ્યામ છે, નિશવણ હિમકર શ્વેત. ૨
એમ જેવાં એને બહુ, એ·સમ અમને એક;
કમળોને રવિ એક છે, રવિને કમળ અનેક. ૩

સમજાવ્યાં સમજે નહીં, પલક દિયે નવ ચેન;
નીર ભર્યાં તરસ્યાં રહે, અધિક અપૂરવ નેણ. ૪

વિછડતાંજ વાલમ સકળ, ગયો ઉલટિ સંસાર;
હિમકર, ચંદન, ચંદ્રિકા, હવાં દેહ દહનાર. ૫

ધીરજ, તન, મન, જ્ઞાન, ગુણ, સહૂ ગયાં પ્રિયસંગ;
દૃષ્ટિ દામનીસી પડી, ભસ્મ કર્યૂ સહુ અંગ. ૬

ચતુરશિરોમણિ! પ્રેમનિધિ! મુજ ચકોરના ચંદ!
ક્યારે દેશો નયનને, દર્શનથકિ આનંદ. ૭

તમવણ એટલિ કો કરે, દયા દયાલૂ નાથ;
જાણિ એકલી મૂજને, ગયા રાખિ દુખ સાથ. ૮

કહેવી સુણવી છે નહીં, વાંચી લખી ન જાય;
નિજ મનપરથી પરખજો, મુજમનતણી વ્યથાય. ૯
સજની મન તો એક છે, એ ન હવાં દશવીશ;
તે વાલમમાં જઇ વસ્યું, કોણ ભજે જગદીશ.?" ૧૦

## ઉદરભકુત કથાભટો.

### સાખી.*

"કથાકારણે કરે આપ લે, દ્રવ્યતણી જન જેહ;
અધોગતી ને નરકવાસદુખ, ભોગવશે બહુ તેહ. ૧

---

* તુકારામ બાવાના અભંગોનું એ ભાષાંતર છે.

દુખિયા પીડિત જનને રાખે, ગણી પોતિકા પાસ ;
પરધન તે વિખતુલ્ય પ્રમાણે, તેજ સત્ય હરિદાસ. ૨

બની લોભમાંજૈર ભીખ જઇ, માગે દ્વારેદ્વાર ;
ગાય તેજ નવ સમજે, "આપો કાંઇ" કરે ઉચ્ચાર. ૩

આશાડાકણ વસે અંતરે, મુખે જપે હરિનામ ;
ભય શ્રોતાજનતણાં ચિત્તને, જરૂર એવે ઠામ. ૪

## ધર્મઠગો વિશે.

### કાવ્ય છંદ.*

વેદબાહ્ય ખલ કરે, ઉભાં પાખંડ અધિક જે ;
સંતવિશે મુખ શ્યામ, તેનું જીવતર વળિ ધિક છે. ૧

કળજુગજોગે થયો, ધરમ સઘળો ધુળધાણી ;
ભક્તિ, જ્ઞાન, વૈરાગ્ય, સકળ પીલાયાં ઘાણી. ૨

પલંગપર બેસતી, દિઠી પુત્રી થઇ રાણી ;
હુકમ કરે માતને, "લાવ લોટો ભરિ પાણી." ૩

દુર્જનકેરો સંગ, જોઇએ તે નવ અમને ;
ક્ષણક્ષણ ચિતનો ભંગ, થાય દુખ ત્યમ વળિ તનને. ૪

ક્ષમા, દયા ને શાંતિ, સદન ત્રણકેરૂં જ્યહાં છે ;
દેવતણો તો જરૂર, જાણવો વાસ ત્યહાં છે. ૫

સાધુ તેજ જાણવો, વિષય સહુ ખોટા ત્યાગે ;
જગકેરૂં કલ્યાણ, જગતપતિ પાસે માગે. ૬

## સારંગધર વિષે.†

### દોહરા.

આરંભથકી અંત લગિ, જો આ ગ્રંથ ભણાય.
વિવિધ વ્યાધિ ઔષધતણો, અનુભવ ઉત્તમ થાય. ૧

---

* તુકારામના અભંગનું ભાષાંતર છે.

† અત્રેના કાલબાદેવી રોડના પ્રસિદ્ધ બુકસેલર મી. દામોદર ઇશ્વરદાસના ગુજરાતી સારંગધર નામના પુસ્તકમાટે તેમની સૂચના ઉપરથી એ દોહરા રચી આપ્યા હતા.

વૈદકશાસ્ત્રતણો રૂડો, છે પ્રાચિન આ ગ્રંથ,
શિખતાં સ્નેહે સૂઝશે, પરમ સૂખનો પંથ. ૨

અવર જંતુ નિજ રોગનાં, ઔષધ શોધી સાર;
નિજ તન રોગરહિત કરે, એ ચાતુર્ય અપાર. ૩

પણ માનવિ નિજ વ્યાધિનું, ઔષધ લહે ન લેશ;
વણસાડે વપુ તેથકી, કોપે શ્રી પરમેશ. ૪

સહુ સજ્જનને કારણે, કર્યો ગ્રંથ તૈયાર;
વાંચી વિગતેથી પછી, શોધો તનસુખ સાર. ૫

## સુખ દુખ.

### સોરઠા.

સુખ દુખ આ સંસાર, વારાફરતી આવશે;
કલકલ કરી ગમાર, ફોકટ માથૂં કૂટશે. ૧

રાજા ને વળિ રંક, સરવે સુખ દુખ ભોગવે;
કરમતણા જે અંક, તે તો ટાળ્યા નવ ટળે. ૨

માનવિ મનમાં ગર્વ, મિથ્યા તૂં નવ આણતો;
થાશે ધાર્યું સર્વ, ધણીતણૂં આ જગતમાં. ૩

દુખના ડુંગર પૂર, પડે તુટી મુજ મસ્તકે;
કરે કદી તન ચૂર, તોય ન ચળવૂં ધરમથી. ૪

એ પણ પ્રભુજી પાર, કૃપા કરીને પાડજો;
મારે જગદાધાર, એક ભરોસો આપનો. ૫

## કરકશા અને તેનો કંથ.

### ઝુલણા છંદ.

કંથ—"પાપણી પાક કરતી નથી કેમ તું!
કંરકશા—પાપિ તારો પિતા હું ન કાંઈ;
કંથ—રાંડ શિદને બકે!
કરકશા—રાંડ તુજ માવડી, બ્હેન એમાં કશી ના નવાઈ!

કંથ—નિકળ રંડા તું ઘરમાંથકી માહરા,
કરકશા—હોય ઘર તારૂં પીટયા કસાઇ.
કંથ—આપરે ઈશ તું મરણ મુજને હવાં,
કરકશા—એથકી અવર શું સૂખદાઇ?"

## ઉપદેશ.

### આર્યા—ગીતિ.

"અંતર કંટકવાડ, તસ્કરનેઅર્થે પાળિયે શ્વાન;
ન્યૂન અરિતણું કળવા, ખળ, દુર્જન રાખવા જરૂર જાણ." ૧

## ચિત્રકાવ્ય.

દ્વીપદી તથા ત્રિપદીબંધ.

### દોહરો.

ભૂતરાજ અતિનાથ ભવ, ભજ, ન તજનિ જન વામ;
રતરાજ રતિનાથ ભવ, ભજ, ન તજનિ જન વામ. ૧

### કપાટબંધ, સર્વતોભદ્ર, અશ્વગતી, ચરણગુપ્ત, તથા ગોમૂત્રિકાબંધ.

ભજી રામ કાળકાળ, તજી કામઝાળ ટાળ;
હજી આમ ખાળ ફાળ, સજી નામમાળ બાળ. ૨

## ૧ સમસ્યાપૂર્ત્તિ.

"પાદશાપાસ પાડૂ વળાવે."

### ઝુલણા છંદ.

દિવસ જવ પાધરા હોય દુનિયા વિષે,
દુઃખ હઠિ દૂર તવ સહજ જાવે;
રિદ્ધિ ને સિદ્ધિ સહુ સહજ ત્રૂઠે વળી,
ઘેર બેઠાં વહી ગંગ આવે.
થાય તરણાંતણો મેરૂ ત્યમ પલકમાં,
રંક નૃપછત્ર મસ્તક ધરાવે;

* એક મિત્રે મોકલેલી.

કણબિ કંગાલ પણ દિવસના યોગથી,
પાદશાપાસ પાડૂં વળાવે. ૧

### समस्या २ जी.*

"मधुपान सदा कर भावथि भाई."

**સવૈયો.**

આ ભવરૂપ ભયાનક કાનન, જાણુ જરૂર મહા દુખદાઇ,
તેહવિષે વિષયોરૂપ છે વિષવૃક્ષતણાં ફળ તેથી લુભાઇ;
રે મનરૂપ મધૂપ મહા મદમત્ત થઇ પડતો ન ફસાઇ,
શ્રીપતિનાં પદપંકજનું મધુપાન સદા કર ભાવથિ ભાઇ. ૨

### સમસ્યા ૩ જી.†

"देखि चकोर निशाकर नाच्यो"

**सवैयो.**

पंकज पेखि अलि हरख्यो अलि पेखि न पंकज रंचहि राच्यो,
सो विकस्यो रवि देखतही रविको तब तापर स्नेह न साचो;
यैां मनमोद कबू न लहे जिनके मन जापर भावहि काचो,
सज्जन आप विचार करो कब देखि चकोर निशाकर नाच्यो ॥ ३॥

### સમસ્યા ૪ થી.

"प्रभाकर पेखि चित्त हरख्युं चकोरीनुं"

**કવિત.**

રૂપના નિધાન ભૂપ ભેગા સભામધ્ય થયા,
હતૂં જે સમય લગ્ન જનકકિશોરીનું;
આતુર સકળ અવનીશ હતા અંતરમાં,
નિરખવા વદન તે ગુણવંતી ગોરીનું;

---

* સન ૧૮૭૧ ના આગરાના બુદ્ધિવર્ધક ગ્રંથમાં માંગેલી.

† એ અને એની નીચેની બે સમસ્યાઓ આગળના બુદ્ધિપ્રકાશમાં આપવામાં આવી હતી. તે મારા મિત્ર મનસુખરામ કુબેરજીના કહેવાથી મેં પૂરી કરી તે ચોપાનિયાના એડીટર ઉપર મોકલી હતી. એ ત્રણે સન ૧૮૭૧ ના નવંબરના તે ચોપાનીયાના અંકમાં છાપવામાં આવી છે.

એવે સખીસંગ અંગ ષોડશ શૃંગાર સજી,
આવી અલબેલી રૂપ જોઇ ચિત્તચોરીનું;
મોહયા નૃપ પણ એક રામનાં વદનરૂપ,
પ્રભાકર પેખી ચિત્ત હરખ્યું ચકોરીનું. ૪

### સમસ્યા ૫મી.

"बांझ सपूत बिना अखियान कुहू निशमें शशि पूरन पेख"

### सवैयो.

संजयसे बहु सुज्ञ मिले सिख देन लगे कितनी पुनि देख,
पूत कपूत मिले बिधिने जु ललाट लिख्यो न टर्यो वह लेख;
आप बिपत्ति लगी तिनमें रति पंडुकुमारनकी तिहिं रेख,
बांझ सपूत बिना अखियान कुहू निशमें शशि पूरन पेख॥ ९॥

### ઇશ્વરભકિતવિષે.

પરમ જ્ઞાની જ્ઞાનેશ્વરના વિચાર.

### દોહરા.

"ભેખ ધરી સંન્યાશિનો, ફરતા દિસે ઘણાય;
પણ વિરાગનૂં અંગ તે, આણ્યું નાજ અણાય. ૧

ચિત્રકાર રવિચિત્ર શુભ, ચિતરે તો ચિતરાય;
પણ પ્રકાશનૂં અંગ તે, આણ્યું નાજ અણાય. ૨

ચતુરાઇના યોગથી, કવિતા રચે રચાય;
પણ પ્રાસાદિક રંગ તે, આણ્યો નાજ અણાય. ૩

કિરતનમાં હદ વાળવી, વાળી તેહ વળાય;
પણ શ્રીહરિપદ પ્રેમ તે, આણ્યો નાજ અણાય."

### કાવ્યચંદ્ર.

### ગીતિ.

"સજ્જનમનકૈરવને, વિકચ્ય કરે જગતતાપ સહુ ટાળે;
અજ્ઞાનધ્વાંત સકળ, હરે રસિકજન ચકોરને પાળે. ૧

વિધવિધ વસ્તુ પ્રકાશે, કવિહૃદયાબ્ધ્યર્થ તોષનો હેતૂ;
કાવ્યેંદુ સ્વપ્રભાએ, ખળ, વિરહીને ખરોજ ધુમકેતૂ." ૨

## સ્ફુટ આર્યા—ગીતિ.

જય જય જય ગજવદના, તવ પદપંકજ પુજે પરમ સૂખ ;
વરદાયક ખલઘાયક, ગણનાયક મુજ હરો સકળ દુઃખ. ૧

ગૌરીધર, ગંગાધર, શશિધર, ફણિધર, જટાધર, વિષધર;
ભૂતેશ્વર, રામેશ્વર, વિશ્વેશ્વર, ત્ર્યંબકેશ, દુઃખહર. ૨

કામ, કપટ, દંભ તું તજ, ભજ જિવ શિવ રાખિ નિત્ય સંભાળ;
નિકર ખરેખર તુજને, ગળિજાશે કાળવ્યાળ ભરિ ફાળ. ૩

જય કરૂણાકર શંકર, નથિ નથિ તુજ નામ શબ્દ નિરધાર;
પણ છે ભવાબ્ધિસેતૂ, જેથી ઉતરે જનો સુખે પાર. ૪

પામર ભકતતણૂં તૂં, સુણિ એવૂં કર કૃપાનિધી આજ;
રસના રસ ના ચાખે, હરિરસવણ કો કટૂ જગતરાજ. ૫

સ્મરહર સ્મર હરઘડિ તૂં, જેથી ભવઅબ્ધિ આખરે તરશે;
આકળિ બાધા આ કળિ, મુકત થવા તૂં ભિજાનિ ભજનરસે. ૬

વામ તજી વામન તૂં, વામ ભજે વામ અર્થ તવ ન સરે;
વા ! મન વામ ન જેનૂં, વામ, વિધીવિધિથકી સ્તવંન કરે. ૭

શ્યામભજનવણ જગમાં, શ્યામ વદન દાખવે મદનભકત ;
અંધો આંખ ન દેખે, પણ હાંસિ પુઠે કરે અખિલ જકત. ૮

મનમોહન તજી ખળ જન, પરનિંદા કરિ ભરે સદા પેટ;
મનમોહ ન તજિ ગોથાં, ખાયે થઈ ગર્ક નર્કમાં નેટ. ૯

દ્રુમડાળરૂપ ઝુલણે, કોયલડી કૃષ્ણવર્ણિ જયમ ઝૂલે ;
માયારૂપ હિંડોળે, ઝૂલે ત્યમ બુદ્ધિપક્ષિણી ભૂલે. ૧૦

જિવરાજ લાગશે જવ, ઓચિંતી કાળતોપની ચોટ ;
સમજીલો નિશ્ચય તવ, ઢળિ પડશે કાયરૂપ આ કોટ. ૧૧

રણમાં ગ્રીષ્મ રૂતૂમાં, ભાસેછે ચાલિજાતિ જે ઝાળ ;
તેરૂપ અશ્વિનીપર, કાં નવ હોયે સવાર તે કાળ. ૧૨

"રવિ, શશિ, નક્ષત્રો એ, પ્રકાશદાયક છતાં સરવ જનને ;
મૃગલોચના વના જગ, ભાસેછે અંધકારરૂપ મને.' ૧૩

હરલોચનાનલે તુજ, મદન કરી ખાખ બાળિને દેહ ;
તેમાં જગજનને શિદ, બાળેછે સત્ય દુષ્ટ ઝટ કેહ. ૧૪

શ્રી શ્રીધરપદકંજે, નમિ જે શુભ ગ્રંથ શ્રીવરે કીધો ;
શ્રીધરવિજય અનુપ તે, શ્રીધરના સ્નેહથી સમજી લીધો. ૧૫

કેશવસુત કવિ કવિસમ, પંડિત વડ કાવ્યચંદ્રિકા ચારૂ ;
જેની જગે પ્રકાશી, વિદ્વજ્જનમનપયોનિધીસારૂ. ૧૬

પર્જન્યવૃષ્ટિથકિ જ્યમ, શીતળતા ભૂમિ ઉપરે થાયે ;
વચનામૃતવૃષ્ટિથકી, થંડક ત્યમ અંતરે પસરિ જાયે. ૧૭

સ્વર સરખો શુરવિર તે, નીજ બળે કાર્ય સિદ્ધ આપ કરે ;
વ્યંજનસમ કાયર જન, તે તેમાં આશ પારકીજ ધરે. ૧૮

પાછળ ખળ જન નિંદે, તેપર સજ્જન ધરે નહીં કાન ;
કરિ લેખવે ન કાંઇ, જો પૂઠે બહુ ભસે કદિ શ્વાન. ૧૯

જુજ વિદ્યા અભિમાની, મેળવતાં છાકિ કેમ નવ જાયે ;
વાત ખચિત ચિત ધારો, ઘટ અધુરો કેમ નાંહિ છલકાયે. ૨૦

જે જન અમુલ્ય નિજ શુભ, આળસમાં કાળ સર્વદા રોકે ;
તે મૂર્ખનાં સદનનૂં, દરિદ્રતા દ્વાર કેમ નવ ઠોકે. ૨૧

ઘરમાં બૈરાંઓમાં, બેશિ ન કર બટકબોલ્યું નાદાન ;
અનુભવ અડધો પંડિત, કરશે તુજને ફરેથિ સત માન. ૨૨

સત્ય રહિત કદિ વાણી, જિવ્હા તૂં નવ મુખેથકી લવતી ;
વળિ અપરાધ છુપાવ્વા, ઝાઝાં નવ પાટિયાં તું ગોઠવતી. ૨૩

દિનકરતણે પ્રકાશે, તારાતણું તેજ જેમ ઢંકાય ;
પંડિતજન આગળ ત્યમ, મૂર્ખતણા વાદ તે વૃથા થાય. ૨૪

જ્ઞાનાગ્નિએ ન પિગળ્યૂં, મીણપઠે હૃદય તારૂં તે જ્યારે ;
રે! માનવિ કોણ હશો? તુજસમ શઠ વિશ્વમાં દુજો ત્યારે. ૨૫

## કુકડાને શીખામણ.

### દોહરો.

કથન કહું સુણ કૂકડા, તુજ હિતકારણ આજ;
તારે તત્પર નવ થવું, રત્નપરીક્ષાકાજ. ૧

## કવિતારસ.

### આર્યા-ગીતિ.

પવન પ્રવેશ કરીને, હિલવે છે વૃક્ષડાળને જેમ;
સુંદર કવિતારસ તે, અસર કરે છે મનેંદ્રિને તેમ. ૧



## મારી કવિતા તથા અલંકારચંદ્રિકા બાબતના અભિપ્રાય.

* * * "આ કવિની કવિતા રસિક ગૂર્જર ભાષામાં છે. અને કહિં વ્રજભાષામાં પણ છે. ભાષાપંડિત કવિયો પાસે એ કવિયે કવિતા શીખવાનો અભ્યાસ કર્યો છે, તેથી શબ્દની અને અર્થની યોગ્યતા સારી આવી છે. વાંચતાં તથા સાંભળતાં સમજાય અને રસ ઉપજાવે એવા ગૂર્જર ભાષાના રસિક શબ્દ મૂકયા છે. ધર્મ, જ્ઞાન, ભક્તિ અને નીતિમણી આ કવિનું વલણ છે એવું એની વાણી ઉપરથી જણાઈ આવે છે. આ કવિયે કવિતા સંબંધી વિશેષ જ્ઞાન મેળવેલું છે એટલુંજ નહિ પણ કવિતાગુણ એમાં ઇશ્વરે સ્વાભાવિક મૂકયો હોય એવું પણ જણાય છે. વિદ્વાન કવિ હોય પણ ઇશ્વરે એને એ ગુણ ન આપ્યો હોય તો તેની કવિતા સારી વખાણાતી નથી. આ કવિયે અનુપ્રાસ સારા મૂકયા છે. આ કવિને અમે દીઠા નથી તોપણ એમની વાણી ઉપરથી એટલું અનુમાન થાય છે કે એ ગુણવાન હશે, હવે એ જે જે ગ્રંથ કરશે તે સારા કરશે." * * * *

બુદ્ધિપ્રકાશ પુ૦ ૧૪ મું. આં. ૧૦ મો. અકટોબર ૧૮૬૭.

---

"અલંકારચંદ્રિકા"—"એ પુસ્તક ગુજરાતી ભાષામાં સંસ્કૃત તથા વ્રજ ભાષાના ગ્રંથો ઉપરથી ભાઇ સવિતાનારાયણ ગણપતિનારાયણે રચીને મુંબઇમાં છપાવી પ્રગટ કર્યું છે. તે પુસ્તક વિષે મારો અભિપ્રાય એવો છે કે ગુજરાતી ભાષા જાણનારને કવિતાના અલંકાર જાણવાસારૂ એ પુસ્તક ઘણું ઉપયોગી છે. ભાષાભૂષણ ઉપરથી કેટલાએકે અલંકાર જાણવાની ચોપડીઓ ગુજરાતીમાં રચેલી છે, પણ કેટલેક ઠેકાણે (તેમાં) ભાષાભૂષણથી ઉલટોજ અર્થ જોવામાં આવે છે; પણ આ અલંકારચંદ્રિકામાં જેટલા અલંકાર લખેલા છે

તેટલા સંસ્કૃત તથા વ્રજ ભાષાના બીજા ગ્રંથો સાથ મેલવતાં નિઃસંશય અને સ્પષ્ટ સમજાય છે; માટે આજ સુધીમાં અલંકાર વિષે ગુજરાતી ભાષામાં જેટલાં પુસ્તકો રચાયાં છે તે સર્વેમાં "અલંકારચંદ્રિકા" સર્વોપરિ છે એમ હું ખાત્રીથી કહું છું." * * * *

તા૦ ૧૦ મી મે
સન ૧૮૮૨.
લિ. ક. દલપતરામ ડાયાભાઈ.

---

અલંકારચંદ્રિકા— * * * * "સંસ્કૃત તથા વ્રજભાષાના ગ્રંથોને આધારે એ પુસ્તક ઘણી સંભાળ તથા સમજની સાથે રચ્યું છે. એમાં ૧૧૦ અલંકારનાં લક્ષણ ઘણાં ઉદાહરણ સાથે સમજાવ્યાં છે. આ પુસ્તક લખીને કવિ. સવિતાનારાયણે આપણી ભાષાના નાના ખજાનામાં અગત્યનો વધારો કર્યો છે. એ ભાઇ ગુજરાતી ભાષાના એક સુઘડ લખનાર છે, અને અલંકારના વિષયનો ઘણા વરસથી અભ્યાસ કરતા આવે છે, તે આ પ્રસંગે સાર્થક કર્યો જણાય છે. આ ગ્રંથનો વિષય જેવો સુંદર છે તેવોજ છપાઇ વગેરેમાં પણ સુંદર રીતે તૈયાર થયો છે. એનાં પૃષ્ઠ ૧૧૭ છે અને કિંમત રૂ ૧) રાખી છે તે એ ગ્રંથની ખુબી તથા મેહેનત તર્ફ જોતાં કાંઇજ નથી એમ કહી શકાય. માટે ગુજરાતી ભાષાના કેળવાએલા સઘળા ગૃહસ્થોએ આ પુસ્તક પોતાની પાસે રાખવું જોઇએ એમ અમારો વિચાર થાય છે."

ગુજરાતશાળાપત્ર ફેબ્રુવારી ૧૮૮૧.

---

અલંકારચંદ્રિકા— * * * * "કવિ. સવિતાનારાયણે ઘણી મેહેનત કરી અલંકારનો ગ્રંથ બાહાર પાડયો છે અને ગુજરાતીમાં કાવ્યગ્રંથની એ એક ખૂટ પૂરી પાડી છે. એ ગ્રંથ કવિઓને અને કવિ થવાની હોંસ રાખનારાને ઘણો ઉપયોગી છે. * * * * એ ગ્રંથ સુજ્ઞ ગૃહસ્થોની લાઇબ્રેરી શોભાવે એવો છે; અને તેની કિંમત રૂ૧) છે તે તે પાછળ લીધેલી મેહેનતનાં પ્રમાણમાં કાંઇ નથી.",

વિજ્ઞાનવિલાસ પુ૦ ૧૨, અં ૪ એપ્રીલ ૧૮૮૧.

"અલંકાર ચંદ્રિકા"–"એ નામનો ગ્રંથ તેના કર્તા કવિ સવિતાનારાયણ ગણપતિનારાયણ તરફથી અમને ભેટ મળ્યો છે. એમાં સારા ઊંચા કાગળનાં ૧૨૦ પૃષ્ટ છે. કિંમત રૂ૧) છે જે કર્ત્તાના પરિશ્રમ આગળ વધારે નથી. * * એમાં કર્ત્તાનો શ્રમ ખરેખરો સ્તુતિપાત્ર છે. વિદ્વાનમાં ખપવાની ઇચ્છા કરનારને ખસુસ કરીને એ ગ્રંથ અવલોકન કરવાને યોગ્ય છે એમ અમે ધારિયે છૈયે." * * * * હિતેચ્છુ તા૰ ૩જી ફેબ્રુવારી ૧૮૮૧.

---

પુસ્તકપરીક્ષા–* * * * "વાણીની સામાન્ય રીતથી ભિન્ન રીતે બોલવું તે આલંકારિક ભાષા" અને તેવું આ પુસ્તક જોઇને અમે ઘણા આનંદિત થયા છીયે. ભાઇ સવિતાનારાયણની કવિત્વશક્તિનો આ એક ઘણો સારો નમુનો છે અને તે બાહાર પાડવામાં તેમણે અતિ શ્રમ વેઠેલો છે. * * આ પુસ્તક રચીને રા. સવિતાનારાયણે ગુજરાતી ભાષાની રૂડી સેવા બજાવી છે. * * * * કવિતાના અભ્યાસીઓને આ પુસ્તક વધારે સહાયકારક થઈ પડશે એમ તેમની રચના ને સમજાવવાની રીતીપરથી માલમ પડે છે. ઘણી વેળાએ જે ગૂઢાર્થ હોય છે તેથી સાધારણ અક્કલમાં અલંકારની ભાષા ઉતરતી નથી તેવું આ પુસ્તકમાં જોવામાં આવતું નથી. વળી ઉદાહરણો આપવામાં પણ ઘણી સાવચેતી રાખવામાં આવી છે:–કે જેમ બને તેમ દોષરહિત ઉદાહરણો આપવાં. વિશેષ કરી કવિ સવિતાનારાયણમાં જે હસમુખો સ્વભાવ છે તેપણ આ પુસ્તકમાં સ્પષ્ટ માલમ પડી આવે છે. * * * (એ) ગ્રંથની આખરે ૧૫ નવિન અલંકાર આપ્યા છે તે દોષરહિત છે ને કવિની ચતુરાઇના નમુના છે. ને તેટલામાટે અમે એ પુસ્તકની જનમંડળમાં વિશેષ વૃદ્ધિ ઇછીયે છિયે." * * *

"ગુજરાતી" તા૰ ૨૭ મી ફેબ્રુવારી ૧૮૮૧.

---

"We are much indebted to Kavi Savitánáráyan Ganpatináráyan for presenting to us a copy of his work called Alankara Chandrika. It is a recent publication, useful to poets and lovers of fine literature, from the pen of one who is well-known among the Gujerati community for his abilities, both as a poet and a keen observer of things, that happen to pass under his observation. The work is very elaborate, and so far as we can judge, is an improvement on the "Alankar Pravesha" by the celebrated poet Narmadáshankar Lálshankar which treats of the same subject; and its perfect scientific treatment unquestionably entitles the author to very high praise." * * * * * *

THEOSOPHIST. JULY 1881.

